હણી કુસંપ વસે સઉ સંપથી,
વળી ભળે મનમાં મન પ્રેમથી;
ઉદય ગિરિ તણાં શિખરો પરે,
જન ચડે બલ એવું દીઓ હરે 2

ધરમ પાલન સત્ય વળી કરે,
નીતિ મહિ વ્યવહાર દીસે ખરે;
પ્રભુ તણું સઉ ધ્યાન પ્રીતે ધરે,
ચતુર માર્ગ પ્રીતે જન આદરે. 3

સઉ દીએ શુભ જ્ઞાનજ બાલને,
કદી કરે નહિ બાલ વિવાહને;
દુર કરે અઘટિતજ ભોજનો,
વળી રિવાજ ટળે રડ કુટનો. 4

પુરૂષ કો કદી જાય વિદેશમાં,
ન પજવે જન કો કદી જ્ઞાતિમાં;
સમયને દઈ માન અનુસરે,
સુમતિ એવી દીઓ સઉને હરે! 5

અરે તિમિર દુર થજો મુજ જ્ઞાતિનું,
પ્રકટ જ્ઞાન થજો શુભ જાતનું;
ગમન કાલ કરો સઉ સુખથી,
પ્રભુ! પ્રણામ કરૂં શુદ્ધ પ્રેમથી.

(વિશ્વ વિહારી)
(બી. વી. સી.)

---

## શ્રીઇષ્ટદેવ પ્રાર્થના.

અમે ઇશ્વર માગીએ એટલું—એ રાગ

ધન્ય ધન્ય દીવસ છે આજનો.
ધન્ય ધન્ય ખડાયતા મિત્ર.—કોટ્યર્ક આરાધીએ. 1
ધન્ય જન્મ દિવસ શુભ સાલમાં,
ધન્ય ઇકોતેર કાર્તિક માસ.—કોટ્યર્ક૦ 2

આજે નૂતન વર્ષ પુરૂં થયું,
હર્ષે ગાઈએ મંગળ ગીત—કોટ્યર્ક૦ ૩
"મિત્ર" બાળક થયું વર્ષ એકનું,
પ્રભુ અર્પજો અક્ષય બળ—કોટ્યર્ક૦ ૪
વળી આપજો નું ધૈર્ય પ્રેમને,
શાંતિ હિતનું સુધરે કાજ—કોટ્યર્ક૦ ૫
પ્રભુ થજો તેના સંરક્ષક,
પ્રસરો મિત્રની મિત્રતા સાદ.—કોટ્યર્ક૦ ૬
કોટી અર્ક પ્રભુ રક્ષા કરો,
એને વંદીએ જોડી બે હસ્ત.—કોટ્યર્ક૦ ૭

( શાંતિ બંધુ. )

---

પ્રથમ ચાંદના ખાળી પુરી બની રે—એ રાગ.

આજે જયંતિ, ઉજવીએ સહુ ઉમંગથીરે;
જોડો "બંધુ-જ્યતા, મિત્ર," લઈને હસ્ત.
પ્રેમે હળી મળીને બંધુઓના સાથમાંરે.

આજ ઉજવણી આપણી, જમશે ગામો ગામ;
કોટીઅર્ક પ્રભુ તણી, જય ગર્જશે અમાપ.

એ સુભ પ્રસંગે, આજ જયંતિ મિત્રનીરે;
અર્પો લાંબુ આયુષ્ય, સુખ ઇચ્છી કુળ દેવ.
પ્રેમે હળી મળીને બંધુઓના સાથમાંરે ●

---

● આ કવિતા ફંડના ખાસ ઉત્સાહ રૂપે ઘણી સારી બની છે પણ સ્થળસંકોચને લીધે આખી પૂરી આ અંકમાં લઈ શકાતા નથી પણ આવતા અંકમાં બાકીની લઈશું.

# અમો પોતે ને નૂતન વર્ષ.

પ્રિય જ્ઞાતિ બંધુઓ, આજે આપણા ઇષ્ટદેવ શ્રીકોટયર્ક મહાપ્રભુનો જયન્તીનો દીવસ છે જે ગામેગામ ઘણી ધામધુમથી ઉજવવામાં આવશે. તેજ દીને આપણું "ખડાયતા મિત્ર" પણ પોતાનું પ્રથમ વર્ષ પુરૂં કરી બીજા વર્ષમાં પ્રવેશ કરે છે, તે પણ આપણા આ પત્રને યાદ કરવાનો ઉત્તમ પ્રસંગ છે. એક ઇષ્ટદેવ છે બીજો મિત્ર છે. મિત્ર ખરા મિત્રનું કામ કરે એ ઇષ્ટની કૃપાથીજ એમ અમારી ખાસ માન્યતા છે ને તેથી કરીને ગત વર્ષમાં "મિત્રને" મળેલી ફતેહ અમે તે ઇષ્ટની કૃપાનેજ આભારી ગણીએ છીએ. ગયા વર્ષના અંકોમાં મિત્રને જ્યારે ત્યારે મળેલી ફતેહની નોંધ લેતાં અમે અમારો એજ ભાવ પ્રદર્શિત કર્યો છે અને તેજ અમારો અને અમારા મિત્રમંડળના સભાસદોનો ભાવ કાયમ રહે એજ શરૂઆતમાં અમે શ્રીઇષ્ટની પાસે ખરા અંતઃકરણપૂર્વક યાચીએ છીએ.

**મિત્રમંડળ:** આ માસિક કાઢવાનો પ્રથમ વિચાર તો અલબત્ત આપણી મુંબાઇ ખાતેની ખડાયતા સમાજને ઉદ્ભવ્યો હતો ને તેથી કરીને અમે તેને માસિકના પિતા તરીકે લેખીએ તો કંઇ ખોટું નહી ગણાય અને અમને જણાવવાને હર્ષ ઉપજે છે કે મુંબાઇ ખડાયતા સમાજે પિતા તરીકેની પોતાની ફરજ "મિત્ર" તરફ પૂર્ણપણે ગત વર્ષમાં બજાવી છે. પિતા તરીકે રક્ષણ આપવા છતાં "મિત્ર"ની આર્થિક સ્થીતિ સંગીન બનાવવાના ઉદ્દેશમાત્રથી "મિત્ર"ના મિત્રમંડળની યોજના ઘડવામાં આવી હતી તે તો દરેક જ્ઞાતિબંધુને સુવિદિતજ છે. તેમાં દાખલ થવાને માટે ફક્ત રૂ. ૧૫) અંકે પંદરનીજ ફી રાખવામાં આવી છે કે જેથી જ્ઞાતિની સ્થીતિ જોતાં કોઇને ભારે નહી પડે અમને જણાવવાને હર્ષ ઉપજે છે કે તે મંડળમાં અત્યારસુધીમાં લગભગ ૭૫ ગૃહસ્થો દાખલ થયા છે ને હજી બીજા દાખલ થશે એવી પૂર્ણ આશા રાખી શકાય છે તેમાંના ઘણાખરાનું લવાજમ વસુલ થઈ ગયું છે ને બાકીના જે થોડાએ હજી સુધી મોકલાવ્યું નથી તેઓ થોડા વખતમાં મોકલાવી દેશે એવી અમને ખાત્રી છે. તેમાંથી વસુલ થયેલાં નાણાં, રાજેશ્રી મીકમલાલ રણછોડલાલ દેસાઇ અને અમારી મારફત સારે સ્થળે રાખવામાં આવ્યાં છે ને થોડી સીલક અમારી પાસે છે તે બાબતનો હીસાબ છાપી પ્રસીદ્ધ કરવામાં આવશે, ને તે મિત્ર મંડળના ગ્રાહકોને મોકલી આપવામાં આવશે. તેમ કરી પૈસાની તંગીને લીધે ઉત્પન્ન થતી ચિંતાના બોજામાંથી અમને જે બાન્ધુઓએ મુક્ત કર્યા છે તેમનો પણ અત્રે આભાર માનવામાં આવેછે કેમકે અમારી જાણમાં સારી રીતે છે કે બીજાં કેટલાંક જ્ઞાતિપત્રોના તંત્રી આને એ મુંઝવણ વેઠવી પડતી હોવાનેલીધે તેઓ પોતાનું કાર્ય સારીરીતે બજાવી શકતા નથી —આ પ્રમાણે જ્ઞાતિના હિતને માટેજ ઉત્પન્ન થયેલા મિત્રમંડળનું સ્વરૂપ છે પણ તેનું પાકુ બંધારણ તેમજ વ્યવસ્થા વિગેરે બાબતોનો નિર્ણય મિત્રમંડળના સભાસદો આપણી જ્ઞાતિના નડીઆદ મુકામે તા. ૧ ને ૨ જાનેવારીએ ભરાવાના સમય મેળાવડા વખતે કરી નાંખવા ધારા ધરાવે છે જે પછી મિત્રના અંકમાં છાપવામાં આવશે. અમને જણાવવાને હર્ષ ઉપજે છે કે એવું બંધારણ નક્કી થયાવિના પણ મિત્રની વ્યવસ્થાનું કામ ગયા વર્ષમાં સંતોષકારકરીતે મિત્રમંડળના કેટલાક ઉત્સાહી સભાસદો કે જેઓ ખડાયતા સમાજના પણ સભાસદોછે તેમની

તરફથી ઉપાડી લેવામાં આવ્યું હતું ને તેનેજ પરિણામે મિત્રના ગયા વર્ષના બધા અંકો કેટલીક વખતે મિત્રની ઓફીસમાંથી અમારી ગેરહાજરી છતાં બરોબર નિયમિત વખતે બહાર પાડવામાં આવ્યા હતા—માસિકના પ્રથમજ વર્ષમાં આ પ્રમાણે દરેક અંક નિયમિત રીતે બહાર પાડવો એ બીજા બંધુઓની મદદ ને ઉત્સાહ વિના બનવું ઘણુંજ મુશ્કેલ બલ્કે અશક્ય જેવુંજ છે. તેમજ માસિકની તે બાજુ તો સાચવી રાખવાને માટે હવે પછી પણ બનતો પ્રયાસ કરવામાં આવશે. આને માટે અમે ખાસ કરીને આપણા માસિકના છાપનાર કે જે આપણા મિત્રમંડળના પણ સભાસદ છે તે રા. રા. સોમાલાલ મંગળદાસનો આભાર માનીએ છીએ. તેઓ આ માસિકને છાપી નિયમિત રીતે બહાર પાડવાનું કામ કરે છે એટલુંજ નહીં પણ તેને પોષ્ટ કરવાનું કામ પણ પોતેજ ઉપાડી લે છે. આ પ્રમાણે અમને ચારે બાજુથી મદદ મળતી હોવાને લીધે અમારે ભાગે તો કંઇ નહીં જેવુંજ કામ રહે છે કે જે અમે અમારી ફરજ તરીકે બજાવી શકીએ તેની તક આપવાને માટે અમે શ્રીકોટયર્ક પ્રભુનો ને બધા જ્ઞાતિભાઇઓનો આભાર માનીએ છીએ. આ ઉપરાંત જે ગ્રહસ્થોએ આ માસિકને રાજી ખુશીથી બક્ષીસ આપી છે તેમનો પણ અમે આભાર માનીએ છીએ. જેવા કે માધવલાલ વીરચંદ રૂ. ૧૦૦), ભોગીલાલ હરિભાઇ રૂ. ૧૦) ને ભગવાનદાસ સુખલાલ રૂ. ૨), નરોત્તમદાસ શીવજીભુખણદાસના મરણ નીમીત્તે જ્ઞાતિ હિતના આ કાર્યમાં આવા દાખલા અધિક બનો એમ અમે ઇચ્છીએ છીએ—અસ્તુ—

હવે કેટલાક મહશયો તરફથી એમ આક્ષેપ કરવામાં આવે છે કે લેખો તો ઘણા લખાઇ ગયા માટે હવે તે અમલમાં મુકવાનું કામ હાથ ધરાય તોજ લખ્યાનું સાર્થક થાય. અમે તેમની તે તકરાર સ્વીકારી લેતાં જણાવવાની રજા લઇએ છીએ કે આપણી ન્યાત કેટલા લાંબા વખતથી અજ્ઞાનરૂપી અંધકારમાં ગોથાં ખાતી હતી ને કુંભકર્ણની નિદ્રા લેતી હતી તે ખાસ ધ્યાનમાં લેવાનું છે; આ લેખો તો તેમને તેવી નિદ્રામાંથી જગાડવાને માટે ડંકાના માત્રની, ગરજ સારે છે ને તે પ્રમાણે ડંકાનાં ગાજતાં જ્યારે તેઓ તે નિદ્રામાંથી જાગૃત થાય ત્યારેજ તેઓ અમલમાં મુકવાનું કાર્ય કરી શકે બાકી આપણે ઉતાવળ કરી તેમને જો અર્ધ જાગૃત અવસ્થામાં કોઇપણ જાતનું કાર્ય ઉપાડી લેવાનું કહેવા જઇએ તો તેઓ તેમની તેવી અરધી જેવી અવસ્થામાં ઉલટું ઉંધું વેતરી બેસે અથવા પરિણામ સંતોષકારક ન આવે એ બનવા જોગ છે. ઉતાવળે આંબા પાકતા નથી ને તેમાં જ્ઞાતિહિતના કાર્યમાં તો ખાસ ધીરજની જરૂર છે તેથી કેટલોક વખત રાહ જોવાની જરૂરજ હતી ને તે પ્રમાણે થયા પછી આપણી બાબતના સમાજના સભાસદોએ કંઇક આગળ વધવાના ને થોડું ઘણું અમલમાં મુકવાના ઇરાદાથી ન્યાતનો જે સમગ્ર મેળાવડો ભરવાનો ઇરાદો રાખ્યો છે તે ઘણોજ સ્તુતિ પાત્ર છે ને અમે આશા રાખીએ છીએ જ્ઞાતિનો દરેક સમજુ માણસ તેને પૂર્ણ ઉત્સાહથી વધાવી લેશે. એટલું છતાં અમે જણાવવાની રજા લઇએ છીએ કે આડકતરી રીતે જ્ઞાતિનો લોકમત કેળવવાનું કામ કેટલેક અંશે પણ મિત્રે બજાવ્યું છે ને તેના પરિણામે કેટલેક ઠેકાણે કેળવણીના નવા ફંડ ઉભાં થવામાં ઉમરેઠના નાણાવટીનાં તડ એકઠાં થવામાં, તેમજ સાવલીના એકડામાં તડ પડતાં હજી સુધી અટકાવવા વિગેરે કાર્યમાં આ માસિકે પણ કંઇક અંશે પોતા તરફનો ફાળો આપ્યો છે એમ કહીએ તો કંઇ ખોટું નથી.

હવે ગયા વર્ષમાં આવેલા લેખો કે જેને માટે અમે જુદા જુદા લેખકોનો આભાર માનીએ છીએ. તે તરફ નજર ફેંકતાં અમને એટલું જણાય છે કે આપણી જ્ઞાતિમાં કાંઇ પણ મુખ્ય સવાલ ખાસ કરીને આપણું ધ્યાન ખેંચી રહ્યા છે (૧) કેળવણીનો બોહોળો ફેલાવો (૨) લગ્નનું ક્ષેત્ર જે હાલ ઘણુંજ શોચનીય રીતે સંકુચિત થઇ ગયું છે તે બોહોળો કરવાના ઉપાય યોજવા—ને (૩) સમયને અનુસરી પરદેશ ગમનની છુટ આપવા બાબત. હવે પહેલા વિષયની બાબતમાં લંબાણથી વિવેચન કરવામાં આવ્યું છે ને ખડાયતા મિત્રમાં આવેલું તેમાંનું લખાણ કોઇ પણ વખતે ખડાયતાની જ્ઞાતિમાં કેળવણીનો બોહોળો ફેલાવો કરવાને લેવા જોઇતાં પગલાંના માર્ગદર્શક તરીકે કામ કરી શકે એવું છે તેને વાસ્તે મધ્યસ્થ મોટા પાયાપર ફંડ કરવાની આવશ્યકતા દરેક તરફથી સ્વીકારવામાં આવી છે પણ લોકમત જ્યાં સુધી પુરેપુરો જાગ્યો નથી ને લોકો મોટા મનના થયા નથી ત્યાંસુધી ગામગામનાં એકડા એકડાના કે તડ તડનાં જુદાં જુદાં કેળવણીના ઉત્તેજનાર્થે ફંડ ઉઘાડવાની જરૂર છે ને તેવા ફંડ ઉઘાડવામાં મદદ કરવાની દરેક મિત્રમંડળના સભાસદની ફરજ છે. (૨) આને વાસ્તે લખવા કરતાં અમલમાં મુકવાનો રસ્તો લેવો વધારે પસંદ કરવા જેવો છે ને તેથી હાલની વસ્તુ સ્થિતિથી થતા ગેરફાયદા બતાવી લોકોને તેમાં યોગ્ય સુધારા કરવા ઉશ્કેરવાની રૂઢી પકડવાનું મિત્ર વ્યાજબી ધારે છે. (૩) ત્રીજાની બાબતમાં મિત્રે છેવટના વખતે એને અનુકુળ પ્રસંગ પ્રાપ્ત થતાં તે વિષય ચર્ચી જુદા જુદા માણસોના અભિપ્રાય જાણવાનો પ્રયાસ કીધો હતો પણ અમને જણાવવાને દીલગીરી થાય છે કે અમારા તે પ્રયાસને યોગ્ય ઉત્તેજન મળ્યું નથી. હવે આ ચાલુ વર્ષમાં જ્ઞાતિ બંધુઓ તે વિષયપર ચર્ચા ચલાવી પોતપોતાના વિચાર નિડરપણે બાહાર પાડી પરદેશગમન કરી આવનાર માણસના રસ્તા સરલ કરી આપવાના ઉપાય બતાવી અમને આભારી કરશે.

જ્ઞાતિબંધુઓ તમારા મિત્રે ગયા વર્ષમાં ઉપર પ્રમાણે પોતાની ફરજ બજાવવાનો પ્રયત્ન કર્યો છે ને તે કેટલે દરજ્જે પાર પડ્યો છે ને કેટલે અંશે તમારા આદરને પ્રાપ્ત છે તે તુલના કરવાનું કામ અમે તમને સોંપીએ છીએ. અમને જણાવવાને હર્ષ થાય છે કે અમને હજુ સુધી તમો જ્ઞાતિ બંધુઓ તરફથી મળેલો આશ્રય સંતોષકારક છે કે જેથી કરીને અમે અમારૂ ખરચ કાઢવા ઉપરાંત કેટલીક રકમ ફાજલ પાડી શક્યા છીએ ને મિત્ર મંડળમાંથી ઉત્પન્ન થએલી રકમ અમે અનામત તરીકે રાખી શક્યા છીએ આ બાબતનો વિગતવાર હીસાબ છાપી અમે અમારા મિત્રમંડળના ગ્રાહકોને મોકલી આપીશું અમારા ગ્રાહકની સંખ્યા આસરે ૭૦૦ ની થઇ છે પણ આશા રાખીએ છીએ કે અમે જેમ જેમ વધારે સારૂ કામ કરતા જઇશું તેમ તેમ અમે અમારા જ્ઞાતિબંધુઓના વધારે આદરને પાત્ર થઇ અમારા ગ્રાહકની સંખ્યામાં હજી ઘણો વધારો કરી શકીશું પણ તેની સાથે અમે અમારા મિત્રમંડળના સભાસદોને પોતાના કર્તવ્યનું ભાન કરાવવાની આ તક હાથ ધરીએ છીએ ને જણાવીએ છીએ કે ગ્રાહકની સંખ્યામાં વધારો થવો ન થવો એ તેમના ઉપરજ આધાર રાખે છે. એટલે અમારા મિત્રમંડળના ૭૫ કે ૧૦૦ સભાસદો જો પોતાના દરેક તરફથી ૨૦ કે ૨૫ ગ્રાહક કરી આપવાનું મનપર લે, તો અમે ધારતા નથી કે આ માસિકના ૨૦૦૦ ગ્રાહક થતાં વાર લાગે તેમજ તેટલા ગ્રાહક થતાં એ આપણી

જ્ઞાતિની ૨૫૦૦૦ ની વસ્તી જોતાં કંઇ વધારે ન કહેવાય. એટલું થતાં "મિત્ર" જ્ઞાતિહિતની બીજી બાબતો પણ હાથપર લેવા શક્તિમાન થશે. કારણ કે મિત્રનું જીવન જ્ઞાતિહિત માટે છે ને તેના પૈસા જ્ઞાતિહિત કાર્યમાં જ વપરાશે શ્રીકોટયર્ક પ્રભુ અમારી તે આશા ફલીભુત કરો ને અમારી ફરજ પૂર્ણપણે બજાવવાને અમને હજી પણ વધારે બળ આપો એમ ઇચ્છી અમે અત્રે વિરમીએ છીએ.

ૐ શાંતિઃ શાંતિ શાંતિ ।

---

## ન્યાતોના આગેવાનો ને તે કેવા જોઇએ.

આપણા દેશમાં અનાદિકાળથી વર્ણાશ્રમની સંસ્થા અમલમાં છે, અને જો કે તેમાં કાળના પ્રભાવે ઘણાજ મહત્વના ફેરફાર થઇ ગયા છે અને સ્થાનિક લાગણીઓ તથા એવાંજ બીજાં કારણોને લીધે અસલની ચાર ન્યાતોને બદલે આજે એકંદર ૪૦૦૦ ન્યાતો થઇ ગઇ છે છતાં તે દરેક ન્યાત કોઇ અમુક પ્રકારના બંધારણના નિયમને અનુસરી પોતાનું કામ કરે છે. તે બંધારણ પ્રમાણે દરેક ન્યાતમાં એક શેઠ, પટેલ અથવા આગેવાન હોય છે અને જેમ કોઇ નિરંકુશ સત્તાવાળા રાજાના રાજ્યમાં તે રાજાની ઇચ્છા એજ કાયદો એમ આખી પ્રજા તરફથી તેની મરજીનો સ્વીકાર થાય છે તેમ આપણા દેશની ન્યાતોમાંની ઘણી ખરી ન્યાતોમાં પટેલની ઇચ્છા પ્રમાણેજ ન્યાતનું તંત્ર ચાલે છે. અલબત એવા પ્રસંગો બને છે ખરા કે કોઇ વખત એવા પટેલના નિર્ણય કેટલાક લાગવગ ધરાવનારાઓને રુચિકર હોતા નથી ત્યારે તેઓ તડપડ કરી પોતાનું તડ જુદું પાડે છે પણ જે પટેલની સત્તા તેમને મંજુરી ન હતી તેજ નિરંકુશ સત્તા પાછા આ તડીઓ પોતાના તડમાં ભોગવવા ઇચ્છા રાખે છે અને ભોગવે છે પણ ખરા. આમ ન્યાતની ખરી સત્તા પટેલની વ્યક્તિમાંજ આવીને રહેલી હોય છે. તે ધારે ત્યારે ન્યાતને બોલાવે છે અને પોતાની નજરમાં આવે તેવા નિર્ણય ન્યાત પાસે કરાવે છે. હજી આપણા દેશમાં કેળવણીનો પ્રસાર આરંભની દશામાં છે, લોકો પોતાના હક વારંવાર સમજતા નથી, જેઓ સમજે છે તેઓ સંખ્યામાં ઘણા થોડા છે અને તેમને પોતાની ઉપાધિઓ અને જંજાળ એટલી બધી હોય છે કે ન્યાતના કામમાં ભાગ લેવામાં તેઓ એક પ્રકારની ઉદાસીનતા બતાવે છે. કદાચ જો કોઇ ઉત્સાહી યુવક ન્યાતના કારભારમાં ભાગ લેવા માગે અને જોગાનુજોગે તે પટેલની વિરુદ્ધ પક્ષમાં ઉતરે તો તેને પેલા વૃદ્ધ આગેવાનો ઉચ્છૃંખલ કહી ઉતારી દે છે અને બેસાડી દે છે. અર્થાત તમામ ન્યાતોમાં હજી કેળવાયેલા લોકોનું ચલણ શરૂ થયું હોય એમ લાગતું નથી, અને તમામ તંત્ર પેલા ઘરડા માણસોના હાથમાં રહેલું હોય છે. વળી ન્યાતની પટલાઇ હજી સુધી વંશપરંપરા ચાલતી આવે છે. પટેલનો દીકરોજ પટલાઇ કરે છે પછી ભલે તે લાયક હોય કે નાલાયક હોય હાલની સુધરેલી સંસ્થાઓમાં તેમજ સુધરેલા દેશોમાં સાર્વજનિક કામોમાં ચુંટણીનું તત્વ દાખલ થયેલું છે અને જેમાં હજી સુધી તે તત્વ દાખલ નથી થયું તેમાં તે ક્રમે ક્રમે થયા વિના રહેવાનું નથી. પણ ન્યાતોના આગેવાનોની ચુંટણી કરવાનો વખત હજી આપણા

દેશમાં આવ્યો હોય એમ જણાતું નથી અને જ્યાં સુધી એ સ્થિતિ નહીં આવે ત્યાં સુધી ન્યાતોનાં ગાડાં જુના ઢાળ ટેકરાવાળા ચીલામાંજ જવાનાં પછી ભલે તેમાં ઉલાળ પડે કે ઢશાળ પડે કે તે ગાડાં ઉંધાં પડે. વળી મનુષ્ય સ્વભાવ એવો વિલક્ષણ છે કે પોતાની પાસે જે સત્તા હોય તે તેની પાસેથી જ્યાં સુધી બળાત્કારે છીનવી લેવામાં ન આવે ત્યાં સુધી તે ખુશીથી જન સમાજના કલ્યાણ અર્થે પણ છોડી દેવા માણસ તત્પર થતો નથી તો પછી જેના ઘરમાં ન્યાતની પટલાઇ હોય તે માણસ પોતાની સત્તા છોડી દે એ બનવા જેવું શી રીતે હોઇ શકે? એ તો કોઇ ખરેખરો દૂરદર્શી માણસ હોય અને પોતાની સમાજના વિચાર ઉત્તમ ઉચ્ચ ભાવનાઓ તરફ લઇ જવા સારૂ પોતાની પટલાઇ સત્તા ખુશીથી છોડીદે ત્યારેજ. પણ એવા લોકો વિરલજ જોવામાં આવશે.

વર્ણાશ્રમની વ્યવસ્થા બહુ સારી હશે તેને માટે તકરાર ન ઉઠાવીએ તોપણ દરેક સમજુ માણસ એમ તો કહ્યા વિના નહીંજ રહે કે હાલની ન્યાતોનો કારભાર કેવળ આપખુદીથી ચાલે છે અને તેમાં વગવસીલા વગરના માણસો અને ગરીબ લોકોને અતિશય સતાવવામાં આવે છે. તો જ્યારે ન્યાતની આવી સ્થિતિ છે અને પટેલના હાથમાં સત્તા અતિશય છે તો પછી સ્વભાવિક એવો પ્રશ્ન ઉદ્ભવશે કે એવી ન્યાતોના કારભાર ચલાવનારા આગેવાનો કેવા જોઇએ?

પરાપૂર્વથી આપણામાં કહેવત ચાલી આવે છે કે જેનો આગેવાન આંધળો તે લશ્કર કુવામાં પડવાનું તેજ ન્યાયાનુસાર જે ન્યાતનો આગેવાન આંધળો તે ન્યાત કુવામાંજ પડવાની આ વાક્યનું રહસ્ય શબ્દના કેવળ અર્થમાં સમાયેલું નથી. તાત્પર્ય એ છે કે જે ન્યાતનો પટેલ આંધળો—અર્થાત મદથી અંધ, સત્તાથી અંધ, દ્રવ્યથી અંધ, પક્ષપાત, ઈર્ષ્યા વિગેરે પ્રકારની લાગણીઓથી કલુષિત થયેલા અંતઃકરણવાળો, સાંકડા વિચારનો, નીચ વૃત્તિવાળો, લોભી, ખટપટી, વિષયી, અથવા દુર્ગુણથી ભરેલો હોય, તે ન્યાત કુવામાં પડવાની એટલે તે ન્યાતનું અહિત થવાનું. તેનું શ્રેય કદાપિ થવાનું નહીં, અને તેનો પ્રસઙ્ગ એટલે સુધી પહોંચવાનો કે ઉત્તરોત્તર તે ન્યાતનાં માણસોની વસ્તીમાં ઘટાડો થતાં થતાં છેવટ છેવટ તેનો ઉચ્છેદ અથવા નાશ થવાનો.

આપણા લોકોની ન્યાતોનો હેવાલ તપાસીશું તો દરેક ન્યાતનો માણસ આપણને એમ કહેવા મળશે કે 'અમારી ન્યાત પહેલાં આવી મોટી હતી, પણ હાલ માત્ર આટલીજ રહી છે. પહેલાં આટલા મણ લાડુ અમારી ન્યાતમાં જોઇતા હતા, હાલ આટલાજ મણ લાડુથી 'જમો જમો' થઇ રહે છે; એ ઉપરથી સમજાશે કે ઉચ્ચ વર્ણો દિન પ્રતિદિન ઘટતી જાય છે અને તેનાં અનેક કારણો હશે પણ તેમાં આ પણ એક પ્રધાન કારણ છે કે તેના આગેવાન પટેલો જોઇએ તેવા સારા નથી.

ત્યારે વળી કોઇ પૂછશે કે હાલન. આગેવાનો કેવા છે? તેનો જવાબ આપતા પહેલાં મારે જણાવવું જોઇએ કે બધાજ આગેવાનો સારા નથી એમ કહેવાનો મારો લેશ માત્ર અભિપ્રાય નથી. પણ ખરેખરૂં પૂછાવો અને જો કોઇને માઠું ન લાગે તો એમ તો કહ્યા વિના ચાલે એમ નથી કે ઘણી ન્યાતોના આગેવાનોમાં ઘણીજ ખામીઓ છે, અને તેમનાં

ફૂલ્યો એવાં નઠારાં છે કે આપણામાં એવી પણ કહેવત પડી ગઈ છે કે ન્યાતની પરણાઈ કરનારનું નખ્ખોદ જાય. આશ્ચર્યની વાત છે કે ન્યાતનું સતત ભલું કરવાની ઇચ્છા રાખનારનું બુરૂં શી રીતે થાય? પણ આગેવાનો એવાં કર્મ કરે છે કે ખરેખર તેમનું નખ્ખોદજ જાય છે, તેમને સંતતિ હોતી નથી અને તે ન્યાતનાં માણસોની ગાળો ખાય છે.

ન્યાતની પરણાઈ કરવી એ એક પ્રકારની જનસેવા અથવા દેશસેવા છે, અને જો ને ખરા અંતઃકરણથી તથા પરોપકાર વૃત્તિથી કરવામાં આવે તો તેમાં પોતાના સ્વાર્થનો, સમયનો, અને શરીરની શક્તિનો વ્યય કરવાની જરૂર પડે અને ન્યાત પણ તેવા આગેવાનની હમેશની ઋણી થઈને રહે; પણ આપણા આગેવાનો તો એવા હોય છે કે એવી જનસેવા કરવા તેમની વૃત્તિ હોતી નથી. આપણી ન્યાતો ભરાય છે ત્યારે રીતસર બોલવું કેમ, બધા માણસોને નીકળેલા વિષય પરત્વે શું બોલવાનું છે તે કેવી રીતે સાંભળવું, તેમનું સમાધાન કેમ કરવું, ન્યાય કેવી રીતે આપવો, ગુન્હેગારોને દંડ કેવી રીતે દેવો વિગેરે બાબતમાં કોઈ પ્રકારની વ્યવસ્થા જોવામાં આવતી નથી. બે ચાર આગેવાનો હોહો કરી મુકી, ગમે તેમ બોલી ગમે તેવા ઠરાવ ન્યાત પાસે કરાવે છે, અને તે આગેવાનોના ધાકથી ડરેલા, કન્યા મેળવવાની તથા એવીજ બીજી આશા રાખનારા, વગરસીલા વિના, ઉદાસીન વૃત્તિ ધારણ કરનારા તે આગેવાનોના ઠરાવને હાજીહા ભણે છે અને ન્યાતનું કામ આટોપાઈ જાય છે.

હાલના પટેલો નિરંકુશ સત્તા ભોગવે છે, તે કોઈને કશું બોલવા દેતા નથી, બોલે તેને હુંકારા કરી અને છેવટે ગાળો ભાંડી બેસાડી દે છે અને પોતાના ધાર્યા પ્રમાણેજ ન્યાત પાસે નિર્ણય કરાવે છે.

કેટલાક પટલીઆઓ પૈસે ટકે ભરપુર હોવાથી ન્યાતનાં માણસોની પરવા કરતા નથી ત્યારે કેટલાક પટલીઆઓ ગરીબ હોવાથી ન્યાતના ડ.ભારમાંથી, ન્યાતના પૈસામાંથી, ન્યાતની ઉજાણીઓમાંથી, વિવાહ કરાવવાના કાર્યમાંથી, વિવાહ ભગાવવાના કાર્યમાંથી, એક બીજાને ઉધુંચતું સમજાવી પોતાનો પૈસાનો લાભ લઈ લે છે, ન્યાતના પૈસાથી વ્યાપાર ચલાવે છે, ન્યાતના પૈસાનો હીસાબ આપતા નથી, હીસાબ માગે તો તેનું અપમાન કરે છે અને અનેક રીતે કનડગત કરે છે.

આ આગેવાનો એવી સત્તા ભોગવે છે કે ન્યાતમાં કોઈ બે અક્ષર ભણેલા સંસ્કારી માણસો હોય તો તેનું વજન ન્યાતમાં શી રીતે ન પડે એ બાબતનો તે ખાસ અભ્યાસ કરે છે. વળી જો કોઈ માણસ બે પૈસે નોકરીમાંથી અથવા વ્યાપારમાંથી સુખી થયો હોય તો તેને હાથમાં પાણી તેને શી રીતે લાગ આવે નીચોવી નાંખવો એ વિષય પણ તેમને ઘણો પ્રિય હોય છે. ન્યાતમાં અથવા ગોળ કે એકડામાં પોતાના સગાંવહાલાંનાં, પોતાની ખુશામત કરનારાઓનાં અને પોતાને એક અથવા બીજી રીતે ગુપ્ત લાંચ આપનારાઓનાં છોકરાઓનાં લગ્ન શી રીતે કરી આપવાં તેનો તેઓ પૂર્ણ અભ્યાસ કરે છે; પણ વધારે કમનસીબની વાત તો એ છે કે જેઓ કેળવણી પામેલા હોય, જેઓ ગરીબ હોય, પણ જેઓ ખુશામતીઆ અથવા લાંચ આપનારા ન હોય તેમનાં છોકરાં શી રીતે રઝળી મરે, તેમના વિવાહ શી રીતે ન થાય, થયા હોય તો શી રીતે તે તુટી જાય એ વિષય ઉપર પણ તેમની અસાધારણ

કાળજી હોય છે. ન્યાતે અથવા ગોળે કે એકડાએ કરેલા નિયમનું ઉલ્લંઘન કરવાથી કોઇ ગુન્હેગાર બન્યો હોય તે જો પટલીઆનો સગો હોય તો તેનો જુજ દંડ કરવામાં આવે છે, અને જો તે બીજો માણસ હોય તો તેની આખી જીંદગીની કમાણી શી રીતે નીકળી જાય તેનો હીસાબ કરી તેની પાસે ઘણી મોટી રકમ તેઓ ઓકાવતાં જરાપણ ઇશ્વરથી ડરતા નથી. કેટલીક વખત આવા ન્યાતના આગેવાનો પૈસાદાર અથવા સત્તાવાળા લોકોથી ડરી જાય છે અને તેમણે કરેલા ગુન્હાઓ ઉપર આંખ આડા કાન કરી ગરીબ લોકોની સતાવણી કરવામાં તેઓ પાછી પહાની કરતા નથી. વળી ન્યાતમાં કોઇ રંડીબાજ અથવા દારૂ પીનારા હોય તે જો પટલીઆ સાથે સંબંધ ધરાવતા હોય તો તેમનું કોઇ નામ દેતું નથી. અરે! એથી ઉલટું એવા લોકોને એવાં નામ આપવામાં આવે છે કે 'એ તો સુખા છે,' 'એ તો લાલાજી છે,' 'એ તો શોખીન માણસ છે.' પણ એવાજ અથવા એથી ઘણે થોડે અંશે દુર્ગુણવાળા ગરીબ માણસ હોય અને તે જો કોઇ ક્ષુલ્લક ગુન્હા માટે તેઓ સપડાય તો તેમના ઉપર જાણે બે ચાર પાછલા જન્મનું વૈર લેવાનું બાકી હોય એમ હીસાબ ગણી તેનાં શરીરનાં હાડચામડાં કાઢી લેવામાં જરાપણ દરકાર કરતા નથી. વળી ન્યાતના આગેવાનો એવા હોય છે કે ન્યાતના કર ગરીબ તવંગર તમામ પાસે બળાત્કારે લે છે તે એટલે સુધી કે કોઈ માણસની સ્ત્રીના સીમંતની ન્યાત કરવાની રહી ગઇ હોય તો તે સ્ત્રીનાં છોકરાં મોટાં થાય અને તે છોકરાંને પણ છોકરાં થાય તોપણ તેમની પાસે તેમની માના તથા મોટીમાના સીમંતની ન્યાત કરાવે છે.

આ જમાનો બારીક આવ્યો છે. ન્યાતોની વસ્તી ઘટતી જાય છે, ખાવાપીવાનાં સાધનોની મોંઘવારી સપાટાબંધ વધતી જાય છે, દેશમાં ઉદ્યોગ કે ઉદ્યમ દેખાતો નથી તેવે વખતે કેળવણી લઇ અથવા ન્યાતનાં છોકરાંને ઉચ્ચ વિદ્યા અપાવવા સારૂ ન્યાતમાંથી ફંડ એકઠું કરી કાંઇ પગલાં ભરવામાં આવે તો આખી સમગ્ર ન્યાતને ફાયદો થાય એમ છે છતાં જો હાલના ન્યાતના આગેવાનોને વિદ્યાદાન સારૂ ફંડ કરવાનું કહેવામાં આવે તો તેઓ કહેતાં શરમાતા નથી કે 'એ છોકરાં ભણશે એમાં અમારા ઘરમાં શી બાજરી આવવાની છે? એ ભણે તો ભણે અને ન ભણે તો પોક મુકે! અમારે કાંઇ તેમાં સ્નાનસૂતક નથી.'

દરેક ન્યાતમાં ન્યાતના રૂપીઆ હોય છે તે સાધારણ રીતે ન્યાતના આગેવાનોને ત્યાં વ્યાજે મુકવામાં આવે છે અને તેમાંથી તથા કોઇના દંડના રૂપીઆ આવ્યા હોય તો તેમાંથી વધારે ઉજાણીઓ શી રીતે થાય, કોઇ વાસણનું લ્હાણું શી રીતે થાય, બાવા-સાધુઓનાં ફુંડને શી રીતે ટીપ કરી અપાવાય, ધર્મગુરૂઓને શી રીતે મોટી રકમ ન્યાત તરફની પધરામણીઓ કરી પૈસા અપાય તેનો લાંબો વાદવિવાદ થાય છે, તકરારો ઉઠે છે અને તેજ રસ્તે તે દ્રવ્યનો નિરર્થક વ્યય કરી નાંખવો એવો ઠરાવ થાય છે. પણ એજ આગેવાનોને એમ કહેવામાં આવ્યું હોય કે ન્યાતનાં અમુક છોકરાંને ચોપડીઓ નથી, ફી ભરાતી નથી, ભણવાનાં સાધન નથી, અમુક વિધવાઓને ખાવાપીવાની મારામારી છે, તો એ વાત તેઓ બીલકુલ સાંભળતા નથી તેથી એમ સાબીત થાય છે કે ન્યાતના ઘણા આગેવાનો નિષ્ઠુર છે.

આ પ્રમાણે ન્યાતોના પટેલોનાં પરાક્રમોનું ઉપર ઉપરથી સંક્ષેપમાં દિગ્દર્શન કરાવ્યું છે. એ વિષય ઉપર જેટલું લંબાણથી વિવેચન કરીએ તો થઇ શકે એમ છે. પરંતુ કાંઇ મીઠાશથી કારજ નીકળવાનો એટલે તે વિષે વધારે લખવામાં આવતું નથી.

હવે વિચાર કરીશું કે ન્યાતમાં આગેવાનો કેવા જોઇએ. જ્યારે જેમને ન્યાતના આગેવાનોનું પદ આપ્યું છે તેમને માથે મોટી જવાબદારી છે. ન્યાતના તમામ માણસોનું કલ્યાણ શી રીતે સાધી શકાય તે જોવાની ભારે ફરજ તેમને માથે છે. તેઓએ ઉદાર મનના થવું જોઇએ, નિષ્પક્ષપાત એ તેમનું આદિ સૂત્ર હોવું જોઇએ, તેમનામાં લોભ હોવો જોઇએ નહિ. તેમનામાં અમુક અથવા ઇર્ષ્યા બીલકુલ ન હોવી જોઇએ, કન્યાવિક્રયો કરાવી મારાં, તેમણે કરાવી, માથા સાટે માથાં બેસાડી તેનો ગુપ્ત અને દલાલીના પૈસા લેવા ન જોઇએ. તેઓમાં નીચ ખટપટ કરવાની વૃત્તિ હોવી ન જોઇએ, તેઓ પ્રમાણિક હોવા જોઇએ, તેઓએ બેદરકાર અથવા ઉદાસીન ન રહેતાં ન્યાતના કલ્યાણના માર્ગ શોધવા જોઇએ. તેમનામાં વેર લેવાની લાગણી જણાવવી ન જોઈએ, ન્યાતમાં સુલેહસંપ શીરીતે વધે તથા કલેશનાં મૂળ શીરીતે બળે તે તેમણે જોવું જોઇએ; ન્યાતનાં છોકરાંની કેળવણી માટે તેમજ અનાથ અને ગરીબ વિધવાઓને માટે અતિશય કાળજી તેમણે રાખવી જોઇએ, તેઓ સ્ત્રીલંપટ અથવા દારૂ અથવા એવાજ બીજા માદક પદાર્થોનું સેવન કરનારા ન જોઇએ તેમણે જમાનો ઓળખવો જોઈએ, ન્યાતના પૈસાનો દુરૂપયોગ નથી થતો તે તેમણે જોવું જોઇએ. ન્યાતો જમાડવાની રૂઢીઓ કાંઇને બહુ દુઃખદાયક હોય તો તેમને તેમાંથી શારીતે બચાવી લેવા તેની યોજના તેમણે કરવી જોઇએ. અર્થાત છોકરાં કોઇ પ્રકારના ધર્મશાસ્ત્રના નિયમનું ઉલ્લંઘન કર્યા વિના મંડાય અને પૈસાની ખુવારી ન થાય તે તરફ તેમણે ખાસ લક્ષ આપવું જોઇએ. પોતાની ન્યાતની વસ્તી વધે એ તેમણે જોવું જોઇએ, સાંસારિક સુધારા તેમણે કરવા જોઇએ. નઠારા રીવાજો તેમણેજ આગેવાન થઇ બંધ કરવા જોઇએ. ન્યાતના માણસો નીતિને રસ્તે ચડે તે તરફ તેમણે લક્ષ આપવું જોઇએ, અને એવા અનેક સારાં કામ કરવાં જોઇએ. ન્યાતના આગેવાનો કુટુંબકબીલાવાળા હોય તો સારૂ. પ્રજા વિનાના લોકો પટલાઇ કરનારા હોય છે ત્યારે ઘણો અનર્થ થાય છે આમ જો કરવામાં આવશે તોજ ન્યાતો સુધરશે, અને નહીં તો હાલ જેમ તે પાયમાલીના રસ્તા ઉપર ચડેલી છે તેમ તે અધિક અધોગતિને રસ્તે લઈ ઉતરે તેમનો કિન્ટેદ થશે.

છગનલાલ પુરૂષોત્તમદાસ-વડોદરા.

---

## તંત્રીની નોંધ.

આના અનુસંધાનમાં આવતા અંકમાં છપાવવાનો અમારો "ન્યાતના સુધારાની સ્ટેલી અને ખરી કુંચી" વાળો લેખ વાંચવાની અમે અમારા વાચકોને ખાસ વિજ્ઞપ્તિ કરીએ છીએ તેમજ રા. રા. મોહનલાલભાઇનો "વાડીના ઉપયોગ" વિષેનો આજના તાલિમ તંત્રી સમેલન તરફથી બહાર પડેલા તાલિમ વાર્ષિક કે જેની નકલ આ સાથે રવાના કરવામાં આવી છે તેના પાને ૬૭ મે છપાએલો લેખ ખાસ વાંચવા લાયક અને અમલમાં મુકવા લાયક છે, ગત વર્ષમાં લેખ તો ઘણા લખાયા છે ને હવે પછી પણ લખાશે. પણ સારા સારા લેખોનો કંઇક ભાગ પણ અમલમાં મુકવાના પ્રયત્ન કરવામાં નહી આવે ત્યાંસુધી અમે ધારતા નથી કે ન્યાતનું કોઇ રીતે ભલું થાય. તેવા દરેક લેખ

આશ્રયથીજ મુંબાઇની ખડાયતા સમાજે નડીઆદ મુકામે તા. ૧ ને ૨ જાનેવારી ૧૯૧૬ ને રોજ ન્યાતનો સમગ્ર મેળાવડો ભરવાની ગોઠવણ કરી છે તો અમે આશા રાખીએ છીએ કે ન્યાતમાં દરેક દરેક હિતચિંતક પુરૂષ તેમાં ભાગ લેવા ચુકશે નહી. ને તે મેળાવડો જેટલો બને તેટલો વધારે ફતેહમંદ બનાવશે. તે મેળાવડો એક પાયારૂપે છે ને તેના ઉપર ન્યાતના ભવિષ્યના સુધારારૂપ ચણતર ચણવાનું છે. તો પાયો જેટલો મજબુત બનાવીએ તેટલાજ પ્રમાણમાં તેના ઉપર ચણેલું ચણતર ટકી રહેશે તે ધ્યાનમાં લઇ ન્યાતનો સમજુ વર્ગ પણ આ લેખમાં જણાવ્યું છે તેમ ઉદાસીન ન બનતાં પોતા તરફનો યોગ્ય ફાળો તન મન ધનથી આપવા ચુકશે નહી એવી અમે ખાસ અરજ ગુજારીએ છીએ, અમારી તે અરજ તરફ ધ્યાન પહોંચાડવાની સદ્‌બુદ્ધિ શ્રીકીરતાર પ્રભુ દરેક જ્ઞાતિબંધુને આપો એટલુંજ અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

---

## શે. શે. ગોકળદાસ કહાનદાસ પારેખના જીવનનો ટુંક વૃત્તાંત.

---

આ ગૃહસ્થનો સંવત ૧૯૦૭ ના માહા સુદી ૮ ને રોજ ઉમરેઠ ગામમાં જન્મ થયો હતો. એ ઘણા બાળક વયના હતા ત્યારથી તેમના પિતા કહાનદાસ કાળીદાસ પરદેશ રહેતા હતા. સને ૧૮૫૬ સુધી તેમણે ઉમરેઠ સરકારી નિશાળમાં બે ત્રણ ગુજરાતી ચોપડીનો અભ્યાસ કર્યો હતો. સને ૧૮૫૬ માં તેમના પિતાશ્રી મુંબાઇમાં મસ્જીદબંદર ઉપર આવેલા શેઠ ગોકળદાસ તેજપાલના જે વિદ્યાલયમાં આસિસ્ટંટ શિક્ષકનું કામ કરતા હતા. ત્યાં તે વરસના બે માસમાં ગોકળદાસને દાખલ કરવામાં આવ્યા ત્યારથી તેમનો ખરેખરો અભ્યાસ શરૂ થયો. સને ૧૮૫૮ ના વરસ સુધી ત્યાં રહીને નિશાળના ઉંચામાં ઉંચા વર્ગ સુધી અભ્યાસ કર્યો. તે અરસામાં શેઠ ગોકળદાસ તેજપાળે મુંબાઇ મધ્યે ગજીરાવાડીમાં એક એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ ઉઘાડી. અને તે સ્કુલના પ્રથમના વિદ્યાર્થિઓ મધ્યે એ ગૃહસ્થ હતા. મી. ગંગાદાસ કીશોરદાસ એ સ્કુલના પ્રથમ હેડ માસ્તર હતા અને તેમના હાથ નીચે તેમણે આશરે દોઢ વરસ સુધી અભ્યાસ કર્યો અને ત્યાર પછી એલફીન્સ્ટન હાઇસ્કુલના - લોઅર સ્કુલના પહેલા વર્ગમાં સને ૧૮૫૯ ની સાલમાં દાખલ થયા. ૧૮૬૩ ની સાલમાં એલફીન્સ્ટન કોલેજમાં એક અનમેટ્રીક્યુલેટેડ વિદ્યાર્થિનો વર્ગ હતો. તે વર્ગમાં તેઓ તે વરસના જુન માસમાં દાખલ થયા. સને ૧૮૬૩ ના નવેંબર માસની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તે પાસ થયા. અને ત્યાર પછી ૧૮૬૪ માં લીટલગોની પરિક્ષા આપી અને ૧૮૬૬ ની સાલમાં બી. એની પરિક્ષામાં પહેલા વર્ગમાં પસાર થયા. પછી તરત સુરત હાઇસ્કુલના બીજા આસીસ્ટંટ અને મેથેમેટીક્સ ટીચરની જગા કબુલ કરી. ને જગાનું કામ સને ૧૮૬૮ ના ફેબ્રુઆરી માસ સુધી કર્યું. ત્યારબાદ તેમને મુંબઇ મધ્યે ગુજરાતી સ્કુલના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જગા મળી સાથે સાથે તેમણે લૉ સ્કુલમાં દાખલ થઇ કાયદાનો અભ્યાસ કર્યો અને સને ૧૮૭૦ ના નવેંબર માસમાં એલ. એલ. બી. ની પરીક્ષામાં પાસ થયા. ૧૮૭૧ ની શરૂઆતમાં તેમને માંડવી મધે આલ્ફ્રેડ હાઇસ્કુલના હેડ માસ્તર અને કચ્છના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર તરીકે તેમને નીમવામાં આવ્યા. પણ ત્યાં આશરે પાંચ માસ નોકરી કરી



ધિ ઓનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ.

G P Press—Ahmedabad

તેમણે પાછો મુંબાઇ ગુજરાતી સ્કુલના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરનો હોદ્દો લીધો. તે વખતે એ જગા હાફ ટાઇમ એટલે અરધા વખતનું કામ કરવાની હતી તે છુટનો લાભ લઇ તેમણે મુંબાઇની હાઇકોર્ટમાં વકીલાત કરવાની સનંદ સને ૧૮૭૧ ના જુન માસમાં લઇ વકીલાતનું કામ શરૂ કર્યું. અને ૧૮૭૬ ની સાલમાં કચ્છના શેઠ વાઘજી ઠાકરશીની સાથે જંગબારના કોન્સલ જેનરલની કોરટમાં ઘણી મોટી રકમના દાવા માંડવામાં આવેલા હતા તે ચલાવવા માટે તેમણે મી. ગોકળદાસને જંગબાર મોકલ્યા તે કામમાં મોટા ભાગની ફતેહ મેળવી તેઓ તા. ૧૨ મી જાનેવારી ૧૮૭૭ ના દિવસે પાછા મુંબાઇ આવ્યા અને વકીલાતનું તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરનું કામ ચલાવવા માંડ્યું. અને ૧૮૮૦ સુધી તેઓ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરના હોદ્દા ઉપર રહ્યા અને તે વરસમાં તે હોદ્દાનું રાજીનામું આપ્યું અને ત્યાર પછી પોતાનું બધું ચિત્ત વકીલાત ઉપરજ રોકવા લાગ્યા. સને ૧૮૮૨ ની સાલમાં એમના પિતા સ્વર્ગવાસ થયા તેમની યાદગીરીમાં તેમણે ભણતા નાતીના વિદ્યાર્થીઓ જે કોલેજો તથા હાઇસ્કુલોમાં વિદ્યાભ્યાસ કરતા હોય તેમને તથા ઉમરેઠની કન્યાશાળામાં જે છોકરીઓ અભ્યાસ કરતી હોય તેમને સ્કોલરશીપ તથા ઇનામ આપવા આઠ રૂપિયા સાત હજારની રકમ જુદી કહાડી તે રકમની સરકારી પ્રોમીસરી નોટ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપી. એનું વ્યાજ જ્યાંસુધી શેઠ દામોદરદાસના નામની માહાનાર રેટ સ્કોલરશીપો સ્થાપી નહોતી ત્યાંસુધી મોટે ભાગે કોલેજના વિદ્યાર્થીઓને અને થોડે ભાગે હાઇસ્કુલના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવામાં વપરાતું. પણ માહસોર રેટની સ્કોલરશીપ કોલેજમાં આપવાની શરૂઆત થઇ ત્યાર પછી એ વ્યાજની રકમનો મોટો ભાગ હાઇસ્કુલના ઉંચા ધોરણમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવામાં વપરાય છે. અને કોલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીને ખાસ કારણ વગર એ સ્કોલરશીપ અપાતી નથી. સને ૧૮૯૫ માં એ ગૃહસ્થ મુંબાઇની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં ઉત્તરભાગની મ્યુનીસીપાલીટી તરફથી ચુંટણીથી નિમાવા ઉમેદવાર થયા. તેમની સામે હરીફ ઓનરેબલ મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ હતા. તે વરસની ઉમેદવારીમાં તેઓ મોટા ઠાબત થયા છતાં ફક્ત બે અથવા ત્રણ મત કમી આવવાથી તેઓ તે વખતે કૌન્સીલમાં દાખલ થવામાં નિષ્ફળ નિવડ્યા. સને ૧૮૯૭ માં તેઓ પાછા ઉમેદવારીમાં ઉતર્યા હરીફ તેના તેજ હતા પણ આ વખતે મી. ગોકળદાસ ફતેહમંદ નિવડ્યા. મી. ગોકળદાસ સને ૧૮૯૭ થી આજસુધી વગર અટકે લેજીસ્લેટીવ કાઉન્સીલના મેમ્બર દાખલ નિમાયા જાય છે. અને તેમની સામે સ્વર્ગવાસી દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ જેવા બાહોશ હરીફો છતાં તેઓ કોઇપણ વખતે નિષ્ફળ નિવડ્યા નથી. સને ૧૯૦૦ માં તેઓ સતારાની પ્રોવિન્સીઅલ કોન્ફરસના પ્રેસીડેંટ નિમાયા હતા. અને તે વખતે કોન્ફરન્સ ભરવામાં ઘણા તોફાની બાજુનો આવેલો હતો છતાં તેમણે તેનું કામ સંતોષકારક રીતે પાર ઉતાર્યું હતું. એ વખતના ચોમાસામાં ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ ન્યુસપેપરમાં ગુજરાતીની સહીવાળાં ત્રણ ચર્ચાપત્રો બહાર પડ્યાં. અને તેમાં દાખલાઓ સાથે જણાવવામાં આવ્યું કે ગુજરાતમાં દુકાળનો વખત છતાં મહેસુલ વસુલ કરવામાં ઘણો જુલમ, સખતાઇ તથા ગેરવર્તણુંક વપરાય છે. આ ચર્ચાપત્રોના સંબંધમાં સરકારે પોતાના સુરત તથા ભરૂચ જીલ્લાના અમલદારોના રિપોર્ટ મંગાવ્યા. તેમાં તેમણે જણાવ્યું કે ટાઇમ્સ ઓફ ઇન્ડીઆના ગુજરાતી નામના ચર્ચાપત્રોની જણાવેલી હકીકત ખોટી તથા અતિશયોક્તિ ભરેલી છે. તે

વરસની જુલાઈ માસની લેજીસ્લેટીવ કાઉન્સીલની બેઠક વખતે મી. ગોકળદાસે કાન્સીલનું ધ્યાન મહેસુલ વસુલ કરવામાં વપરાતા જુલમ સખતાઇ તથા ગેરવર્તણુંક તરફ ખેંચ્યું. તે વખતે સરકારના અમલદારોએ એ વાત ઇનકાર કરી અને કાઉન્સીલના તે વખતના પ્રેસીડંટ લોર્ડ નોર્થકોટે તેમને ચેલેંજ આપી કે તે બાબતનો પુરાવો રજુ કરવો. આ ઉપરથી મી. ગોકળદાસે એકદમ જે સ્થળોમાં જુલમ સખતાઇ તથા ગેર રીતો વપરાયાં હતાં સાં જઇ ઘણા માણસોની જુબાની લીધી અને તે રીતે એકઠો કરેલો પુરાવો તેમણે સરકારમાં પોતાના કાગળો સાથે રજુ કર્યો. આ ઉપરથી સરકારને એ જુલમ સખતાઇ તથા ગેરવર્તણુંક સંબંધમાં ચોકસી કરવા જરૂર પડી અને તેમણે તે માટે મી૦ મેકોનિકી નામના બાહોશ અમલદાર કે જેઓ હાલ ઉત્તર ભાગના કમીશનરના હોદ્દા ઉપર છે તેમને નિમ્યા. મી. મેકોનાકીએ સને ૧૯૦૦ ના અકટોબર માસથી ચોકસી શરૂ કરી તે લગભગ ૧૯૦૧ ના જાનેવારીની આખર સુધી ચાલી. મી. મેકોનાકીએ મી. ગોકળદાસના જાહેર કરેલાં જુલમ તથા ગેરવર્તણુકના કૃત્યો ઘણાખરાં સાબીત ગણ્યા અને સુરત તથાં ભરૂચના કલેકટર મારફતે દરેક ડીસ્ટ્રીકટનો રિપોર્ટ સરકારમાં મોકલાવી રજુ કર્યો. મી. મેકોનીકીના રીપોર્ટમાં તેમણે જે પુરાવા ઉપરથી સારાંશ કાઢ્યો તે સરકારે બરાબર કબુલ રાખેલો નહિ તો પણ પ્રજા તરફથી એમ માનવામાં આવે છે કે સરકાર વિરૂદ્ધ મી. મેકોનીકીએ અનુમાન કાઢેલાં તે અક્ષરશઃ ખરાં છે, અને એ ચોકસી માટે સરકારે પણ જણાવ્યું કે તેથી ઘણો ફાયદો થયો છે અને તેમણે ઘણી બાબતમાં મહેસુલ વસુલ કરવા સંબંધનાં ચાલતા આવેલા વહીવટમાં ઘણો ફેરફાર કર્યો. મી. ગોકળદાસે બધી મળી ઉત્તર વિભાગની મ્યુનિસીપાલીટીઓ તરફથી ૯ વખત ઉમેદવારી કરી લગભગ ફતેહમંદી મેળવી છે. મી. ગોકળદાસ આ ઇલાકાના સુધારકોમાં આગેવાન ગણાય છે. અને તેઓ સને ૧૯૦૪ની સાલમાં આખા હિંદુસ્થાનની સોશીયલ કોન્ફરન્સના પ્રમુખ હતા. સન ૧૯૦૫ની સાલમાં તેમના પ્રયાસથી માહીસોર દામોદરદાસ ખડાયતા સ્કોલરશીપનો વહીવટ ખડાયતા કોમની કમીટીને મળેલો છે. જેના તેઓ પ્રમુખ છે. સને ૧૯૦૯ ની સાલ સુરત ડીસ્ટ્રીકટના ઓરપાડ તાલુકાના મ્રાસમાં ગામમાં ઓરપાડ તાલુકાના કોલીઓની એક મોટી કોન્ફરન્સ મધનો ઉપયોગ એ કોમમાં બંધ કરવા માટે મળી હતી તેમા તેઓ પ્રમુખ હતા અને ગઇ સાલમાં નડીઆદમાં આ ઇલાકાના ઓરફેનેજોનું કોન્ફરન્સ ભરાયું હતું એમાં પણ પ્રેસીડન્ટ હતા આ ગૃહસ્થ લાંબી મુદતથી વકીલાતનો ધંધો ઘણી ફતેહમંદીથી ચલાવે છે. તેઓ જ્ઞાતિહીતના દરેક કામમાં પુર્ણ દીલસોજી ધરાવી બનતી મદદ કરે છે. પોતે વયોવૃદ્ધ છતાં સારી આરોગ્યતા ભોગવે છે તથા ઘણી ધર્માદા તથા લોકોપયોગી તથા વેપાર હુનરની સંસ્થા સાથે પોતાનો સંબંધ ધરાવે છે. આવા ગૃહસ્થ જ્ઞાતિના શીરછત્રરૂપ છે માટે તેમના હાથે વધુ જ્ઞાતિસેવા થાય તેવા ઉદેશથી શ્રીમદ કોલ્યકપ્રભુને હમો પ્રાર્થના કરીએછીએ કે તેઓશ્રીને દીર્ઘાયુષ્ય બક્ષે.

# એક રસિક વાર્તા.

## પરિચ્છેદ ૨.

### ઉકરડાનું ક્ષેત્ર.

અમે ગઇ વખતે જે વાર્તાનો ભાગ કહ્યો છે તેને ખરી રીતે "ઠોકરે રત્ન"નું અભિધાન આપીએ તો ખોટું નહી ગણાય તેમ તેને અન્તે ગરીબલાલ ને કુન્દુદેવીની સ્થિતિ જો કે સુખી ચીતરવામાં આવી છે પણ તે ખરી રીતે ચાર દીવસના ચાંદરણાં જેવું સુખ જ તેઓએ જ્યાંસુધી તે હતું ત્યાં સુધીનો તેનો ચિતાર વાંચકને આપવો એ ઠીક થઇ પડશે.

ગરીબલાલ પોતાના ગામમાં ભાડાના ઘરમાં રહેતો હતો. તે એક સાધારણ બે માળનું ઘર હતું. નીચે એક ઓરડો પરસાળ ને ઓટલો હતો તે ઉપર પણ પરસાળ ઉપર આગળ બેસવાનો ખંડ ને પાછળ ઓરડા ઉપર એક ખંડ પાછળ હતો. પાછળ ખંડ જો કે નાનો હતો છતાં આગળથી પાછળના ખંડમાં જતાં વચમાં એક અગાસી બનાવી હતી. કુન્દુદેવીના આવના અગાઉ પહેલાંના ભાડુતોએ તેમ ગરીબલાલે પોતે પણ તે અગાસીનો ઉપયોગ લાકડાં ભરવા તેમજ પરચુરણ નકામી ચીજો ભરી મુકવાના કામમાં કર્યો હતો. નીચેની જગા બેસવા ઉઠવાના કામમાં વપરાતી હતી ને ઉપરના આગલા મેડામાં રસોઇ થતી હોવાથી ઘણી ચીજો ત્યાં તથા પાછલા મેડામાં અસ્ત વ્યસ્ત પડી રહેતી હતી. સુવાની વ્યવસ્થા બહુ અચોક્કસ હતી. શીઆળામાં નીચેની જગો સુવાના કામમાં લેવાતી તો ઉનાળો શરૂ થયે તાપ પડતાં વળી, પથારીઓ કેટલીક ચીજો આઘીપાછી કરી ઉપર નંખાતી એમ ઘરમાં કંઇ ઠેકાણું નહોતું તેમ નાના ગામમાં તેવી ગેરવ્યવસ્થા હોય તેમાં કંઇ નવાઇ જેવું નહોતું ને બીજા લોકોનું તે તરફ ધ્યાન સરખું પહોંચતું નહોતું કારણકે ઘેરેઘેર આવીના સુવા હતા. કુન્દુદેવીનું ધ્યાન આવતાંવાર તે ગેરવ્યવસ્થા તરફ દોરાયું ને તેમાં તેણે એકદમ ફેરફાર કરી નાંખ્યો. ઉપરની અગાસીમાંથી લાકડાં એકદમ કાઢી નાખી નીચે આગલા ખંડમાં રસોઇ કરવાનું રાખી પાછળના ખંડના એક ભાગમાં તદન થોડી જગા રોકાય તેવી રીતે તેને ગોઠવીને મુકવામાં આવ્યાં, ને સીધું સામાન પરચુરણ ચીજો એક ભાગમાં વ્યવસ્થિત રીતે ગોઠવી આગળના ખંડના બીજા વિશાળ ભાગમાં રસોઇ કરવાનું રાખ્યું. પાછળનો થોડો ભાગ પ્રાજલ રહ્યો તેને બરોબર સાફસુફ રાખી તેટલો ભાગ દેવસેવા માટે રાખવામાં આવ્યો એમ થવાથી ઉપરનો અર્ધો ભાગ ખાલી થયો તેમાંથી પાછલો ભાગ પછવાડે છતાં હવાવાળો હોવાથી તેમજ મલાજા ખાતર પોતાને સુવાનું ત્યાં રાખ્યું ને આગળનો ભાગ બેસવા ઉઠવા વાસ્તે વપરાશમાં આવતાં કોઇ આવનાર જનારને માટે કોઇપણ જાતની અગવડ સીવાય સુવાના ઉપયોગમાં લેવાતો. વચલો અગાસીનો ભાગ ઘણોજ સ્વચ્છ રાખી કેટલુંક થોડું ખર્ચ ઉંનું કામ ફેરફાર પણ કરાવી એક બાજુ તુળસીનો ક્યારો કરવામાં આવ્યો ને બીજી બાજુ એકાદ બે ઝાડપાનનાં કુંડાં ગોઠવવામાં આવ્યાં તેથી કરીને આ પહેલાં નકામા જેવી

ગણાતી અગાસી તે શુક્લ પક્ષની કેટલીક રાત્રિયોમાં તે સુખી દંપતીને કેટલોક વખત સુખમાં નિગર્મન કરવાનું સાધન થઇ પડયું.-પ્રિય વાંચક એકજ કુશલ ઝરના આગમનથી સુખનું સામ્રાજ્ય કેટલે દરજ્જે ઘરમાં જામે છે તેનો તું આ પરથી સ્હેજ ખ્યાલ કરી શકીશ. પણ તેવા સુખને થિર સ્થાયી માનવામાંજ માણસ જાતની ભુલ થાય છે. તેને તો તેને ઘટે તેટલું માન આપવામાં આવે તોજ માણસ સુખદુઃખમાં સમભાવી થઇ ત્યાંથી આગળ વધી ખરૂં સુખ મેળવવા ભાગ્યશાળી થઇ શકે છે પણ તેવે વખતે ખરો આધાર આસપાસના સંજોગોને મુખ્યત્વે કરીને સત્સંગ કે દુઃસંગ ઉપરજ છે પણ તેવા તત્ત્વજ્ઞાનના વિચારોપર નહીં ચડતાં ને આવી વાતોના પ્રસંગમાં તેનાપર વધારે વખત નહીં ગુમાવતાં આપણે આપણા વિષય તરફ વળીએ.આજે પણ શુક્લ પક્ષમાંની એક ને તે પણ ઉત્તમ એટલે પુર્ણિમાની રાત્રિ હતી. ચૈત્ર મહીનો ચાલતો હોવાથી દીવસ એ ઋતુ એટલે તાપ પણ નહી ને ટાઢ પણ નહી એવો. સુંદર હતો. રાત્રીના નવનો અમલ થયો હતો. ચંદ્ર આકાશમાં પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો પૃથ્વી શ્વેત ધવલ તેમજ ઠંડા તે ચંદ્રના તેજથી આચ્છાદિત થઇ ગઇ હતી તેવે સમયે આપણાં ગરીબલાલ તેમજ રૂક્ષ્મણિદેવી ઘરના સાધારણ નિત્ય ક્રમથી પરવારી ઉપર આવતાં તે સુંદર તેમજ આહ્લાદક અગાસીમાં બેસવાને લોભાયાં ત્યાં બેસી થોડો વખત વાર્તાલાપ કરતાં રૂક્ષ્મણિદેવીના મુખમંડળ ઉપર કંઇક શોકનાં ચિન્હ આપણા ગરીબલાલની દૃષ્ટિએ પડયાં. રૂક્ષ્મ‌ણિદેવી અલબત તે દબાવવાને બનતો પ્રયત્ન કરી રહી હતી પણ પરસ્પરસ પ્રેમ અને માયા હોવાથી તે તેના પ્રેમાળ પતિની દૃષ્ટિ બાહાર લાંબો વખતસુધી રાખી શકી નહી તેનું કારણ જણાવવાને તેને કોઇ જાતનો વાંધો તો હતોજ નહી પણ કેટલોક વખત કામથી કંટાળેલા પોતાના પતિને વિનોદ આપ્યા બાદ તે વિષય ઉપાડવાનો તેનો વિચાર હતો છતાં જ્યારે તેના તરફથી તેને પોતાના શોકનું કારણ પુછવામાં આવ્યું ત્યારે તેણે તે નિચે પ્રમાણે નિવેદન કર્યું. આજે મારા પિતાનો એક કાગળ આવ્યો છે જો કે પહેલાં આપણે તેના કાગળપર કંઇ ધ્યાન આપતાં નોહોતાં અને તેને રદી ગણી જવાબ આપ્યા વિના ફેંકી દેતાં હતાં પણ આજના કાગળથી મારા મનપર કંઇ ઉંડી અસર થઇ છે ને મને લાગે છે કે છેવટે થોડે થોડે પણ મારા પિતાપર કંઇ અસર થઇ છે ને તેમના હમેશાના સ્વભાવમાં કંઇ પરિવર્તન થયેલું મારી દૃષ્ટિએ પડે છે ને આવે વખતે તેમને મદદ કરવી એ હું મારી ફરજ સમજુ છું આ રહ્યો તે કાગળ તમે વાંચો અને તેનો વ્યાસ કરો પછી ગરીબલાલે હાથમાં લઇ તે કાગળ વાંચી જોયો તેમાં નિચે પ્રમાણે લખેલું હતું:-

" સ્વસ્તિ શ્રી મહાશુભસ્થાને પુજ્યારાધે શ્રીપાંચ શ્રી ગરીબલાલ તથા માહારી વ્હાલી પ્રેમાળને ગુણીયલ દીકરી રૂક્ષ્મણિદેવી. તમને મેં પહેલાં અનેક કાગળો લખ્યા હશે પણ તેનો એકેનો જવાબ નહી આપવામાં તમો બન્નેએ ડાહાપણુજ વાપર્યું હતુ એમ મને હવે સમજાય છે. જો કે તે વખતે તો મને તમારા બન્ને પ્રત્યે ગુસ્સોજ ઉત્પન્ન થતો હતો પણ હું મારા સ્વાર્થે કરી તે વખતે આંધળોજ બની ગયેલો હોવાથી સારાસારનો વિચાર કરવાની મારામાં શક્તિ નોહોતિ; હું એમજ સમજતો હતો કે મારી દીકરીતો મને બાપ તરીકે મદદ કરવાને જન્મથી બંધાયલી હતી ને તમારા ઉપર તો દીકરી આપી મેં મોટો ઉપકાર કર્યો હતો, એટલે તમે પણ મને મદદ કરો તેમાં શું નવાઇ હતી: તમે જો તે વખતે મને કોઇ પણ જાતની મદદ કરી હોત તો હું તેને વાસ્તે તમારો ઉપકાર નહી માનતાં વધારે સ્વાર્થીજ

બન્યો હોત પણ તમારા તરફથી મદદ નહી મળવાથી કંઈક મહેનત કરવા તરફ મારી વૃત્તિ દોરાઇ ને કેટલાક વખત પછી મહા મહેનતે હું મારૂં પુરૂં કરતાં શીખ્યો. મહેનત કરી મેળવેલો રોટલો કેટલો મીઠો લાગે છે તેનો અનુભવ મને ને મારી સ્ત્રીને મોટી ઉમ્મરે તે વખતે પહેલ વહેલોજ થયો. તેમ થતાંજ અમારા વિચાર કંઈક બદલાતા ચાલ્યા કારણ કે સારૂં અન ખાવાથી સારાજ વિચાર આવે એ સ્વાભાવિક છે. તેમ કરતાં કરતાં અમે કેટલીક કરકસર કરતા શીખ્યા ને પહેલાંનું કરેલું દેવું અમે ધીમે ધીમે વાળવા માંડયું. તેમ કરતાં કરતાં દેવું પુરૂં પતી રહેવા આવ્યું તેટલામાંજ હું ધારૂં છું કે હું મારા પાપનું પ્રાયશ્ચિત પુરૂં આપી રહ્યો નહોતો તેમ મારા ઉપર એકદમ દુઃખનું વાદળ તુટી પડયું. હું મહા મહેનત કરી બહારથી થાક્યો પાક્યો આવતો હતો તે વખતે મને કેટલુંક આશ્વાસન આપી મારો થાક ઉતારનાર રૂખુદેવીની મા એકદમ માંદી પડી. હું ઘણો ગભરાયો ને મારી ધીરજ જતી રહી. તમને બન્નેને બોલાવવા તાર કરવાનો વિચાર કર્યો પણ રૂખુદેવીની બાઇએ મને તેમ કરતા અટકાવ્યો. દુઃખ વખતે પુરૂષ કરતાં સ્ત્રી વધારે ધીરજ રાખી શકે છે તેનો મને તેજ વખતે અનુભવ થયો. તેણે મને જણાવ્યું કે જ્યાંસુધી આ આવી પડેલું દુઃખ આપણે ખમી શકીએ ત્યાંસુધી તે પવિત્ર આત્માઓને આપણી સમક્ષ બોલાવી આપણા અપવિત્ર દર્શનથી તેમને પાપી બનાવો નહી. વ્હાલા પ્રાણાત્માઓ આ તેના શબ્દોએ મારા પર સચોટ અસર કરી મેં કરેલા સઘળાં પાપ મને એકદમ યાદ આવ્યાં. ને આવી પડેલું દુઃખ ગમે તે ઉપાયે ખમવાને હું કમર કસી ઉભો થયો. દુઃખ એ એક મહાન ગુરૂ છે તે આવી પડેલા દુઃખથી મારાં સ્વાર્થરૂપી પડલ એકદમ દૂર થયાં. હું મારી સ્ત્રીને તેવીને તેવી સ્થિતિમાં મુકી બહાર મહેનત કરી પેટીયું મેળવવા ભટકવા લાગ્યો પણ મન વ્યગ્ર હોવાથી ને અંતઃકરણમા ચિંતા હોવાથી હું બરોબર કામ કરી શક્યો નહી ને મારા કામમાં વારંવાર ભુલો પડતી હોવાથી થોડા દીવસ પછી હું એક પાઇ પણ મેળવવા નિ'ફળ નિવડયો, છતાં આડોશી પાડોશીના આધાર પર પણ મેં થોડા દીવસ વ્યતીત કર્યા. રૂખુદેવુીની બાને પહેલાં સખત તાવ આવતો હતો તેમાંથી હવે તેને મુંઝારો ઉપડયો છે ને તેને કોઇ જાતનું ભાન નથી તેને તેવી સ્થિતિમા વધારે વખત રાખવી મને સહીસલામત નહી લાગવાથી તેને પુછયા વિના આ પત્ર હું તમને લખુંછું. એ વાંચ્યા પછી તમને બનેને યોગ્ય લાગે તેમ કરજો તેની આખર ઘડી આવે છે સ્થીતિ તાર કરવા જેવી હતી પણ આ બધો ખુલાસો કર્યા સીવાય તારને પણ તમે ખરો માનો કે નહી તે વહેમ આવવાથીજ કાગળ લખ્યો છે ”

અપૂર્ણ.

---

## આપણે પોતે.

---

### ( છુટક છુટક વિચારો )

એ આંકડા બનેલા દરેક ખાપના બંધુએ આ પત્રના દફતરમાં પોતાનું દાર નામ નોંધાવવુ એવી અનઘનની તંત્રી સાહેબની આશા માથે ચઢાવી આ આંકડા લેવામાં મોકલ્યા છે. લેવામાં જે ખામીઓ હોય તે ગુન્હા—ચાહી બધુ પૂરી પાડશો તો તેની પોતાની જાત ઉપર તેનજ મારા ઉપર મોટો ઉપકાર થશે.

૨ વાણીઆની બીજી જ્ઞાતિઓની ઘર સંસાર, કેળવણી, દ્રવ્ય ઇ૦ સંબંધીની સ્થિતિ ખડાયતા જ્ઞાતિની સ્થિતિ સાથે સરખાવતાં કોઇ ઉતરતી હોય એમ ધારવાને આધાર નથી. મુંબાઈ જેવા સુધરેલા શહેરોમાં લાંબા વખતથી વસતી અને ધનાઢ્ય જ્ઞાતિઓમાં કેળવણીનો જેટલો પ્રચાર જોવામાં આવતો નથી તેટલો પ્રચાર આ જ્ઞાતિમાં જોવામાં આવે છે તે ઉપરથી એક અચૂક અનુમાન એ થાય છે કે આ જ્ઞાતિનું બુદ્ધિ—સામર્થ્ય ઓછું ગણના કરવા જેવું નથી. મ્હોટાં મ્હોટાં વિઘ્નોની ખડકો ભેદી કેળવણીનાં મૂળ આ જ્ઞાતિમાં ઊંડા ઉતર્યાં છે તે તેના સંગીનપણાની ઝાંખી કરાવે છે. ઓનરેબલ ગોકળદાસ, રાવબહાદુર કાંટાવાળા, રાવબહાદુર હરિલાલભાઇ, રાજસભા ભૂષણ ચુનીલાલભાઇ વગેરે ગૃહસ્થોની ઉન્નતિનું કૃતિ વૃત્ત ઉપરના અનુમાનને સિદ્ધ કરી આપે છે. જ્ઞાતિજનો grit-વાળા છે તેનો તે પૂરાવો છે. ઉપરના અનુમાન ઉપરથી તપાસ કરવાનું કારણ મળે છે કે આવા સંગીન છોડનો વિકાશ વિસ્તારી અને સમૃદ્ધિવાન્ શી રીતે થઇ શકે? આ તપાસ કરવી તે ઉન્નતિ ઇચ્છનાર દરેક વિચારશીલ બંધુનું કર્તવ્ય છે અને તે કર્તવ્યમાં રહું કોઇ જોડાવ એજ અભિલાષા છે.

૩. સઘળી "કોન્ઝરવેટીવ" સંસ્થાઓની માફક જ્ઞાતિની સંસ્થામાં સુધારા કરવાની હીમાયત હાસ્ય, નિન્દા, ઇર્ષ્યા, ભય, અને વિરૂદ્ધતાને પાત્ર થઇ પડે તો તેમાં કાંઇ અસ્વાભાવિક બને છે એમ સમજવું નાહ. તેઓની હયાતી સ્વીકારીનેજ પ્રયાણ કરવું. તેમનો વિગ્રહ અને પ્રતિકાર કરવા માટે ઉત્સાહ, ઉદારતા, નિડરતા, સહિષ્ણુતા, અને આત્મ-ભોગનાં શસ્ત્રાસ્ત્ર સજવાં. પ્રભુ કલ્યાણકારી કર્મ કરનારને સફળ અને સદ્ગતિજ આપે છે એવી અડગ શ્રદ્ધાનું અભેદ્ય કવચ ધારણ કરવું.

૪. આપણી પ્રગતિનો વેગ અપ્રતિહત ચાલે, ઘર્ષણમાં કમીમાં કમી બળનો વ્યય થાય તેટલા માટે કમીમાં કમી વિરૂદ્ધતા વાળા માર્ગે ( On lines of least resistance ) વ્યવહારવું તે કરવા લાયક છે.

૫. હાલ આપણી સંપત્તિનાં બે સાધનો ગણાય છેઃ (૧) વ્યાપાર અને (૨) નોકરી. બન્ને માટે લાયકાત મેળવવા સારૂ કેળવણીની પહેલી જરૂર છે માટે તે સહુ કોઇને અને સારી રીતે મળે તે વિચાર પ્રથમ કરવો ઘટે છે.

૬. કેળવણીમાં પહેલું વિઘ્ન બાળ—લગ્ન છે. આ વાત ઘણે ખરે ભાગે સહુ કોઇ કબુલ કરે છે. તે માટે ઘણું બોલાય છે, લખાય છે, ઘણી ઘણી વાતો થાય છે પરંતુ કાંઇ સંગીન અને પદ્ધતિસર કામ થયેલું જોવામાં આવતું નથી. બાળ—લગ્ન અટકાવવા કેટલાએક કહે છે કે વરથી કન્યા અમુક વર્ષે ન્હાની પસંદ કરો. બીજા કહે છે કે તફાવત રાખો યા ન રાખો પરંતુ વરકન્યાની લગ્નની વય વધારો વરકન્યા સ્વયં—વરણ કરવાને યોગ્ય થાય ત્યારે તેમની સંમતિથી વિવાહ કરવા એમ કેટલાએક સુધારકો કહે છે. ત્યારે એક વર્ગ તો એમ કહે છે કે ચાલતું હોય તેજ ચાલવા દો. તેમ કરશો તો સરસ્વતીચંદ્રમાં આલેખેલા વિદ્યાચતુર અને ગુણ—સુંદરી જેવાં યુગલોની ભરતી આવશે. પ્રેમના ઝરાઓ વહેતા ઝરશે, અને તેને કાંઠે સુગંધી—બાળપુષ્પો પમરશે. પરંતુ કેટલાએક તેમાં એક સરત દાખલ કરે છે કે ભાઇ પરણાવો વ્હેલાં તો કાંઇ વાંધો નથી પરંતુ કન્યાને સાસરે વળાવવાનું ઋતુ દર્શન પછીજ રાખવું. આમ કરવાથી સ્વાદ અને સુગંધ બન્ને મળશે. આ પક્ષવાદોના ગુણદોષ અનેક છે. તે તપાસી એક નિર્ણય ઉપર આવવું તે કર્તવ્ય ઠરે છે.

૭. કેળવણીમાં બીજું વિઘ્ન દરિદ્રતા અથવા સાધનની તંગી છે. આ વિઘ્ન ખસેડવા જુદે જુદે સ્થળે ન્હાની મ્હોટી પ્રવૃત્તિઓ આરંભાએલી જોવામાં આવે છે તે ખરેખર સ્તુતિ અને ઉત્તેજનને પાત્ર છે. પરંતુ તે પ્રવૃત્તિનું કલેવર સર્વાંગ સુંદર, દશાનુરૂપી, હૃષ્ટપુષ્ટ અને અને દીર્ઘાયુષ્યવાળું શી રીતે બને, જુદાં જુદાં કલેવરો Co-operative સંયુક્તાશ્રયની રૂપેરી સાંકળથી શી રીતે જોડાય, ઓછી—ભાગ્ય સમૃદ્ધિવાળાને બહુ-સમૃદ્ધિવાળા શી રીતે સહાય કરી શકે, અને એ સહાય આપતાં લેવામાં લેનાર આપનારની આત્મ પ્રતિષ્ઠા જળવાઇ રહે એવી ગોઠવણ શી રીતે કરી શકાય આ અને એવા અનેક તે સંબંધીના પ્રશ્નોનો વિચાર ઘણાં મગજ અને ઘણી તીજોરીઓની મદદથી કરવો યોગ્ય લાગે છે. લક્ષ્મીના અને સરસ્વતીના ઉપાસકો પરાપૂર્વથી એક બીજાથી બહુજ વિરૂદ્ધ અથવા વિમુખ જોવામાં આવે છે. પરંતુ તેમનો સમવાય લક્ષ્મીપતિ અને સરસ્વતિના પિતામહના અનન્યભક્ત વ્યવહાર દક્ષ વૈશ્ય બંધુએ માટે અશક્ય નથી.

૮. આવા વિચારદીપો બીજા બંધુઓના હૃદય મંદિરમાં આજે દીપોત્સવીના પ્રસંગે પ્રગટના કરી તેમાં મ્હારા નાનકડા દીવાનો ઝાંખો પ્રકાશ મેળવતાં તેમનું નવું વર્ષ સુખારક નીવડે એ આશા સાથે વિરામું છું.

દેવગઢબારીઆ.
દીપોત્સવી.

મોતીલાલ લ. પારેખ.

---

## નડીઆદ મેળાવડા બાબત.

નડીઆદ મુકામે ખડાયતા મિત્રમંડળના સભાસદો-ખડાયતા સમાજના મેમ્બરો અને બધા જ્ઞાતિ હિતેચ્છુઓનો મળી આપણી સમસ્ત જ્ઞાતિનો જે મેળાવડો ભરવાનું આદર્યું છે તે આવતા ૧૯૧૬ ના જાનેવારીની તા. ૧ તથા ૨ ને રોજ એટલે સંવત ૧૯૭૨ ના માગસર વદી ૧૧ ને ૧૨ ને વાર શનિ તથા રવિએ ભરાશે તે વખતે નડીઆદ ખાતેની સર્વ વ્યવસ્થા કરવાનું કામ મિત્ર મંડળના તેમજ સમાજ કમિટીના સભાસદ શાહેથી રણ-છોડલાલ મોતીલાલ ગોળવાળાએ માથે રાખેલું છે. તેઓ તરફથી સર્વે જ્ઞાતિભાઇઓને જણા-વવાની અમને વિનંતી કરવામાં આવી છે કે બધા ભાઇઓ સારૂ ઉતરવા વિગેરેની બધી સગવડ ત્યાંની ન્યાતની વાડીમાં તેમના તરફથી કરવામાં આવશે. તેમણે આવી રીતે જ્ઞાતિને ઉપયોગી થઇ પડી સમાજના સભાસદોને કેટલીક મહેનતમાંથી મુક્ત કર્યા છે તે સારૂ અમો તેમને અભિનંદન આપીએ છીએ, તેમના પ્રયાસથી સમાજના જ્ઞાતિ હીતના આ કાર્યમાં પૂર્ણ ફતેહ મળશે એવી અમો આશા રાખીએ છીએ અને શ્રી કોટયર્ક પ્રભુ એમાં આપણને મદદ કરશે એવી અમને ખાત્રી છે

છેવટે અમો ઇચ્છીએ છીએ કે આ પત્રના મિત્રમંડળના સદસ્યો તેમજ ગ્રાહકો અને વાંચકો એટલે ટુંકામાં જ્ઞાતિનો દરેક સદસ્ય આ આમંત્રણ સ્વીકારી જુદા પત્રની રાહ જોયા સીવાય નડીઆદ મુકામે પધારી આ કાર્યને જરૂર મદદ કરશે ને તેને પૂર્ણરીતે ફતેહ-મંદ બનાવશે.

---

## મેહેમદાવાદ કેળવણી ફંડ બાબત મેળાવડો.

બેસતા વર્ષે એટલે સંવત ૧૯૭૨ ના કારતક શુદ ૧ ને સોમવારે સાંજના મેહેમદાવાદ મુકામે ન્યાતની વાડીમાં આપણી ત્યાંની દશા ખડાયતા જ્ઞાતિનો એક મેળાવડો બાઇલાલ વંદ્રાવનદાસ કોઠારીના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યો હતો. તે વખતે જ્ઞાતિના લગભગ દરેક આગેવાન ગ્રહસ્થ હાજર હતા ને કામ બહુ ઉત્સાહથી કરવામાં આવ્યું હતું. તેજ વખતે મહેમદાવાદની નિશાળમાં પાસ થયેલા છોકરા તથા છોકરીઓને ઇનામ વહેંચી આપવાનું પણ દર વર્ષ માફક રાખવામાં આવ્યું હતું તેથી તે કામ પ્રથમ આટોપી લઇ કેળવણી ફંડ બાબતનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. મેહેમદાવાદના વતની દરેક ઇંગ્રેજી ભણતા વિદ્યાર્થીને ફી તથા પુસ્તક પુરાં પાડવાને માટે ફંડ ઉભું કરવાનું હતું તેથી સ્કુલમાં ત્યાં અગર બહારગામ મેટ્રીક્યુલેશન કે ફાઇનલ પરીક્ષાની છેવટના કલાસ સુધી ભણતા વિદ્યાર્થીની સંખ્યા ધ્યાનમાં લેતાં તે ફંડમાં વર્ષે દહાડે ઓછામાં ઓછા ત્રણસે રૂપીઆ ભરાવાની જરૂર સ્વીકારવામાં આવી હતી તેને માટે કેળવણી પામેલા ને આ કાર્ય પ્રત્યે પૂર્ણ દીલસોજી ધરાવનારા બહારગામ મુંબાઇ ને અન્ય સ્થળે વસતા ખડાયતા સમાજના સભાસદ વિગેરેએ પોતાના તરફથી આ રકમમાં યોગ્ય ફાળો આપવો જોઇએ એવી ઇચ્છા કેટલાક જ્ઞાતિબંધુઓએ દર્શાવતાં કાર્યને ફતેહમંદ બનાવવાને ને તેમાં વધારે ઉત્સાહ લાવવા માટે પ્રમુખે તેવા બધા તરફથી અડધી રકમનો ફાળો આપવાનું જણાવ્યું હતું. ત્યારબાદ હાજર રહેલા ગ્રહસ્થોમાં ટીપ ફેરવતાં તેજ વખતે બાકીની અડધામાંની અડધી રકમ લગભગ ભરાઇ ગઇ હતી ને બાકીની અડધી ભરાશે એવી પુરી આશા રાખવામાં આવી હતી. ત્યારબાદ પાન સોપારી લઇ રાત્રિના સાડાઆઠ વાગ્યાને સુમારે મેળાવડો બરખાસ્ત થયો હતો. આ મેળાવડાને આવી રીતે ફતેહમંદ બનાવવાનું માન મોટે ભાગે મહેમદાવાદના વતની રાજેશ્રી અચરતલાલ મોહનલાલ કોઠારીને ઘટે છે ને અમે આશા રાખીએ છીએ કે તેઓ સાહેબ બાકીની અડધી રકમ ભરાવા યોગ્ય પગલાં લેશે ને આવતા વર્ષની શરૂઆત પહેલાં આ ફંડનું કાર્ય જરૂર અમલમાં મુકવામાં આવશે.

---

## અમદાવાદના વકીલ મી. મગનલાલ ચીમનલાલના માનમાં કરવામાં આવેલો મેળાવડો.

અમદાવાદના જાણીતા વકીલ મી. મગનલાલ ચીમનલાલ દેસાઇ બી. એ. એલ. એલ. બી. ની નિમણૂંક સ્વસ્થાન છોટાઉદેપુરના ન્યાયાધિશ તરિકે થયેલી હોવાથી તેમના માનમાં શ્રી દશા ખડાયતા શુભેચ્છક સભા તરફથી ગઇ તા. ૯ ને મંગળવારના રોજ સાંજના ચાર વાગતાં મણીલાલ મેનશનસમાં એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો હતો. જે પ્રસંગે દશા તથા વીશા ખડાયતા જ્ઞાતિના ઘણા ગ્રહસ્થો અને યુવકો ઉપરાંત બીજા પણ કેટલાક સદ્‌ગ્રહસ્થોએ હાજરી આપી હતી. આવનાર ગ્રહસ્થોના સન્માર્થે દ્વાર આગળ બેન્ડ રાખવામાં આવ્યું હતું, તેમ અંદર સંગીતની યોજના કરવામાં આવી હતી. પ્રમુખપદ રીટાયર્ડ સબ

જજ મી. સરૈયાને આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં ખડાયતા યુવક મી. સોમાલાલ રણછોડદાસે મી. મગનલાલની પ્રસંશા કરી હતી. તેમણે જણાવ્યું કે મી. મગનલાલ જાતે હાજરી આપી સભાની દરેક મીટીંગમાં જ્ઞાતિના યુવકોની કેળવણી ઉપર સારૂં ધ્યાન આપતા, તેમના જવાથી આ સભાને ખોટ જશે. ત્યારબાદ શેઠ માણેકલાલ મણીલાલ રણછોડદાસે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું અને રૂપાના કાસ્કેટમાં મુકી પ્રમુખે મી. મગનલાલને આપ્યું હતું. મી. સરૈયાએ મી. મગનલાલને મળેલા ન્યાયાધિશના હોદ્દા માટે ધન્યવાદ આપ્યો હતો. તેમણે તેમની પ્રસંશા કરતાં જણાવ્યુ હતું કે મી. મગનલાલની સત્ય તરફ પ્રીતિ પ્રસંશનીય હતી. સ્મોલકોઝ કોર્ટમાં અને અન્ય ઓફીસોમાં જ્યારે હું સબજજ તરીકે હતો ત્યારે આ ગુણુ મેં ખાસકરીને જોયો હતો. એ ગુણ એમનામા ન્યાયાધિશ તરીકે વધુ ખીલશે એમ મારી ખાત્રી છે. મી. મગનલાલનું કુટુંબ સુપ્રસિદ્ધ છે, અને તેમને આવા પ્રકારનું માન મળે એ સ્વાભાવિક છે. બાદ તેમણે નવી જગ્યોમાં તેમની ફત્તેહ ઇચ્છી હતી.

મી. મગનલાલે ઉત્તર આપતાં જણાવ્યું કે મારા માનવંતા વડિલોનેજ પગલે હું ચાલું છું. મારી જ્ઞાતિની સેવા કરવી એ મારી ફરજ સમજાું છુ પ્રગતિના આ કાળમાં કોઇપણ જ્ઞાતિને પાછળ પડી રહેવું પાલવી શકે તેમ નથી. આપણી જ્ઞાતિની ઉન્નતિના બનતા ઉપાય આપણા ભાઇઓ કરે છે. છતાં વધારે પ્રયાસ થવાની જરૂર છે. આપણામાં સ્ત્રી કેળવણી ઓછી છે. ક્ષત્રિયોની ન્યાત ન્હાની છે, છતાં સ્ત્રી કેળવણી માટે જે પ્રયાસ કરે છે, તે અનુકરણીય છે. આપણામાં સીમન્ત વિગેરેના હાનિકારક રીવાજો છે તે દૂર થવા જોઇએ, અને તેને માટે જ્ઞાતિભાઇઓની સહાનુભૂતિની જરૂર છે. જો કે હું દૂર જાઉં છું છતાં મારી લાગણી આપણી સંસ્થા તરફ છે, અને મારાથી બનતી મદદ હું દૂર રહ્યા રહ્યો કરીશ.

મી. છોટાલાલ કેશવલાલે પ્રસંગને અનુસરતું કેટલુંક વીવેચન કર્યું હતું.

ત્યારબાદ રીફ્રેશમેંટ લેવામાં આવ્યું હતું, અને પ્રમુખને તથા મી. મગનલાલને હાર-તોરા એનાયત કરવામાં આવ્યા હતા.

મી. મગનલાલે સભાના ફંડમાં આ શુભ પ્રસંગે રૂ. ૨૦૦)ની મદદ જાહેર કરી હતી. તે માટે તેમનો સભા તરફથી મી. સોમાલાલે તથા સેક્રેટરી મી. માણેકલાલ પ્રાણજીવનદાસે ઉપકાર માન્યો હતો. વીસા ખડાયતા જ્ઞાતિના શેઠ તરફથી મી. મગનલાલભાઇને હાર અર્પી શુભેચ્છા દર્શાવી હતી.

મકાન વાપરવા માટે શેઠ માણેકલાલનો ઉપકાર માનવાની દરખાસ્ત મી. હરિલાલ નાથાભાઇ વકીલે કરતાં જણાવ્યું કે મી. મગનલાલ મારા અંગત મિત્ર છે, અને તેમણે આપણી સંસ્થાને ઘણી મદદ કરી છે. જ્ઞાતિની ઉન્નતિના માર્ગો જે જે એમણે સુચવ્યા છે, તે અમલમાં મુકવા જેવા છે અને એમાં જો કોઇ જ્ઞાતિજનો આડાઇ કરી પ્રગતિ ન કરવા દે તેમના વિચારોને માન્ય ન રાખી આગળ વધવું. મી. મગનલાલની જગ્યા જ્ઞાતિનો કોઇ ઉત્સાહી યુવક લેશે એમ મારી ખાત્રી છે. મી. હરીલાલ વકીલની દરખાસ્તને મી. સોમાલાલે ટેકો આપ્યો હતો. બાદ પાનગુલાબ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

મી. મગનલાલ તેજ રાતના પોતાની નવી જગ્યાનો ચાર્જ લેવા ઉપડી ગયા હતા જે વખતે જ્ઞાતિબંધુ તથા સ્નેહીવર્ગની મ્હોટી સંખ્યા સ્ટેશન ઉપર હાજર હતી.

---

## એક ભાષણનો નહિ અપાયેલો ઉત્તર.

" ખડાયતા મિત્ર"ના તંત્રી સાહેબ,

તીચેની ખિના ખડાયતા કોમના હિત માટે પ્રકટ કરવા કૃપા કરશોઃ—

અત્રેની શ્રી દશાખડાયતા શુભેચ્છક સભાની ત્રણ ચાર વાર મેં મુલાકાત લીધી છે. આ સભા દર રવિવારે જ્ઞાતિની વાડીમાં મળે છે. એક વિદ્યાર્થી એકાદ વિષય ઉપર ભાષણ આપે છે અને નાનામાં નાના વિદ્યાર્થીથી માંડી કોલેજના વિદ્યાર્થીઓ તે ભાષણ ઉપર ચર્ચા ચલાવે છે. સભામાં હાજર થતા દરેક વિદ્યાર્થીઓએ કાંઇ ને કાંઇ બોલવું એવો વખાણવા લાયક ક્રમ પડી ગયો છે. આથી વિવિધ પ્રકારની ઉપયોગી અને હિતકર ચર્ચા થાય છે. સભાનું કામ એવા નિયમથી અને એવી શાંતિથી થાય છે કે કોઇ બહારના પ્રેક્ષકને પણ આ વિદ્યાર્થીઓના સદ્વર્તન માટે સન્માન અને પ્રસન્નતા થયા વગર રહે નહિ.

સભાની શરૂઆતમાં વડીલો આ સભામાં હાજર રહેતા એમ સભાનાં પત્રકો ઉપરથી જણાય છે પણ ઘણા લાંબા વખતથી આ હાજરી નહિ જેવી થઇ ગઇ છે અને મારા જાણવા પ્રમાણે રા. રા. મોહનલાલ રણછોડલાલ દેસાઇ અને રા. રા. મગનલાલ ચિમનલાલ સિવાય અન્ય કોઇએ હાજરીથી માર્ગદર્શક થઇ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા પરિશ્રમ લીધો હોય એમ જણાતું નથી.

આવી વસ્તુસ્થિતિમાં, આ વિદ્યાર્થીઓના ઉત્કર્ષના પ્રયત્નોમાં સમય, સલાહ અને દ્રવ્યની મદદ કરનાર રા. રા. મગનલાલ ચિમનલાલ વકીલને, તેમની છોટાઉદેપુરમાં ન્યાયાધિશ તરીકે, નિમણૂક થઇ તે પ્રસંગે સભા તરફથી માનપત્ર આપવામાં આવ્યું તે ઉચિત થયું છે.

આ માનપત્ર અર્પણ કરવા માટે થયેલા મિલાવડામાં રા. રા. મગનલાલ ચિમનલાલના સંબંધમાં બોલતાં અત્રેના બાહોશ વકીલ મિ. હરિલાલ નાથાભાઇ પારેખે જણાવ્યું હતું કે " સભાના કાર્ય માટે મિ. મગનલાલની જગા લે તેવા કોઇ યુવાન ગૃહસ્થ બહાર પડશે એવી આશા રાખવામાં આવે છે. " મિ. પારેખના ભાષણનાં આ વચનોના ઉત્તરમાં જણાવવું જોઇએ કે જ્ઞાતિસેવાનું આ કાર્ય મિ. પારેખ પોતે સૌથી વધારે સારી રીતે કરી શકે એમ છે. આવા ભાષણથી, આ વચનથી તેઓએ પોતે આ કાર્યમાંથી છૂટી જવાની કોશિસ કરી છે પણ સભાના કાર્યવાહકોએ તેમને છોડવા જોઇતા નથી.

દેશના અને જ્ઞાતિના ઉદયનો આધાર ભાવિ પ્રજા ઉપર છે. બાળકો આ ભાવિના બળવાન્ આધાર રૂપ છે અને જ્યારે દશાખડાયતા જ્ઞાતિનાં બાળકો સ્વપ્રયત્નથી આત્મોન્નતિ અને જ્ઞાતિના ઉદય માટે પ્રયાસ કરે છે, તો રવિવાર જેવા દિવસે સાંજનો એકાદ કલાક આ બાળકો માટે કાઢવા, તેમના કાર્યક્રમમાં રસ લઇ, ઉત્કર્ષના તેમના પ્રયત્નને પ્રોત્સાહિત કરવા, બનતી સર્વ મદદ કરવા રા. રા. હરિલાલ નાથાભાઇ પારેખ, રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ, રા. રા. માણેકલાલ મણિલાલ રણછોડદાસ અને રા. રા. છોટાલાલ કેશવલાલ જેવા ગૃહસ્થોને સૂચના કરવી અયોગ્ય ગણાશે નહિ.

અમદાવાદ,
તા. ૨૩-૧૧-૧૫

લિ. સેવક
ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ.

## નવીન સમાચાર.

**મિત્રમંડળમાં જોડાયા**—મણીલાલ રણછોડલાલ દેસાઇ અમદાવાદ પણ હાલ વડોદરાના મિત્રમંડળમાં જોડાયા છે.

**કેળવણી ફંડ**—અમદાવાદનો દાખલો લઇ મહેમદાવાદ મુકામે કેળવણીના ફંડ સારૂ એક મેળાવડો બેસતા વર્ષે ભરવામાં આવ્યો હતો ને તેમાં સારી રકમ ભરાઈ ગઇ છે જેની વિગતવાર હકીકત અમે અન્ય સ્થળે આપી છે.

**શોકજનક સ્વર્ગવાસ**—અમદાવાદની વીશા ખડાયતા જ્ઞાતિના આગેવાન ગણાતા પ્રખ્યાત જમનાદાસ દયાળજીના કુટુમ્બવાળા ચુનીલાલ ડોસાભાઇના મરણની નોંધ લેતાં અમને ભારે ખેદ થાય છે. થોડાજ વખત ઉપર એમના નાનાભાઇ નાનાલાલના મરણ પછી આ મરણ થવાથી એમના કુટુંબ ઉપર ભારે આફત આવી પડી છે. અમે તેમને અંતઃકરણ પૂર્વક દીલાસો આપી મરનારના આત્માને ચિરઃશાન્તિ ઇચ્છીએ છીએ.

**એલ. એલ. બી. પરીક્ષાનુ પરિણામ**—નીચેનાં-૧ છોટાલાલ પુરૂષોત્તમ-મહેમદાવાદ. ૨ ચુનીલાલ પુરૂષોત્તમ શાહ—નડીઆદ હાલ વડોદરા. ૩ સોમાલાલ ને રણછોડલાલ'—નડીઆદના મળી ત્રણ જણ પાસ થયા છે જે પરિણામ સંતોષકારક છે.

## ગયા વર્ષની બાકીના લવાજમની પહોંચ

| | | |
|---|---|---|
| ૫૨૧ | જમનાદાસ લલ્લુભાઇ | ડાકોર. |
| ૫૨૨ | આત્મારામ ત્રીભોવનદાસ | સુરત |
| ૫૨૩ | ચીમુલ ઇભાઇ | મહેમદાવાદ. |
| ૫૨૪ | હીરાચંદ કસનદાસ | „ |
| ૫૨૫ | મોતીલાલ પાનાચંદ | „ |
| ૫૨૬ | મગનલાલ પરભુદાસ | „ |
| ૫૨૭ | છગનલાલ મોતીભાઇ | „ |
| ૫૨૮ | ફિરોઝલાલ નાથાભાઇ | „ |
| ૫૨૯ | અમૃતલાલ મોરારજી | „ |
| ૫૩૦ | ડાહ્યાભાઇ પુરૂષોત્તમદાસ | „ |
| ૫૩૧ | મોહનલાલ મથુરાદાસ | „ |
| ૫૩૨ | હીરાલાલ હરગોવનદાસ વરસોના હવાલી | „ |
| ૫૩૩ | હરજીવનદાસ લલ્લુભાઇ | મોડાસર. |
| ૫૩૪ | ભોગીલાલ હીરાચંદ | „ |
| ૫૩૫ | ડાહ્યાભાઇ મથુરાદાસ | અમદાવાદ. |
| ૫૩૬ | એચ. ડી. મંગળચંદ | હજર વાસ. |
| ૫૩૭ | ભોગીલાલ કાશીદાસ | „ |
| ૫૩૮ | ચીમનલાલ બાલચંદ | „ |
| ૫૩૯ | ચુનીલાલ હીરાલાલ | „ |
| ૫૪૦ | મણુ ભાઇ મનોરદાસ | „ |
| ૫૪૧ | હીરાચંદ લલ્લુભાઇ | „ |
| ૫૪૨ | ભોગીલાલ હરીવલ્લભદાસ | „ |
| ૫૪૩ | ત્રીભોવન રતીલાલ | નડીઆદ. |
| ૫૪૪ | પુરૂષોત્તમદાસ નાનાભાઈ | „ |
| ૫૪૫ | મણીલાલ ગોકળદાસ | „ |
| ૫૪૬ | મુળજીભાઇ દામોદરદાસ | „ |
| ૫૪૭ | બળદેવભાઇ મથુરભાઈ | „ |
| ૫૪૮ | મોહનલાલ પીતાંબર વકીલ | „ |
| ૫૪૯ | નાથાભાઇ શામળદાસ | „ |
| ૫૫૦ | વનમાળી રામદાસ | „ |
| ૫૫૧ | હરગોવનદાસ પુરૂષોત્તમ | „ |
| ૫૫૨ | ચંદુલાલ નાગરભાઇ | „ |
| ૫૫૩ | રણછોડજી જમનાદાસ | „ |
| ૫૫૪ | નાનુભાઇ મોતાભાઇ | મુંબઈ. |
| ૫૫૫ | શા. નગુભાઈ ગુલાબચંદ | સુરત. |
| ૫૫૬ | ચુનીલાલ દયાભાઇ | „ |
| ૫૫૭ | ભોગીલાલ જમનાદાસ | ભરૂચ |
| ૫૫૮ | મગનલાલ નાથજી | સંજાન. |
| ૫૫૯ | કૃષ્ણલાલ લલ્લુભાઈ | મહેમદાવાદ. |
| ૫૬૦ | ચીમનલાલ મગનલાલ | અમદાવાદ. |
| ૫૬૧ | ચુનીલાલ મગનલાલ | „ |
| ૫૬૨ | છગનલાલ નાનશા | „ |
| ૫૬૩ | હીંમતલાલ ચુનીલાલ | મુંબઈ. |
| ૫૬૪ | સોમાભાઇ મંગળદાસ | અમદાવાદ. |
| ૫૬૫ | નાગરદાસ અમથાલાલ | ઉમરેઠ. |

# ગોદરેજની તીજોરી

અને

# મોતી.

**ગોદરેજની તીજોરીઓના સંબંધમાં ઝવેરીઓ વારંવાર એવો સવાલ ઉઠાવે છે કે તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી એ ખરૂં છે છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનો આબ ઉડી જાય કે નહીં.**

ગયા નવેમ્બરમાં ગીરગામ બેંકરોડ ઉપર શેઠ લાલજી દયાળનાં મકાનમાં મોટી આગ થઈ તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની તીજોરી ગોદરેજની બનાવેલી હતી અને તેમાં કાગળો ઉપરાંત મોતીની એક પોટલી હતી તે મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજઉપર લખેલા નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે.

મેસર્સ ગોદરેજ અને બોઇસ ભેગ:—થોડા દહાડા ઉપર ગીરગામ બેકરોડનાં મારાં ઘરમાં આગ લાગી તે વખતે મારા ઓફીસમાં તમારી એક તીજોરી હતી મારી રહેવાની જગ્યામાં સઘળુ બળીને ખાખ થઈ ગયુ હતું અને જ્યાં આગ બહુ જોરમાં થઇ હતી ત્યાં મારી તીજોરી હતી. તે તીજોરીમાં [illegible] અને [illegible] ઉપરાંત સોનાનાં [illegible] એક પોટલી હતી તીજોરી ગોદરેજની બનાવેલી ... સલામત રહેલ પણ મોતીની હાલત મારી રહેશે ... તીજોરી ખોલતાં હાજર રહેલાંઓની અજાયબી વચ્ચે ... માં મળી આવ્યા હતાં, અને મોતીનો આબતે ...

...પની પાસે,—પરેલ—મુંબઇ.

...એસ વી. પટેલ.


| | | |
|---|---|---|
| ૫૯૭ | ગોરધન... | |
| ૫૯૮ | ગોરધનલાલ મનસુખ | ,, |
| ૫૯૯ | છોટાલાલ હીરાચંદ | અમદાવાદ |
| ૬૦૦ | નાથાલાલ નારણદાસ | ,, |
| ૬૦૧ | અંબાલાલ હરીવલ્લભ | ,, |
| ૬૦૨ | અમૃતલાલ કાળીદાસ | ,, |
| ૬૦૩ | છોટાલાલ નાનાભાઈ | ,, |
| ૬૦૪ | જેઠાલાલ લલ્લુભાઈ | ઉમરેઠ |
| ૬૦૫ | પાનાચંદ જેઠાલાલ | ,, |
| ૬૦૬ | મણીલાલ ત્રીભોવનદાસ | ,, |
| ૬૦૭ | નાથાલાલ આસમુકન્દ | ,, |
| ૬૦૮ | ત્રીભોવન કાળીદાસ | ,, |
| ૬૦૯ | ભાઇચંદ દામોદર | મહેમદાવાદ |
| ૬૧૦ | છોટાલાલ મહતદાસ | નડીઆદ |
| ૬૧૧ | ધીરજલાલ પીતાંબર | રતલામ |



# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું. ] માર્ગશીર્ષ શુક્લ પક્ષ એકાદશી, સંવત ૧૯૬૨. [ અંક ૨ જો.

## ગ્રાહકોને સૂચના.

અમે જણાવવાની રજા લઈએ છીએ કે ગયા અંક સાથે "જ્ઞાતિ પત્ર વાર્ષિક" નું પુસ્તક અમે ભેટ દાખલ જેના પૈસા આવી ગયા તેને મોકલી ચુક્યા છીએ ને તે અમારા વાંચકોમંના ઘણાને બહુ પસંદ પડ્યું છે ને તેને લગતી ઘણી માગણી થાય છે. આ વસ્તુસ્થિતિ અમારી ધ્યાનમાં હોવાથી અમે પહેલેથીજ તેની નકલો કેટલીક વધારે છપાવેલી છે તેથી અમે વિનંતિ કરીએ છીએ કે અમારા નવા તથા જુના ગ્રાહકોએ પૈસા મોકલી આપી ને તાકીદે મંગાવી લેવું; તેમજ જે જુના ગ્રાહકોએ પોતાનું નામ ગ્રાહકોની ટીપમાંથી કમી કરાવી નાખ્યું છે તેઓ પણ આ પરથી તે ફરી ચાલુ કરાવી અમને આભારી કરશે. આ ઉપરાંત અમને જણાવવાને અનહદ આનંદ ઉત્પન્ન થાય છે કે ખડાયતા સમાજે જે આપણી જ્ઞાતિનો પ્રથમ મેળાવડો નડીઆદ મુકામે ભરવાની ખબર આપી હતી તેને વાસ્તે પણ સમાજના સભાસદો તેમજ નડીઆદના ગૃહસ્થો સાથે મળી કામ ધમધોકાર આગળ ચલાવે છે તેથી પણ અમારા ગ્રાહકોને તે બાબતનું ખરેખર ઉપયોગી ને વાંચવા લાયક લખાણ અમે પુરૂં પાડી શકીશું. તો અમારા આ પ્રયત્નને માન આપી અમારા જ્ઞાતિ બંધુઓ ને મિત્ર મંડળના સભાસદો ગ્રાહકોની સંખ્યામાં એકદમ વધારો કર્યા વિના રહેશે નહી એમ અમે આશા રાખીએ છીએ.

તંત્રી.

( મળેલી ચાલુ. )

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે—એ રાગ.

કુધારા જ્ઞાતિ તણા, બંધ કરો ધીર વીર
બાળલગ્નને ભાગીને સુખી થાઓ નવનીત.
જેથી બ્રહ્મચર્યના બિરદ અનુપમ અગાધથીરે
દેવી સરસ્વતીનું, શુભ આરાધન થાય
પ્રેમે હળી મળીને બંધુઓ સૌ સાથમાં રે.

દેવી પ્રસન્ન થયે, થશે, લક્ષ્મીપતિ પ્રસન્ન
ન્યુન નહીં રહે જગતમાં, જશ વાધશે અખંડ
માટે બંધુ મારા, બાળ લગ્નને બાળજો રે
એથી શુભ થાશેને, પરવરશે દુઃખ દૂર
પ્રેમે હળી મળીને બંધુઓ સૌ સાથમાં રે.

કન્યાવિક્રય અનિષ્ટ છે, સૌ પાપોનું પાપ
જુએ ભલે ભોંયે સુવો, પણ નવ ચહશો તે હસ્ત
વળી જ્ઞાતિવરાએ, કેર ગુજાર્યો જ્ઞાતિમાં રે
તે રીતસર જો થાએ, તો સુધરે સઘળાં કાજ
પ્રેમે હળી મળીને બંધુઓ સૌ સાથમાં રે.

ચાર દિવસની ચાંદણી,ઘોર અંધારી રાત
મોટાઇ નાત વરા તણી, પ્રમાણુ રૂડી ભાત
માલી મોટાઇ મેળવવા, ધન નહીં વાવરોરે
એ છે દારીદ્ર, મેળવવાનો ઉપાય
પ્રેમે હળી મળીને બંધુઓ સહુ સાથમાં રે.

કુળવાનો તમે કુળનો, ગર્વ ન ધરશો કાંઇ
માળાના મણકા બધા, નહીં મોટો નહીં લેશ.
માટે હળી મળી સુધરીને, તમે સુધારજો રે
પરમારથની ખાતર, સ્વારથ કરજો ત્યાગ
પ્રેમે હળી મળીને બંધુઓ સહુ સાથમાં રે.

ગામે ગામ હળી મળી, ફંડ કરો દઇ ધ્યાન
અખૂટ મન એકઠું કરી, કેળવજો તમે બાળ.
સારી સ્કોલરશીપો, દઇ ઉત્તેજન આપજો રે
જેથી સુધરશે ને, કેળવાશે તમ બાળ
પ્રેમે હળી મળીને બંધુઓ સહુ સાથમાં રે.

મોટું દાન વિદ્યાતણું, એથી અધીક નહીં કાંઇ
જીવ દઇને શી ઃ કરે, એથી અધીક શું જોય
દૈવી સંપત્તિ, ને જ્ઞાતિ ઉન્નતિ કેરો, મંત્ર છે રે
દેજો ઉત્તેજન, કેળવવા જ્ઞાત બાળ.
પ્રેમે હળી મળીને બંધુઓ સૌ સાથમાં રે.

# જ્ઞાતિહિત સાધવાની સ્હેલી ને ખરી કુંચી.

( લેખકઃ—ભાઇલાલ વંદ્રાવનદાસ કોઠારી બી. એ. એલ. એલ. બી. )

જ્ઞાતિ તે જનસમાજનો એક અંતરંગ ભાગ છે તેથી જનસમાજ સુધારવાના જે માર્ગ મોટા મોટા માણસ બતાવી ગયા છે તે જ જ્ઞાતિ સુધારણામાં લાગુ પડે છેઃ તેને વાસ્તે પહેલી વસ્તુ એ ખાસ જરૂરની છે કે જુદી જુદી સમાજ કે જ્ઞાતિ સુધારવાને માટે તે તે સમાજ કે જ્ઞાતિની અંદરની સ્થિતિ તપાસવી જોઇએ કે જેથી કયે રસ્તે પ્રવેશ કરવાથી આપણે ફતેહમંદ થઇશું તે તરત ધ્યાનમાં આવે ને આપણા ઉત્સાહને વખતનો ખોટો વ્યય થતો બચે. બારીકાઇથી તપાસ કરતાં દરેક જ્ઞાતિ કે સમાજની બાબતમાં એટલું તો જરૂર માલુમ પડશે કે—

**ગતાનુગતિ–કો લોકઃ ન લોકઃ પારમાર્થિકઃ ।**

જ્ઞાતિનો કે આગળ વધીને કહીએ તો દુનિયાનો મોટો ભાગ ગાડરીઆ પ્રવાહની માફક એકની પાછળ એક–એક જેમ કરે તેમ બીજો કરે–તે ન્યાયે ચાલનારાઓ છે. લોકનો સમુદાય કે મોટો ભાગ કંઇ પરમાર્થ તરફ દૃષ્ટિ રાખી લોકકલ્યાણ અર્થે પોતાની ગતિ કે વર્તન રાખે તેવો નથી. આવી વસ્તુસ્થીતિમાં બધો આધાર તે લોકોમાંના નેતા કે પુઢારિ ઉપર છે. " જેને શાસ્ત્રમાં શ્રેષ્ઠ પુરૂષ કહે છે, જે પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષ ચાલે છે એ જ પ્રમાણે અન્ય પુરૂષ વર્તે છે, ને તે જેને પ્રમાણ ગણે છે, તે જ લોકનાં શાસ્ત્ર ગણાય છે. " કારણ લોકમાંના ઘણાખરા તો શાસ્ત્રનું મ્હોડું પણ જોવા કે તપાસવા જતા નથી. તેથી એટલું તો નક્કી છે કે જે જ્ઞાતિમાં શ્રેષ્ઠ પુરૂષ સારી કે ઉચી કોટિના તે તે જ્ઞાતિને સારે ને ઉચે રસ્તે લઇ જાય ને જ્યાં તે હલકા તે તે જ્ઞાતિને પણ હલકી પાયરીએ પોહોચાડે એમાં કોઇ પણ જાતનો શક નથી.

હાલ જેને આપણે નાતના શેઠ કહીએ છીએ તે આ શ્રેષ્ઠ પુરૂષનો અપભ્રંશ છે પણ તે અપભ્રંશ બીજા કેટલાક અપભ્રંશ શબ્દો માફક પોતાનો અસલનો અર્થ જાળવી શક્યો નથી. કારણ અપભ્રંશ થવામાં અસલ શબ્દમાં સો મુખ્ય જે "ર" કાર તે ઉડી ગયો છે. જે શાસ્ત્રવેત્તા ને જ્ઞાની છે, તે જાણી શકશે કે એ "ર" કારમાં કેટલું જોર રહેલું છે. શાસ્ત્રમાં જે કેટલાક મંત્ર વાક્યો છે તેમાં "ર" કાર ખાસ કરીને બહુ જોર આપવાવાળો ને જરૂરનો શબ્દ હોય છે. કારણકે તે અગ્નિ અથવા તેજ વાચક છે ને તેની ખરી અસર માણસમાં ખરૂં તેજ ને જુસ્સો લાવવાની છે. કે જે તેજ આગળ બીજા અંજાઇ જાય છે. ને તેવો માણસ લોકોમાં પૂજાય છે, ને શ્રેષ્ઠ ગણાય છે. પણ આ જ્ઞાન લુપ્તપ્રાય થવા સાથે આ જમાનામાં તો ખરા શ્રેષ્ઠ રહ્યા નથી. તેથી શેઠ (શ્રેષ્ઠમાંથી બાકી રહેલા) અથવા શેઠ કહેવાય છે. તે વ્યાજબી જ છે. હવે ધ્યાન માત્ર એટલુંજ રાખવાનું કે તે શેઠ પણ પોતાનું શેઠપણું જાળવી રાખે ત્યાં સુધી તો જ્ઞાતિ ઠીક ઠીક હદમાં રહેશે ને છેક ખરાબ સ્થીતિ નહિ થાય. પણ દિલગીરીની વાત માત્ર એટલી જ છે કે હાલના જમાનામાં શેઠીઆઓ તેમ જ

સુધારકો તો શેઠ શબ્દમાંની માત્રાની દરકાર નહિ કરવાથી છેવટે "શઠ" બની જાય છે ને જ્ઞાતિનું સત્યાનાશ વાળે છે. માટે બીજા કશા તરફ નહિ તો તેમણે માત્રા તરફ તો ખાસ ધ્યાન આપી તે સાચવવાનો પ્રયત્ન જરૂર કરવો જોઇએ.

એટલું શબ્દની ભાષા માટે જરૂરનું જણાવવાથી હવે આપણા અસલ વિષય તરફ વળીએ. મેં પહેલાં જણાવ્યું તેમ જે જ્ઞાતિમાં શ્રેષ્ઠ પુરૂષો ઉચ્ચ તે જ્ઞાતિ ઉચ્ચે દરજ્જે ચઢે ને જેમાં તે હલકા તે હલકી પાયરીએ જાય-તો હવે ઉચ્ચ શ્રેષ્ઠ પુરૂષે કયા ઉચ્ચ ગુણનું ગ્રહણ કરવું જોઇએ અગર તેનાં કેવાં લક્ષણ હોવાં જોઇએ તે તપાસીએ. પહેલું તો એ જરૂરનું છે કે તે પોતાની જ્ઞાતિની ખરી વસ્તુસ્થિતિથી માહિતગાર હોવો જોઇએ ને જ્ઞાતિનો મોટો ભાગ જેવો હોય તેવા થવાનો પોતે પ્રયત્ન કરવો જોઇએ: તેમ કરે તો જ લોકો તેના ઉપર વિશ્વાસ મુકશે ને તેને શ્રેષ્ઠ તરીકે માનશે. ચાણક્ય નીતિશાસ્ત્રનો પણ એક નિયમ છે કે કોઇપણ માણસનો ઘાત કરવો હોય તો પહેલાં આપણે તેની પ્રીતિ સંપાદન કરી જોઇએ. ને તેનો વિશ્વાસ મેળવવો જોઇએ: એક વખત તેનો આપણા ઉપર વિશ્વાસ બેસે તો પછી આપણે તેને ગમે તે રસ્તે દોરવી જઇએ અગર આખોને આખો ગળી જઇએ તોપણ તેને દાંતનો સ્પર્શ સરખો નહિ થવાથી તેને ખબર પણ નહી પડે કે પોતે આખોને આખો ગળાઇ ગયો. જે રસ્તો ત્યાં ઘાતને માટે બતાવ્યો છે તે જ આપણે કલ્યાણને માટે પણ વાપરવાનો છે. બાળક સાથે બાળક જેવા થઇએ તો જ તેને સુધારી શકીએ તેથી શ્રેષ્ઠ પુરૂષ થવા ઇચ્છનાર મનુષ્યે પહેલાં તો તેવા થવાનો પ્રયત્ન કરવો જોઇએ તેવા થવા છતાં પણ બીજા કરતાં પોતાનામાં કંઇ વિશિષ્ટતા કે વિશેષ ગુણ અથવા સામાપર છાપ પાડવાની શક્તિ જોઇએ એટલે કે તે વિદ્વાન તો પહેલેથી જ હોવો જોઇએ. પોતે વિદ્વાન થઇ અજ્ઞાનને સુધારવા અજ્ઞ બનતાં આવડવું જોઇએ. તેવે વખતે પણ પોતાની વિદ્વતા તરફ ખાસ ધ્યાન રહી શકે એટલી શક્તિ હોવી જોઇએ ને બીજાને સુધારવા માટે જ તેમ તેમના કલ્યાણ અર્થે જ પોતે અજ્ઞ બન્યો છે તે વિસરવું નહી જોઇએ. નહિ તો ઘણા દાખલાઓમાં એમ પણ બને છે કે બીજાને સુધારવાનો પ્રયત્ન કરવા જતાં પોતે જ બગડી જાય છે અથવા પોતે બની જાય છે.

આ પરથી શ્રેષ્ઠ પુરૂષનું બીજું લક્ષણ નકી એ થાય છે કે પહેલાં પોતે વિદ્વાન થઇ જ્ઞાતિની વસ્તુસ્થીતિથી માહિતગાર થઇ તે પ્રમાણે તેમોના મોટા ભાગ જેવા બની તેમને સુધારવાનો પ્રયત્ન કરવો એ પહેલું. ને તેમ કરતાં કરતાં પણ તેમના કલ્યાણના અર્થે જ પોતે તેવો બન્યો છે તેથી તેવા બન્યા છતાં તેની અસર પોતાપર નહિ થવા દેવી એટલે પોતે તદ્દન અસક્ત રહેવું એ બીજું ને ખાસ જરૂરનું લક્ષણ છે; નહી તો જો પોતે જરા સક્ત થયો તો મુઓ—જ નકી જ છે. હવે આ બન્ને લક્ષણ એક જ માણસમાં હોવાં તે નાનીસુની વાત નથી. લખતાં તેમ જ વાંચતાં તો એ વાત બહુ સ્હેલી લાગે છે પણ અમલમાં મુકવાનો વખત આવે ત્યારે તેની ખરી મુશ્કેલીઓ માલમ પડે છે. **ઉચ્ચી કેટિની વિદ્વતાને અસક્તપણે પરમાર્થ બુદ્ધિથી બીજાનું કલ્યાણ કરવામાં તેનો ઉપયોગ** એ બે વાનાં પણાં જ આગળ વધેલા ને વિરલ માણસોમાંજ મળી આવે છે.

આ બાબત વધારે સ્પષ્ટ રીતે સમજાવવાને માટે આપણે બીજો દષ્ટાંત દાખલો લઇએ. માણસે પોતાનું કલ્યાણ કરી લેવાના આ દુનિયામાં બે જ રસ્તા છે એક તો કર્મયોગ ને

બીજો જ્ઞાનયોગઃ એટલે કોઇપણ જાતના ફલની આશા રાખ્યા સિવાય અશક્ત રીતે અથવા નિષ્કામપણે કર્મ કરી પોતાના અંતઃકરણની શુદ્ધિ થયા પછી ઉપાસના કે જ્ઞાનને માર્ગે ચઢી પોતાનું કલ્યાણ સાધી લેવું તે પહેલો માર્ગ, ને જ્ઞાનવડેજ નશ્વર ચીજોપર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પરમાત્મ પ્રાપ્તિના દઢ ઉપાય લેતાં તેનો સાક્ષાત્કાર થઇ આત્મતૃપ્તિ કરી લેવી એ બીજો માર્ગ. બન્ને સૌ સૌના અધિકાર પરત્વે છે. ને દુનિયાંનો મોટો ભાગ કર્મયોગનો જ અધિકારી હોવાથી પહેલો જ રસ્તો બનતા સુધી પકડવો એ વધારે શ્રેયઃકર છે છતાં પણ કેટલાક શાસ્ત્રકારોનું કહેવું એવું છે કે બીજો માર્ગ કે જે અઘરો છે તે પકડયા પછી ને પોતાનું કલ્યાણ સાધી લીધા પછી પોતાને વાસ્તે કંઇ કરવાનું રહેલું નથી છતાં લોકકલ્યાણને માટે જ પરમાત્માની માફક અવતાર ધારણ કરે છે તેઓ જે પોતાનું એકલાનું કલ્યાણ સાધી બેસી રહે છે તેના કરતાં ઘણી ઉંચી કોટિના છે. તેથી જ્ઞાનારૂઢ થયા પછી પણ ગુફામાંથી બ્હાર નીકળી લોકોમાં ભળી લોકનું કલ્યાણ અશક્ત રહી સાધવું તેને છેલ્લી કસોટી તરીકે ગણાવી છે. એટલે કે Theosophy અથવા બ્રહ્મવિદ્યામાં જેને માસ્ટર કે મહાત્માઓ કહે છે તે જ ફક્ત આવી જાતના ને આવા લક્ષણવાળા શ્રેષ્ટ પુરૂષો છે કે જેમણે પરમાત્મપ્રાપ્તિ કર્યા છતાં લોકકલ્યાણને માટે પોતે ઉંચે રહ્યા તેનો લાભ બીજાને આપવો ને તેમને પણ પોતાની સાથે લેવા એ બુદ્ધિથી જ દુનીયામાં પોતાની સ્થિતિ કાયમ રાખી છે.

આ પરથી સ્પષ્ટ સમજાશે કે પહેલાં જે બે લક્ષણ આપેલે જોતાં તે એક જ માણસમાં હોવાં કેટલાં મુસ્કેલ છે. માટે તે પૂર્ણ નહિ તો થોડે અંશે, એથી નહીં તો શોડ તરીકે પ્રાપ્ત કરવાનો રસ્તો લેવો તે જ જ્ઞાતિહિત કરવાનો સ્હેલો રસ્તો છે. બાકી બીજા હજાર રસ્તે પ્રયત્ન કેરીશું તે વ્યર્થ જ જશે. જો કે પ્રાપ્ત કરવામાં ઘણો વખત લાગશે પણ તે થોડે ઘણે અંશે પ્રાપ્ત થયા પછી જ્ઞાતિહિત ઘણી સ્હેલાઇથી સાધી શકાશે. આને વાસ્તે હું છેવટમાં એક વ્યવહારીક દષ્ટાંત આપી વધારે સ્પષ્ટ કરવાની રજા લઉં છું.

એક મોટા રાજ્યકર્તાને ત્યાં એક ઘણો જ વિનયી, સુશીલ ને ભગતાવડા સ્વભાવનો રાજપુત્ર હતો. તેને ભણાવવા માટે ઘણા પ્રયત્ન કર્યા છતાં મોટી ઉમ્મર થતાં સુધી તે નિરક્ષર જ રહ્યો હતો, જેની તેની સાથે ભળી જવાના સ્વભાવને લીધે તે રમતમાં એટલું બધું ચિત્ત રાખતો કે પોતાની મોટી ઉમ્મર થયા છતાં તે રમતીઆળ જ રહ્યો, ને તેની આસપાસના કેટલાક ખુશામતીયાઓ તેને તેવો રાખવામાં પોતાનો સ્વાર્થ સધાશે એમ ધારી તેને જુદી જુદી રમતોમાં ભેળવતા ને તેમાં જ તેનો આખો દહાડો કાઢી નાંખતો. તેના પિતાએ તેને ભણાવવા માટે મોટા મોટા પગાર આપી ઓછામાં ઓછા ૧૫–૨૦ વિદ્વાન માણસોને અજમાવી જોયા, પણ શિક્ષકને નામે જ ભડકનારા તે રાજપુત્રને તેમાંનો કોઇપણ એક અક્ષર સરખો શીખવી શક્યો નહી તેથી તે રાજા પોતે ઘણો નિરાશ થઇ ગયો ને પોતાના પછી પોતાના રાજ્યનું શું થશે તે વિચારમાં ને વિચારમાં પોતે બહુ ક્ષીણ થવા લાગ્યો. એટલામાં ત્યાં એક ઘણો વિદ્વાન તેમ જ વ્યવહારકુશળ ને પૈસે ટકે સુખી એવો માણસ રાજ્યમાં આવી ચઢયો. રાજાની એક દિવસ મુલાકાત લીધી તે વખતે તેણે રાજાની ઉદાસીનતા ને દિલગીરીથી તેના શરીરનું ક્ષીણ થવાનું કારણ પુછતાં રાજાને તે એવી લાગણીવાળો માણસ જણાયો કે તેણે તેને જે ખરૂં કારણ હતું તે કહી દીધું—તે પરથી રાજપુત્રને ભણાવવાનું કામ તે નવા આવનારે માથે લેવાનું કબુલ કર્યું.

રાજાએ પોતે પગારની વાત પુછતાં તેણે જણાવી દીધું કે મારે કાંઇ પગારની જરૂર નથી. તેમ જ આપે મને શિક્ષક તરિકે રોક્યો છે તે વાત જણાવવાની પણ જરૂર નથી. હું આસ્તે આસ્તે રાજકુંવરને ભણાવવાનું કામ કરતો રહીશ, આપ ધીરજ રાખી જે થાય તે જોયા કરજો. બીજે દિવસથી તે માણસે રાજપુત્ર કેમ ભણતો નહી હતો તેનાં કારણ શોધવા માંડ્યાં તો તેને જણાયું કે તે રમતનો બહુ શોખીન હોવાથી ને તેના ખુશામતીઆ તેને તેવો જ રાખવામાં પોતાનો સ્વાર્થ સાધી લેતા હોવાથી કોઇ પણ માસ્તરને તે ફાવવા દેતા નહોતા. હવે આ બધી રમતોમાં રાજપુત્ર કબુતરો સાથે રમત કરવામાં દિવસનો ઘણો ભાગ કહાડતો હતો. કારણ કબુતરની જાત એવી છે કે તેમને અમુક માણસપર વિશ્વાસ બેઠો તો પછી તેઓ તેની સાથે એકદમ હળી જાય છે ને તે જેમ તેમની પાસે કરાવે તેમ કરે છે. આ પરથી પેલા માણસે કબુતરોની રમતમાં પોતે નિષ્ણાત હોય અગર તે રમતનો પોતે પ્રોફેસર હોય તેટલું જ્ઞાન સંપાદન કરી રાજપુત્ર પાસે જવાની યુક્તિ રચી. તે પરથી રાજપુત્ર એટલો બધો ખુશ ખુશ થઇ ગયો કે માસ્તરના નામથી ભડકનારા તે રાજપુત્રે આ નવા આવનારાને સ્વર્ગમાંથી જાણે કોઇ દેવ ઉતરી નહિ આવેલો હોય તેવું ને તેટલું માન આપવા માંડ્યું.

આ નવા આવનારે જ્યુ તે રમતોનો કેટલોક અનુભવ મેળવ્યો હતો તેથી રાજપુત્રને તે નવી નવી રમત શીખવવા લાગ્યો તેથી રાજપુત્રનું તેની તરફ માન વધતુ ગયું આમ કરતાં કરતાં ચાર છ મહીના નીકળી ગયા, રાજા તો તે દર્મીયાનમાં એટલો અધીરો બની ગયો કે એક વખતે એકાન્તમાં બોલાવી તેણે તે નવા આવનારને પુછ્યું કે તમે તો મારા કુંવરને ભણાવવા માગો છો કે વધારે રમતીઆળ કરવા માગો છો. પેલાએ શાંતિથી જવાબ આપ્યો કે "રાજાજી, ધીરજ ધરો ઉતાવળે આંબા પાકતા નથી. મારો ઉદ્દેશ મારી ધ્યાન બહાર નથી ને રાજપુત્રની રમતોથી હું પોતે લેપાતો નથી ત્યાં સુધી મને પોતાને ખાત્રી છે કે હું મારો ઉદ્દેશ બર લાવ્યા વિના નહી રહુ" પછીથી તે હમેશ માફક રાજપુત્ર પાસે જવા લાગ્યો ને કબુતરની નવી નવી રમતો શીખવવા લાગ્યો ને નવાં નવાં કબુતરો પળાવી પોતે પણ તેમાં પૂર્ણ ઉત્સાહથી ભાગ લેવા લાગ્યો. એમ કરતાં કરતાં કબુતરની સંખ્યા ઘણી વધી ગઇ ત્યારે તેણે કબુતરની ટુકડીઓ પાડી તેના વર્ગ પાડવાનું જણાવ્યું, કપાળે પહેલા સ્વર અક્ષરની એક ટુકડી પાડી બીજી બાર બારની એક એક એમ દરેક વ્યંજન અક્ષરની બારાખડી પ્રમાણે બીજી એક એક ટુકડી કરી તે દરેક કબુતર પર સુંદર રીતે છાપેલા જેવા અક્ષરો લખ્યા ને પછી આ "સ્વર" ટુકડીનું, આ "ક વર્ગ"ની ટુકડીનું, આ "ખ વર્ગ" ની ટુકડીનું, એમ જુદા જુદા કબુતરને ઓળખાવવા માંડ્યાં.

તે કેટલોક વખત સુધી ઓળખતાં ઓળખતાં રાજપુત્ર તે નહી જાણે તેવી રીતે દરેક અક્ષર ને તેની બારાખડી ઓળખતો થઇ ગયો ત્યાર બાદ તેને મુળાક્ષર શીખવાડી તેની પાસે નામ ને વાક્યો વંચાવવા માંડ્યાં આટલું થતા સુધીમાં પોતાના તરફના રાજપુત્રના વિશ્વાસમાં બીલકુલ ખામી આવવા દીધી નહોતી કે તેનો ઘાત થવા દીધો નહોતો તેટલું થયા પછી બાકીનું કામ તો બહુ સ્હેલું હોવાથી તેની વીગતમાં હું ઉતરતો નથી. પણ એકંદરે રાજપુત્રને ખબર નહી પડવા દેતાં, તેના જેવાજ બની, અઘકા રહી નવા પ્રોફેસરે પોતાનું કામ એવી હુશીયારીથી કરી લીધું કે રાજ્યમાંના દરેક દરેક માણસ તેનાં વખાણ

કરવા લાગ્યો ને રાજા તરફથી તેને કોઇ પણ જાતનો પગાર લેવાની જરૂર નહિ, એટલો સુખી તે પોતે થયો ને રાજાને રાજપુત્રને તેમજ દરેક માણસને તેવાં સુખી બનાવ્યાં. દુઃખી માત્ર રાજપુત્રના ખુશામતીઆ થયા કે જેને દુષ્ટ કે અધર્મીના વર્ગમાં મુકી શકાય.

તો તે ઉપરથી સાર એટલોજ લેવાનો કે જ્ઞાતિ અગર જનસમાજને સુધારવાનો વિચાર હોયતો પહેલાં તો જ્ઞાતિ કે જનસમાજને રંજન કરીનેજ સુધારણાની આશા રાખવી તેને વાસ્તે પહેલાં પોતે વિદ્વાન થઇ પછી તેમની અભિરૂચી અવલોકી તેમની તે તે અભિરૂચી પ્રમાણે ચાલી તેનાથી અશક્ત રહી તેમના કલ્યાણ વાસ્તે પોતે તેવા બનેલા છે તે હંમેશ ધ્યાનમાં રાખી તેમને ઉંચે ચઢાવવાનો પ્રયત્ન કરવો તો જ તે સત્વર ફળીભૂત થાય આકી બીજા બધા પ્રયત્ન વ્યર્થ જાય એ નિઃસંદેહ છે. ઇતિ શિવમ્.

## નડીઆદ સમારંભ.

શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે **मासानां मार्गशीर्षोऽहं** તો તે શુભ માસના મધ્ય મંગલપ્રદ એકાદશી ને દ્વાદશીના દીવસો—આ અંક બહાર પડયા પછી પખવાડીયામાંજ આવી લાગશે. તે સુદીનોએ કેટલાક મહીના બલ્કે કેટલાકોની વર્ષોની મહેનત ને જહેમતના પરિણામે ઉદ્ભવેલી આપણી જ્ઞાતિના સમસ્ત મેળાવડા કે સમારંભરૂપી દેવીની ઝાંખી કરવાનો સુયોગ પ્રાપ્ત થશે તે અવસર ઘણોજ અમુલ્ય ને નહી ગુમાવવા જેવો છે. તો મારા જ્ઞાતિબંધુઓ તેનો પૂર્ણપણે લાભ લઇ કૃતાર્થ થવા ચુકશે નહી. વ્હાલાં બંધુઓ, પરમાર્થ બુદ્ધિથી કરેલા કોઇપણ સુકૃતને યજ્ઞ સંબોધન આપી શકાય તેમ આ પણ આપણી જ્ઞાતિનો એક યજ્ઞ લેખી શકાય એટલુંજ નહી પણ આતો ખરી રીતે ગીતામાં વર્ણવેલો આપણી જ્ઞાતિને વાસ્તે તો બ્રહ્મમય યજ્ઞ કહી શકાય. તેનું વર્ણન કરતાં શ્રીકૃષ્ણ કહે છે કે—

ब्रह्मार्पणं ब्रह्महवि र्ब्रह्माग्नौ ब्रह्मणाहुतं ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्म समाधिना ॥

જ્ઞાતિબંધુઓ! આનો અર્થ માત્ર એટલોજ થાય છે કે આ યજ્ઞમાં અર્પણ કરવાનું હુત દ્રવ્ય—તેમ હવિ પણ બ્રહ્મ છે તેમજ તે બ્રહ્મરૂપી અગ્નીમાં બ્રહ્મનાજ હાથે હોમવાનું છે તે જવાનું પણ બ્રહ્મ પાસેજ છે ને તે અખિલ કર્મ બ્રહ્મમય છે. જ્ઞાતિબંધુઓ, આ આપણે ઉજવવાનો સમારંભ પણ તેવો મોટો યજ્ઞ છે તેમ માનવાનું છે. ને તેવી ઉંચી ભાવનાથી કાર્ય આદરવામાં આવશે તોજ તે પૂર્ણ રીતે ફતેહમંદ ઉતરવાનો સંભવ છે. બ્રહ્મમય યજ્ઞમાં જેમ બધે બ્રહ્મજ દૃષ્ટિએ પડે છે તેમ આપણા આ યજ્ઞમાં પણ સર્વત્ર ઓતપ્રોત થયેલું જ્ઞાતિહિત, ને જ્ઞાતિહિતજ નજરે ચડયા વિના રહેતું નથીઃ તેથી તે યજ્ઞમાં ભાગ લેનારા અગર તેને ફક્ત વાહવાહના ઉદ્ગારોથી વધાવી લેનારા થશો, તોપણ આપણાં મહદ્ભાગ્ય સમજવાં; જ્ઞાતિબંધુઓ, સૌ પ્રાણી સૌના સૌના અધિકાર પ્રમાણે કામ બજાવી શકે છે પણ એક મહત્કાર્યને ફતેહમંદ બનાવવાને બધાની મદદની અપેક્ષા રહે છે. તેમાં

નાના કે મોટા જેવું કંઇ છેજ નહી. સૌ કોની શક્તિ પ્રમાણેજ પોતાનો ભાગ બજાવે છે તે આવા શુભ પ્રસંગે તે કેટલું કરે છેજ તેને વાસ્તે આગળ વધવાનો રસ્તો છે. ને તે તેમ કરીનેજ બીજાના જેટલુંજ પુન્ય કમાય છે. તેમાં વળી આપણે જ્ઞાતિબંધુઓ—એક કુટુમ્બીઓ—એટલે આપણામાં સમભાવ હોવોજ જોઇએ. તેથી યજ્ઞમાં કામ કરનારા—તેમને મદદ કરનારાઓ—તન, મન અગર ધનથી અગર તે પણ ન બને તો તેમાં હાજર રહેનારાઓ—અથવા છેવટે દૂર રહી ફક્ત ઇચ્છનારાઓને તેને વાહવાહ કહેનારાઓ બધાજ સરખી રીતે પુન્યવાન બને છે—તો મારા વ્હાલા બંધુઓ ! હું ફરીથી પણ આપને વિનવું છું કે આ યજ્ઞમાં આપ આપને યોગ્ય ભાગ ભજવવા ચુકશો નહી. કારણ કે આવો રૂડો અવસર આપણે માટે પ્રથમજ પ્રાપ્ત થયો છે. આના ઉપર આપણી જ્ઞાતિના ભવિષ્યનો આધાર લટકી રહેલો છે તો આ શુભ અવસરને હાથમાંથી પ્રમાદ—આલસ્ય કે એવાજ બીજા કોઇ અંતરાયથી સરી જવા દઇ પાછળથી પસ્તાવું ન પડે એના ઉપર ખુબ ધ્યાન આપજો.

જ્ઞાતિબંધુઓ, આટલા બે શબ્દો આપને પ્રોત્સાહન રૂપે જણાવી હવે આપણું શુભ કાર્ય કેટલું આગળ વધ્યું છે તે જણાવવાની રજા લઉં છું, આ આપણું માસિક શરૂ થયું ત્યારથીજ અમે આ કાર્ય અમલમાં મુકવાનો શુભ સંકલ્પ તો કરી રાખ્યો હતો ને તે દરરીતે—પણ તે આટલું જલદી અમલમાં મુકાશે તેવું તો હું સત્ય કહું તો અમે સ્વપ્ને પણ ધાર્યું નોહોતું તેમજ સાથે સાથે મારે જણાવવું જોઇએ કે મેં ગયા અંકમાં વર્ષના રીપોર્ટમાં જણાવ્યું છે તેમ આપણા માસિકને આટલી ફતેહ મળશે તેમ પણ ધાર્યું નોહોતું! તે પ્રમાણે આ બાબતમાં તો ખરૂં કહું તો ઇશ્વરેજ અમને ધાર્યા કરતાં વિશેષ ખુબ અણધારી ફતેહ આપી છે. જો કે આપ સર્વ ભાઇઓની મદદથી અમે પૈસા બાબતની ચિંતામાંથી મુક્ત થયેલા હોવાથી કમર કસી પ્રયત્ન જારી રાખવાનો તો અમે દૃઢ સંકલ્પ કર્યો હતો ઇશ્વરી અનુગ્રહથી અમને જે ફતેહ મળી તે જોઇ અમે અમારો બીજો સંકલ્પ—આ કાર્ય અમલમાં મુકવાનો—અમારા પોષક ખડાયતાસમાજ પાસે જાહેર કર્યો ને એ જણ વખત તે પર વિવેચન થતાં છેવટે ઉપર જણાવેલે દીવસે તે ભરવાનું અમે નક્કી કર્યું આના મહાન કાર્યને માટે વખત જો કે બહુ પુરતો નહોતો પણ અમને માસિકની બાબતમાં મળેલી ફતેહથી પ્રોત્સાહિત થઇ કામ કરવાનું આરંભ્યું તેની સાથે અમને એટલો પણ વિશ્વાસ બેઠો હતો કે અમને અમારા કાર્યમાં ઇશ્વર સાનુકૂળ છે. જ્ઞાતિબંધુઓ, મને જણાવવાને હર્ષ ઉત્પન્ન થાય છે કે અમારી તે માન્યતા દીવસે દીવસે દૃઢ થતી જાય છે કારણકે અમને અત્યાર સુધી કેટલીક અણધારી આપત્તિઓ આવી પડેલી પણ તે બધામાંથી એક ઇશ્વરેજ ચમત્કારિક રીતે બચાવી લીધા છે ને અમારા કાર્યમાં અમને નડીઆદવાસીઓનો પૂર્ણ ઉત્સાહ ને ટેકો મળ્યો છે. જ્ઞાતિ બંધુઓ! મને અત્રે એક બાબતની નોંધ લીધા વિના રહી શકાતું નથી. અત્રેની આપણી ખડાયતાસમાજમાં કામ કરનારની સંખ્યા બહુ ઓછી છે. તેને લઇને આ આપણા સમારંભના ખાસ સેક્રેટરી તરીકે કામ કરનારની અમારે ખાસ જરૂર હતી તે છતાં પણ અમારે કામની વહેંચણી અંદર અંદરજ કરી લેવી પડી છે. આ પરથી કામ કરનારનો અમારામાં કેટલો તોટો છે જ જણાવવાનો અમારો મુખ્ય હેતુ છે. તો તે સંખ્યામાં જલદી વધારો થશે એટલીજ મારી અંતરની ઇચ્છા છે. પણ ત્યાં પણ અમારી ભુલ થાય છે. એકલી ઇચ્છા કંઇ ફળીભૂત

થતી નથી પણ અમે ધારીએ છીએ કે દરેક મોટા કાર્યને શરૂઆતની તો તે અડચણ નડે છે પણ ધીમે ધીમે નિષ્કામપણે કામ કરનારની અસર બીજાપર થઇ આગળ વધતાં વધતાંજ બીજાઓ તેમની સાથે જોડાય છે તેજ પ્રમાણે અમે પણ અમારા કામ કરનારાઓને નિષ્કામ વૃત્તિ તરફજ ધ્યાન રાખવાની અરજ કરીએ છીએ ને તે બારામાં જણાવવાની રજા લઇએ છીએ કે તે વૃત્તિની ઝાંખી કંઇક અમને અમારા કામ કરનારાઓમાં થાય છે તેથીજ જો કે તેમની સંખ્યા ઓછી છે છતાં બધા છેવટનો હેતુ ધ્યાનમાં રાખી એકમતે ને એક અવાજે કામ કરે છે. તેજ રીતે અમને જણાવવાને અતિશય આનંદ થાય છે કે કામ કરતાં કરતાં અમારી દૃષ્ટિએ એમ પણ પડ્યુ કે જેવી રીતે અમે અહી મુંબાઇમાં એક મત છીએ તેવીજ રીતે નડીયાદ જેવી અગીઆરસો ઘરની આપણી જ્ઞાતિ કે જે દશા તેમજ વિશા તે તેના પણ જુદા જુદા તડમાં વહેંચાઇ ગયેલી છે તે પણ સમગ્ર જ્ઞાતિહિતના સવાલોનું નિરાકરણ કરતાં કે તે હાથપર ધરતાં આ જમાનામાં તો ચમત્કારિક રીતેજ એક મત થઇ જાય છે. નડીયાદની જ્ઞાતિનું આ અંગ ધ્યાનપર આવતાં અમને અનહદ આનંદ ઉત્પન્ન થયો ને આપણા કાર્યની ફતેહમંદી માટે અમને લેશમાત્ર પણ શંકા હતી તે જડમુળથી નીકળી ગઇ.

જ્ઞાતિબંધુઓ આ બન્ને એક મતતાના પરિણામે અમે અમારા કાર્યમાં નીચે પ્રમાણે આગળ વધ્યા છીએ. મુંબાઇની ખડાયતાસમાજે આ કાર્યના અંગે જુદા જુદા ચાર ખરડા તૈયાર કરાવી રવાના કરી દીધા છે. એક તો પોતાના જેવા બહારના સમાજ અને એસોશીએશનોની સહાનુભૂતિ પોતાના તરફ ખેંચવાને તેમને પોતાની સાથે સામેલ થવાની વિનંતિ કરતો ખરડો તે તે સમાજના સેક્રેટરી કે તંત્રી ઉપર રવાના કર્યો છે. ને અમને પૂર્ણ આશા છે કે બાહારની પણ દરેક દરેક સમાજ આ કાર્યમાં મુંબાઇની ખડાયતા સમાજ સાથે જોડાયા વિના રહેશે નહિ. બીજો ખરડો કોલેજમાં તેમજ હાઇસ્કુલમાં છઠ્ઠા ને સાતમા ધોરણમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીપર રવાને કરવામાં આવ્યો છે ને પોતે વૉલંટીઅર (સ્વયં સેવક ) તરીકે કામ કરવા ખુશી છે કે નહી તે જણાવવા વિનંતિ કરવામાં આવી છે. અમને પૂર્ણ ખાત્રી છે કે વિદ્યાર્થીઓ પૈકી પણ ઘણા ને પુરતી સંખ્યામાં આ કાર્યમાં સ્વયં સેવકો તરીકે પોતાની સેવા અર્પણ કરશે. ત્રીજો ખરડો આપણા માસિકના દરેક ગ્રાહક તેમજ વાંચનારપર રવાના કરવામાં આવ્યો છે ને અમે ધારીએ છીએ તે વર્ગમાં આપણી જ્ઞાતિના દરેક દરેક સમજુ માણસનો સમાવેશ થઇ જશે .ને તેમાં સમારંભના આ કાર્યમાં ભાગ લેવાની ને કેટલાક સવાલોના જવાબ જલદી આપવાની વિનંતિ કરવામાં આવી છે. આ માસિક બાહાર પડતા સુધીમાં તો અમે આશા રાખીએ છીએ કે તે પુછેલા સવાલોના જવાબ અમને મળી જશે એટલે તે બાબતમાં વખત થઇ ગયા પછી વધારે લખવું અમે ઉચિત ધારતા નથી પણ ચોથી આમંત્રણની બાબતમાં અમે જણાવવાની રજા લઇએ છીએ કે અમારા ધારવા પ્રમાણે ને અમારા પાસે જે કંઇ સાધન હતાં તેનો પૂરી રીતે ઉપયોગ કર્યો છે તેથી જ્ઞાતિના દરેક સમજુ માણસને તે આમંત્રણપત્રિકા પોહોચી ગઇ હશે છતાં આવા મોટા કાર્યમાં ભુલચુક થવાનો સંભવ છે તો ભુલચુકને લીધે કે સરત ચુકથી કોઇપણ માણસને વખતે તેવી પત્રિકા ન પોહોચી હોય તો આ આપણી જ્ઞાતિના માસિકદ્વારા અમે આ જાહેર આમંત્રણ જ્ઞાતિના દરેક દરેક માણસને મોકલીએ છીએ ને વિનંતિ કરીએ છીએ કે આ આમંત્રણ ને માન આપી પોતે આવવા ચુકશે નહી. કારણ કે જ્ઞાતિ તે એકજ કુટુમ્બ

હોવાથી સમસ્ત જ્ઞાતિહિતના કાર્યમાં તો દરેકને કુટુમ્બી તરીકે આવવાનો નૈસર્ગિક હક છે ને તેવા હકનો અમલ કરશો તેજ ખરૂં જાણુ છું.

હવે ચોથાને હેઠા છતાં ઘણા જરૂરી ખરડાની બાબતમાં જણાવવાનું કે તે દરેક ગામ તેમજ જ્ઞાતિના આગેવાન કે શેઠ ઉપર રવાના કરવામાં આવ્યો છે ને તેમાં વિનતિ કરવામાં આવી છે કે તેમણે તેમની આખી જ્ઞાતિ તરફથી આ ઉત્તમ શુભ કાર્યને ટેકો આપવો ને ત્યાંની તેમની જ્ઞાતિની સભા બોલાવી આ સમારંભ વખતે ત્યાંથી કોણ કોણ ને કયે વખતે પ્રતિનિધિ તરીકે નડીઆદ મુકામે પધારશે, તેની અમને ખબર આપવી. જ્ઞાતિબંધુઓ, મને જણાવવાની રજા આપશો કે જ્ઞાતિના આગેવાન તરીકે જ્ઞાતિ હિતનાજ આ કાર્યમાં તેમો તેમની ફરજ બજાવવા ચુકશે નહી ને તેમને આ વિનંતિ પણ સમસ્ત જ્ઞાતિ તરફથી કરવામાં આવી છે એ ધ્યાનમાં રાખશે કારણ કે તેના ઉપર જુદા જુદા સ્થળના ને આ કારણ તરફ સંપૂર્ણ લાગણી ધરાવનારા લગભગ ૪૦ સંભાવિત જ્ઞાતિબંધુઓની સહી કરવાની રજા મળેલી છે. તે ખરડો પણ અમને અમારી પાસના સાધનપરથી ખબર મળી ત્યાંસુધી તો બધે ઠેકાણે રવાને કરવામાં આવ્યો છે છતાં તે એટલો જરૂરનો છે કે અમે તેનો નીચે ઉતારો આપીએ છીએ ને તે વાચવામાં આવતા જે ગામમાં ના પોહોચ્યો હોય તે ગામના જ્ઞાતિબંધુઓ પણ એકઠા મળી તેમની તરફના પ્રતિનિધિના નામ મોકલશે તો અમારાપર મોટો ઉપકાર થયો સમજીશું ને અમારા જ્ઞાતિબંધુઓ અમારા આ કાર્યને ફતેહમંદ બનાવવામાં બનતો ઉપાય લેશે એમ અમારી ખાત્રી છે. તે ખરડો નીચે પ્રમાણે છેઃ—

૧૩ ડીસેમ્બર ૧૯૧૫.

"ખડાયતા મિત્ર" ઓફીસ.
કેમીંગટન રોડ,—ચોપાટી,
મુંબાઈ.

રા. રા. જ્ઞાતિબંધુ શેઠ,

તથા ગામ ની શ્રી ખડાયતા જ્ઞાતિ સમસ્તઃ—

૧. જત આપણી હાલ વિશા સમસ્ત ખડાયતા જ્ઞાતિની હાલની સ્થિતિની તપાસ કરી કેળવણી તથા જ્ઞાતિહિતના બીજા સવાલોનો વિચાર કરવા તથા આપણી જ્ઞાતિના દરેકે દરેક વિદ્યાર્થી (છોકરા તેમજ છોકરીઓ) ને પોતાને ભણવું હોય ત્યાં સુધી મફત કેળવણી આપવા શું શું ઉપાયો યોજવા તેનો વિચાર કરી મધ્યસ્થ કેળવણીની સંસ્થા તથા બોર્ડીંગો સ્થાપવા શું શું યોજનાઓ કરવી તે નક્કી કરી આગળ વધવાનાં પગલાં ભરવા આપણી સમસ્ત ખડાયતા જ્ઞાતિના કેળવાયલા આગેવાન તથા વિચારશીલ ગૃહસ્થોની સામાન્ય સભા તા. ૧ તથા ૨ જાનેવારી સને ૧૯૧૬ ના રોજ એટલે કે સંવત ૧૯૭૨ ના માગશર વદ ૧૧ તથા ૧૨ વાર શની તથા રવિના રોજ નડીઆદ મુકામે મેળવવાનું નક્કી કર્યું છે. માટે તે શુભ પ્રસંગે આપના ગામના જે જે ગૃહસ્થો જ્ઞાતિહિત ધરાવી આવવા માગતા હોય તેમને સર્વેને લઈ જરૂર નડીઆદ પધારશો.

૨. આ પ્રસંગે જે જે ગ્રહસ્થો પધારે તેમને સર્વેને માટે નડીઆદ મુકામે ઉતરવા

રહેવા જમવાની તમામ ગોઠવણ કરવામાં આવી છે માટે કોઇ પણ ગૃહસ્થને ત્યાં કંઇ પણ જાતની જુદી સગવડ કરવાની જરૂર પડશે નહીં.

૩. આ આમંત્રણ આપને આપની ત્યાંની ન્યાતના આગેવાન તરીકે જ્ઞાતિ સમસ્ત તરફથી મોકલવામાં આવ્યું છે અને અમે આશા રાખીએ છીએ આપ આપની ન્યાત એકઠી કરી સરવે ભાઇઓને ખબર આપશો ને આપને ત્યાંથી ક્યા ક્યા ને કેટલા ગૃહસ્થ પધારશે તે જણાવશો.

૪. વિશેષ આપણા તરફથી આ સભામાં બીજી કોઇપણ જ્ઞાતિની બાબતો ચર્ચવાની જરૂર કે યોગ્યતા લાગતી હોય તેની સૂચના કરશો. ઘણે ખરે ઠેકાણેથી આપની ન્યાતના નીકળતા ખડાયતામિત્રના વાંચકો તેમજ ન્યાતના આગેવાનો તરફથી બહુમતે સૂચના થવાથી આપણી ન્યાતની આ પહેલીજ સભા ભરવાનું આદરવામાં આવ્યું છે તેને તમારી હાજરી તથા ઉદાર સહાનુભૂતિથી ફતેહમંદ બનાવવામાં સહાયભૂત થશોજી.

લી. અમો છીએ—

| | | | |
|---|---|---|---|
| ગોકળદાસ દ્વારકાદાસ તલાટી | નડીઆદ. | ચુનીલાલ તારાચંદ દલાલ | હૈદ્રાબાદ |
| શા. ભોગીલાલ હરિભાઇ | ,, | મોતીલાલ લલ્લુભાઇ પારેખ | બારીયા |
| તલાટી હરગોવિંદદાસ પુરૂષોત્તમદાસ | ,, | કેશવલાલ રણછોડલાલ પટેલ | ઉમરેઠ |
| શા. પરસોતમદાસ હરગોવિંદદાસ | ,, | છોટાલાલ નાનાલાલ તલાટી | ,, |
| શા. વરજભુખણ જમનાદાસ | ,, | શાહ ભોગીલાલ નારણદાસ | ,, |
| પારીખ હીરાલાલ ગોરધન | ,, | જેઠીશનદાસ વલ્લભદાસ મહેતા | નડિઆદ |
| શા. રણછોડલાલ ભોગીલાલ | ,, | નાનુભાઇ ઘેલાભાઇ | સુરત |
| શા. મોતીલાલ મુળજીભાઇ | ,, | પ્રાણલાલ ત્રીભોવનદાસ | ભરૂચ |
| શા. મોહનલાલ હરિવલ્લભદાસ | ,, | મુળજી નાથજી કોઠારી | મોડાસા |
| દેસાઇ કેશવલાલ નાથાભાઇ | ,, | હરિલાલ નાથાભાઇ પારેખ | ખેડા |
| શા. ત્રીભોવનદાસ કાલીદાસ | ,, | ચુનીલાલ વરજભાઇ | ,, |
| શા. ગોરધનદાસ જમનાદાસ | ,, | મણીલાલ વરજીવન | ,, |
| શા. છોટાલાલ કાળીદાસ | ,, | અચરતલાલ મોહનલાલ કોઠારી | મેહમદાવાદ |
| કંટ્રાક્ટર મગનલાલ સોભાગચંદ | ,, | જમનાદાસ લલ્લુભાઇ દેસાઇ | ,, |
| પારેખ ગોરધનદાસ હરગોવિંદ | ,, | માણેકલાલ મણિલાલ રણછોડ | અમદાવાદ |
| દેસાઇ નાથાભાઇ સામળદાસ | ,, | સોમાલાલ ભગવાનદાસ | ,, |
| બળદેવભાઇ મથુરદાસ | ,, | અમૃતલાલ હરગોવનદાસ | ,, |
| શા. હરિલાલ કુંવરજી | ,, | નારણદાસ કાલીદાસ ગાંધી | પાલીટાણા |
| લલ્લુભાઇ હરગોવનદાસ | ,, | ચુનીલાલ જીવણદાસ | સોનગઢ |
| ભીકમલાલ રણછોડલાલ દેસાઇ | મુંબાઇ | ચુનીલાલ લક્ષ્મીચંદ | જુનાગઢ |
| બાપુભાઇ ત્રીભોવનદાસ દેસાઇ | ,, | મોહનલાલ પુરૂષોત્તમદાસ | મુંબાઇ |
| નારણદાસ ચુનીલાલ દલાલ | ,, | બાબલાલ વૃંદાવનદાસ કોઠારી | ,, |

હવે આ પ્રમાણે ખડાયતા સમાજે અત્યાર સુધી સમારંભનું જે કાર્ય ઉપાડી લીધું છે તે અમને સંતોષકારક જણાય છે. ને હવટે પણ ઈશ્વર કૃપાથી કાર્ય ફતેહમંદ ઉતરશે એવી દરેક આશા બંધાય છે. છતાં એક માસિકના તંત્રી તરીકે અમને જણાવવાની ફરજ પડે છે કે ખડાયતાસમાજના કાર્યવાહકોએ જ્યારે આટલું કર્યું છે ત્યારે આ સમારંભના તેમજ તેની સન્માનકારિણી સભાના પ્રમુખની ચુંટણી કરવામાં બહુજ દીર્ઘ દ્રષ્ટિ, આગમ-ચેની ને સમારંભની ફતેહ તરફજ નજર રાખી નિષ્પક્ષપાતપણું વાપરી કામ લેશે. કારણકે બધી મહેનત કર્યા છતાં તે કાર્યને પૂર્ણ ફતેહમંદ થવામાં મોટો આધાર પ્રમુખોના ઉપર અવલંબી રહે છે. માટે તેમની ચુંટણી કરવામા તેમણે જ્ઞાતિ માટે કરેલુ કાર્ય—તેમના વિચાર—તેમની કેળવણી—જ્ઞાતિમાં તેમનો મોભો આ બધી બાબતો ધ્યાનમાં લેવાની જરૂર છે. અલબત્ત ખડાયતા સમાજના કાર્યવાહકો અનુભવી તેમજ નિષ્કામપણે કાર્ય કરનાર હોવાથી ઉપલી બધી બાબતોનો વિચાર કરી શકે તેવા છે ને વિચાર જરૂર કરશે. છતાં અમે અમારી ફરજ સમજીનેજ આટલી મુદ્દાની બાબત પર તેમનું લક્ષ ખેંચીએ છીએ. જો કે અમે આ બાબતપર આટલું અમારો અંક છાપવા મોકલતી વખતે લખીએ છીએ છતાં અમને ખાત્રી છે કે વખત એટલો ટુંકો છે કે તે બાહર પડતી વખતે તો સમાજે પોતાનું આ કાર્ય પણ બધાને સંતોષકારક રીતે પુરૂ કર્યું હશે. જેની ખબર અમને વખત-સર મળશે તો અંકનો વધારો બાહાર પાડીને પણ અમારા જ્ઞાતિબંધુઓને આપવા ચુકીશું નહી અગર તેમ નહી બને તો તે પછીના ગુજરાતી પંચના અંકમાં આપીશું.

હવે છેવટે ઉપસંહાર કરતાં અમે એટલુંજ જણાવીએ છીએ કે દરેક શુભ કાર્ય જે આપણે આરંભીએ તેને સમારંભનું નામ આપી શકાય છતાં આ મેળાવડાને આ નામ આપવામાં અમારી બીજી પણ મતલબ છે કે જ્ઞાતિના દરેક ભવિષ્યના શુભ કાર્યનો સમ એટલે સમ્યક રીતે આરંભ આ મેળાવડા વખતેજ થશે. તેમજ ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે "Well begun is half-done" તો આના ઉપરજ ભવિષ્યનો મોટો આધાર હોવાથી તેની તેટલી મહત્વતા ધ્યાનમાં લઇ દરેક જ્ઞાતિ હિતચિંતક પોતાની ફરજ સમજી તેમાં પોતાનાથી બનતો ફાળો આપવા ચુકશે નહી એવી અમારી છેવટની ઇચ્છા દર્શાવી તથા શ્રી કોટયર્ક પરમાત્મા તેને નિર્વિઘ્ન પાર પાડશે એટલી તેની પાસે યાચના કરી અમે અત્રે વિરમીએ છીએ. ૐ શ્રીકોટયર્ક. પ્રસન્નોઽસ્તુ ॥

---

## કોન્ફરન્સની જરૂર.

આપણા ખડાયતા જ્ઞાતિના મુખ્ય આગેવાનોની સભા ભરવાનો જે વિચાર રાખવામાં આવેલો છે તે ઘણો યોગ્ય છે પરંતુ તે સભામાં જુદા જુદા એકડાઓના એકેક મુખ્ય આગેવાનને મોકલવાનો જરૂરનો છે અને તે આગેવાનોએ ત્યાર બાદ જે જે સુજ્ઞ વિચારો હોય તે જ્ઞાતિની અંદર ફેલાવવા માટે પોતપોતાના એકડાઓની કોન્ફરન્સ ભરી તેમાં તે વિચારોને સારી પેઠે સર્વના હૃદયમાં ઠસાવવા જોઇએ. વિદ્વાન બાબુમેર સર્વ સહેલાઇથી લેખોદ્વારા

સમજી શકે પરંતુ જ્યાં સુધી સાધારણ માણસો અગર બીન કેળવાયેલ આગેવાનો સમજ્યા નથી ત્યાં સુધી કંઇ પણ સુધારો થઇ શકે તેમ નથી.

આગેવાની વિદ્વાન હોય તેનેજ આપવી તેમ નથી પરંતુ તે સાથે તેના પોતાના વિચારો ઘણાજ નિઃસ્વાર્થી અને આ કામમાં તીવ્ર ઉમંગ રાખતા હોય તેવાની જરૂર છે. તે પોતાના વડીલોથી ખાનદાન હોવો જોઇએ. કારણ હલકા કુટુંબનો માણસ પૈસે અગર વિદ્યાએ હાલ મોટો ગણાતો હોય અને તેથી પ્રમુખ નિમવામાં આવે પરંતુ તેથી તે પ્રમુખની જોઇએ તેવી છાપ બીજાઓપર પડી શકે નહિ. તેમ તેનું મન હમેશાં ઘણા ભાગે હલકા વિચારનુંજ હોય છે. તેથી જ્ઞાતિની ઉન્નતી કરવામાં પણ શું કરી શકે. તેથી યોગ્ય પ્રમુખોએ એકડાવાર કોન્ફરન્સ ભરવી (કારણ તેજ પ્રથમ સહેલાઇથી થઇ શકે તેમ છે) અને તેથીજ પરીણામ એયકારક નીવડી ધારેલ હેતુ પાર પડશે.

સ્કોલરશીપો આપવા જે વિચારો રાખવામાં આવે છે તેમાં ગરીબોને આપવી અને તેવી અરજીઓની માગણી કરવી પણ ઠીક નથી. કારણ તેમાં ઉંચ નીચનો ભેદ થાય છે, જેથી લોકો કન્યાઓ આપ લે કરવામાં કદાચ નીચા ગણાય તેથી તેમના હૃદયમાં સંશય થવાથી તેમને તે અનુકુળ થતું નથી. તેમજ હમેશાં પક્ષપાત પણ ઘણે અંશે થાય છે માટે જ્ઞાતિ તરફની અગર તો એકડાવાળાઓ તરફની સ્કોલરશીપો જે કાઢવામાં આવે તેનું અનુકુળ લાગે તે ધોરણ બાંધી તે સર્વને આપવી જોઇએ, અને જેની ઇચ્છા લેવાની ના હોય તેઓ રીવાજ મુજબ પ્રથમ લેઇ વર્ષ આખરે તેટલી અગર વિશેષ રકમ પાછી મોકલી આપે. આમ થવાથી ઉંચ નીચનો સંશય મટી જાય અને યોગ્યાયોગ્ય પણ નજ થાય.

ન્યાત વરાઓ જેઓ દેવું કરીને કરે છે તે અતિશય ખેદકારક છે અને ફરજીયાત ન્યાતોની બંધી જરૂર વિનાની છે તેમાં ઉંચ નીચનો ભેદ ન રાખતાં જેની ઇચ્છા અને શક્તિ હોય તેઓએજ ન્યાત જમણ કરવું અને ગરીબ માણસે કરજ કાઢી ન્યાત બીલકુલ કરવી જોઇએ નહિ. આમ કરવાથી કેટલાક માણસો જેઓ અજ્ઞાન છે અને જેઓ મીલ યા બીજેથી દશ બાર રૂપૈયાનો પગાર લાવી પોતાનું ગુજરાન કરે છે તેઓની ચિંતા તદ્દન નાશ પામે અને તેથી હાલ ચા, પાન, બીડીમાં જે અયોગ્ય પૈસો ગુમાવે છે તેથી વિશેષ ગુમાવે અને તેથી વૃદ્ધાવસ્થા માટે કંઇ પણ સંઘરો કરી શકે નહિ તે યથાર્થ છે. પણ તેઓને તો સદ્‍બુદ્ધિથી સમજણ પાડી કોન્ફરન્સદ્વારાએ કેળવવા જરૂરના છે.

પરીખ નરસીંહલાલ કે. બી. એ.—અલીણા.

## " ખડાયતા મેળાવડા સંબંધી બે અક્ષર. "

આજથી વાતો ચાલુ થઇ રહી છે કે. નડીયાદમાં જાનેવારી માસમાં ભેગા થઇને શું કરવાનું છે અને તેથી શું ફાયદો થવાનો છે? જે માણસો એવો મત ધરાવે છે કે શું ફાયદો થવાનો છે તેમને હું એમ પૂછું છું કે એથી શું નુકશાન થાય છે? પરીક્ષામાં બેસવા માગનાર નાપાસ થવાની બ્હીકને લીધે પરીક્ષામાં બેસવું કે ન બેસવું એમ ગુંચાય છે અને

અનુકૂળ છે ત્યારે ડાહ્યો માણસ તેને સલાહ આપે છે કે ભલા માણસ-પરીક્ષામાં બેસી તો જો, પાસ થવાય તો ઠીક છે; નહિ થવાય તો છે તેનાથી તો ઓછું નથી થવાનું; ફાવટો થશે તો ઠીક છે પણ નુકસાન તો નથીજ થવાનું-આ ધોરણે આપણો ખડાયતા મેળાવડો થવા દો.

બીજું એમ કહેવાય છે કે આ સેકટેરીઅન પોલીસી સારી નથી. હું કબુલ કરૂં છું કે સમગ્ર વૈશ્ય મેળાવડો થતો હોય તો બહુ સારૂં; પણ આ વાંધાને પણ પ્રથમ કહી ગયેલા ધોરણે તપાસો. જો ખડાયતા મેળાવડાથી સમગ્ર વૈશ્ય કોમને કંઇ હરકત આવતી હોય તો તેવો મેળાવડો ન ભરવો તે સારૂં-પરંતુ વૈશ્ય કોમને કંઇ પણ હાનિ ન થતાં ઉલટો લાભ થતો હોય તો ખડાયતા મેળાવડો કેમ ના ભરવો ? વૈશ્ય કોમ જુદી જુદી પેટા કોમોની બનેલી છે અને વૈશ્ય કોમરૂપી શરીરનો ખડાયતાજ્ઞાતિ પણ એક અવયવ છે અને તે ખડાયતા જ્ઞાતિની ઉન્નતિ સમગ્ર વૈશ્ય કોમની ઉન્નતિ સાધક છે માટે જ્યાં સુધી ખડાયતા કોમ બીજી કોમ પ્રતિ સહાનુભૂતિ દર્શાવે-દ્વેષ દૃષ્ટિ ન રાખે-બીજી કોમનાં ભલામાં પોતાનું શ્રેય સમાયલું છે તેમ સમજે ત્યાં સુધી તો ખડાયતાનો મેળાવડો કરવામાં કંઇ વાંધો નથી. પણ કાર્યક્ષેત્ર બહુ મોટું છે. કોઇ એક માણસનું કામ નથી. બધાએ ભેગા મળીને કામ કરવાનું છે, સર્વે કોઇને કોઇ રીતે મદદ કરી શકે છે. પછી ફુલ નહિ તો ફુલની પાંખડી; મનથી-વચનથી કર્મથી-તનથી-ધનથી. વિગેરે માર્ગે કાર્ય કરવું ઇષ્ટ છે.

મેળાવડામાં ઘણું કામ થઇ શકે તેમ છે. એક તો સેન્સસ કમીટી નીમવામાં આવે તો ખડાયતાનું કુલ વસ્તિપત્રક તૈયાર થાય, તે વસ્તિપત્રક પાયો થઈ પડે જેથી પાયેર ચોકસ થાય એટલે આગળની સુઝ પડે. બીજું ખડાયતા હેલ્પીંગ સોસાયટી એટલે સહાયક મંડળ સ્થાપવાની જરૂર છે. તે સોસાયટી હસ્તક સબ-કમીટીઓ કામ કરશે. તે સઘળી સબ-કમીટીઓનો એક જનરલ સેક્રેટરી સદરહુ હેલ્પીંગ સોસાયટીનો કારોબાર ચલાવશે અને ચલાવશે. પહેલી સબ-કમીટીનું નામ ઇન્ફ્લુએન્સ સબ-કમીટી; તેમાં પ્રતિષ્ઠિત અમલદારો જેવા કે મામલતદાર-સુબાઓ, દીવાન-એક્ઝીક્યુટીવ એન્જીનીઅર વિગેરે તથા આગળ પડતા વકીલો તથા ડાક્ટરો વિગેરેની સાધારણ ભેગાની કમીટી કોઇને નોકરીનું સાધન, કોઇને ધંધાનું સાધન-વિગેરે મેળવી આપવામાં બનતી મદદ કરશે. હું એમ ખાત્રીથી કહું છું કે આવી રીતે બનેલી કમીટીના મેમ્બરો અંતઃકરણ પૂર્વક પોતાની ફરજ બજાવવાનું કાર્ય ઉપાડી લે તો જ્ઞાતિના સેંકડો માણસો ઉદ્યમે વળગે અને સુખી જીંદગી કહાડે. બીજી કમીટી મુલ-ઓનર્સ એન્ડ બરૂમનમ સબ-કમીટી. આ કમીટીના મેમ્બરો મીલના શેઠીઆઓ મેનેજરો, સેક્રેટરી-મોટા વેપારીઓ વિગેરે થશે, મીલમાં નોકર જોઇતા હોય અગર કોઇને મીલમાં નોકરી જોઇતી હોય અથવા તે મીલ સંબંધી શિક્ષણ આપીને જોઇતી હોય તો તે મીલઓનર્સ સંભાળી લેશે. વળી કોઇને રૂના વેપાર સંબંધી કમકાજ હોય, સાલુના અગર તેલના વેપાર સંબંધી કામ હોય-હેન્ડલુમના ઉદ્યોગ સંબંધી કામ હોય, કોઇને વેપારમાં જોડાવું હોય, કોઇને, ભાગીદાર યા મુનીમ જોઇતા હોય અગર થવું હોય, એવા સેકડો પ્રસંગોએ આવી સબકમીટી આશીર્વાદરૂપ થઇ પડે. ત્રીજી ખડાયતા લેન્ડ હોલ્ડર્સ સબ-કમીટી; તેના મેમ્બરો જમીનદાર હશે તે થશે. તેઓ જમીન સંબંધીનું કામકાજ પૂરૂં પાડશે. ચોથી ખડાયતા એજ્યુકેશનલ સબ-કમીટી; તેમાં કેળવણીના પ્રશ્નો નક્કી થશે પરંતુ વસ્તિ

પત્રક થયા સિવાય આ સબ કમીટીનું કામ નક્કી દોરી શકાશે નહિ. પાંચમી ખડાયતા ટેક્નીકલ ઇન્ડસ્ટ્રી લોન કમીટી; જેના મેમ્બરો બબે વર્ષે પરદેશ જઇ હુન્નર ઉદ્યોગ કરે અથવા શીખે તે કામ માટે બાહોશ ખડાયતા યુવાનને રૂપીઆ બે હજારની લોન વગર વ્યાજે સદ્ધર મિલકતની જામીનગીરીથી ધીરશે. પરદેશગમન ઘણું ઉપયોગી છે તો આ સબ-કમીટી ઘણું ડહાપણ વાપરીને કાર્ય કરશે. યુરોપ અમેરિકા કે જાપાન જઇ ત્યાં વસી કંઇ પણ હુન્નર કે ઉદ્યોગ શીખી લાવ્યા સિવાય છુટકો નથી. છઠ્ઠી ખડાયતા ફીઝીકલ કલ્ચર સબ કમીટી આપણી જ્ઞાતિમાં ઘણાં સાધન વિનાનાં છોકરાં સાધનના અભાવે તેમ સાધનવાળાં છોકરાં બીજા કારણોથી શારીરિક ઉન્નતિ પ્રાપ્ત કરી શકતાં નથી. જે આ સબકમીટી જુદા જુદા સ્થળે જીમનેશીયમ સ્થાપશે અને ત્યાં વ્યાયામ માટે પૂરતાં સાધન સહરાકુ જુદા જુદા ગામે મોકલાવશે, સાતમી ખડાયતા સરક્યુલેટીંગ લાઇબ્રેરી સબકમીટી; જેના મેમ્બરો લાયબ્રેરીનું લવાજમ ભરનાર સભાસદોને તે લાયબ્રેરીનાં પુસ્તક ચોપાનિઆં માસિક વિગેરે પૂરાં પાડશે. આ પ્રમાણે તમામ વિદ્યાર્થીઓને ઘણાજ ઓછા ખર્ચે ચાલતી ચોપડીઓ આપી ઘણું થઇ શકે તેમ છે. દરેક વસ્તુ ભેગા થઇ ચર્ચાય ત્યારે સમજાય અને તેની મુસ્કેલીઓનું નિરાકરણ થાય. કાગળપર લખવું રહેલું પડે છે પણ સારા માણસો મેળાવડામાં ભેગા થશે ત્યારે તેમાંથી શું શું થઇ શકે તેમ છે અને તે કેવી રીતે કેટલું થઇ શકે તેમ છે તેનો વિચાર થઇ શકશે.

યાદ રાખજો કે અત્યારે જમાનો ફરતો જાય છે. પોલપોલ ચાલી શકતી નથી. આપણે આપણું સંભાળો, ને બીજાનું બળે પડે ચુલામાં—એવું કહેનારાઓને એવો કડવો અનુભવ થયો છે કે સ્વાર્થદૃષ્ટિથી જોનારનીજ વસ્તુઓ ચુલામાં પડી છે. બીજાના ભલામાં આપણું ભલું સમાયેલું છે એવું સમજનારાઓનો જમાનો બેઠો છે, જીંદગીની વ્યાખ્યા ખરારૂપમાં સમજાવા લાગી છે. અન્ય કોઇને ઉપયોગી નીવડવું એજ જીંદગી છે. માણસ બીજાઓને વધારે સહાય આપી શકશે તે આગળ પડશે અને તેવા માણસને દુનિઆ ઉંચો ગણશે. જે માણસ કંઇ ઉપયોગી કામ નહી કરે તેની દુનિયા ગણત્રી કરતી નથી. ખોટું કરવું જેમ પાપ છે તેમ કંઇપણ કામ કર્યા વિના પડયા રહેવું અને લુહાર ધમણ પેઠે શ્વાસોશ્વાસ લેવા તે પણ પાપ છે. પ્રવૃત્તિ એ પુણ્ય છે, સબબ કે કર્તવ્ય છે. માત્ર શુભ પ્રવૃત્તિ જોઇએ, તમે શું ન કરી શકો તેમ છો ? તમારામાં અમુક સામર્થ્ય છે. જો તમે કંઇ ન કરી શકો તો તમારો વાંક છે, જો તમે ગરીબ રહો તો તે તમારો વાંક છે, જો તમારામાં સંપ ન હોય તો તમારો વાંક છે. તમારો ધર્મ તમે સમજતા નથી એ તમારો ગુન્હો છે. તમોને શાક બજારમાં વખત મળે, કુથલી કરવામાં વખત મળે, કોઇની બુરી વાત કરવાનો વખત મળે અને મેળાવડામાં હાજરી આપવાનો વખત મળે નહિ, એ તમારો વાંક. તમારા સ્વાર્થ માટે તમારા જ્ઞાતિબંધુઓ કોઇપણ રીતે યુક્તી પ્રયુક્તીએ પણ ભેગા થઇ શકે તેમ નથી તે જ્ઞાતિબંધુઓ આપોઆપ ભેગા થાય તેનો લહાવો ન લ્યો તો તે તમારો વાંક. ત્યાં કંઇ પૈસા ખર્ચવાના નથી. ત્યાં આપણે આપણી ઉન્નતિ માટે શું કરવું તે વિચારવાનું છે, પછી આપણી શક્તિ હોય અને પૈસો ન ખરચીએ તો તે પણ ગુન્હોજ છે. ખરૂં છે કે દરેક માણસ સ્કોલરશીપ કહાડી શકતો નથી. ખરૂં છે કે દરેક માણસ ફંડમાં પૈસા ભરી શકે નહી. ખરૂં છે કે દરેક માણસ મિત્ર મંડળનો મેમ્બર થઇ શકે નહિ. ખરૂં છે કે દરેક માણસ ખડાયતા મિત્રનો ગ્રાહક

બની શકે નહિ, પણ અકાયતા મિત્ર વાંચે, મિત્રમંડળનો મેમ્બર શું કરે છે તે સાંભળે. તે માણસો પણ સરખા ઉપયોગી છે. પૈસાદાર માણસ કુવો કે તળાવ ખોદાવી જેટલું પુણ્ય કમાય તેટલું આપણે ગરીબ માણસ તરસ્યા માણસને પાણીનો લોટો આપીને કમાઇએ. આપણે સદાવ્રત ન ચલાવીએ પણ ભુખ્યાને આશ્રય આપી શકીએ, આપણે ધર્માદા દવાખાનું ન ખોલી શકીએ પણ જરૂર વખતે પાડોશીને અગર સંબંધીને સુંઠ મરી કે હરડે આપી શકીએ. આપણે નિશાળ ન ખોલી શકીએ પણ તેમાં આપણાં છોકરાં મોકલી શકીએ તથા આપણે બીજા ઉપયોગી પુસ્તક બીજાને ઉપયોગમાં આવતું હોય તો આપી શકીએ. ટુંકમાં આખી જ્ઞાતિનું અંધારૂં દૂર ન કરી શકીએ પણ આપણા ઘર પાસે ન્હાનો દીવો તો મુકી શકીએ "પછી તેનાથી જેટલું અજવાળું" પડે તે ખરૂં. આપણે લેખ ન લખીએ પણ વાંચી શકીએ તો ખરાને! આપણે પુસ્તક રચી ન શકીએ પણ વાંચીએ તથા બીજાને વંચાવીએ, આપણે જ્ઞાતિને સુધારી નહી શકીએ પણ આપણે પોતે સુધરીએ તો ખરાને, આવું આવું કંઈ કંઇ બને તેટલું ઘણું છે. એ તો એક સમગીનું મંદીર બાંધવા જેવું છે. તેમાં ઇંટો ઉપાડનાર, તગારાં વહેનાર, પત્થર ઘડનાર, વહેરનાર, કોરનાર, ઇમારત આંકનાર, પાયા ખોદનાર, ચણનાર, ચિત્રકામ કરનાર, ટેબરેખ રાખનાર, પત્થર ઉપાડનાર આ સર્વે પોતપોતાના બળ પ્રમાણે કાર્યભાગ ઉપાડે છે ને સરખા પુણ્યના અધિકારી બને છે તો એ પ્રમાણે દરેક શુભકાર્યમાં દરેક પોતપોતાની યોગ્યતા પ્રમાણે પ્રવૃત્તિ કરવી તે જરૂરનું છે માટે મેળાવડાને જરૂર ફતેહ બનાવજો.

ગોધરા,
તા. ૬—૧૨—૧૫

વકીલ ગોકળદાસ ચુનીલાલ સરૈયા.

---

## નડીઆદની મીટીંગમાં શું કરવું ?

( લેખક—રા. વકીલ ત્રીકમલાલ રણછોડલાલ દેસાઇ. )

ગયા અંકમાં રા. મોતીલાલ લલ્લુભાઇ પારેખ એમ. એ. એલ એલ. બી. એ જણાવ્યું હતું કે આપણી ન્યાત કેટલાક ધારે છે તેમ છેક પાછળ તથા તે એક મતે ધારે તો ઘણું કરી શકે તેમ છે તે અભિપ્રાય સ્વીકારવાને હાલની પ્રગતિનાં કેટલાક કારણો મળે છે, આપણામાં દિનપ્રતિદિન કેળવણીનો વધારો થતો જાય છે. ગ્રેજ્યુએટોની સારી સંખ્યા બહાર આવતી જાય છે. જુદા જુદા ધંધાઓમાં જ્યાં પહેલાં અપવા આંકડા મુકરર હતા તેને બદલે જે વિદ્યાર્થીઓને કેળવણી લેવી હોય તેને મદદનાં સાધન પૂરાં નહોતાં. પણ હવે કોલેજ માટે સ્કોલરશીપો નીકળી છે, વધુ નીકળે જશે. ઇંગ્રેજી નીશાળોમાં ભણતા વિદ્યાર્થીઓને પણ જ્ઞાતિના ફંડમાંથી આપવાની શરૂઆત કેટલેક સ્થળે થઇ છે. ન્યાતના ઉતરતા વર્ગને પોતાના વિચારો જણાવવાનું સાધન નહોતું તે પણ અડચણ દૂર થઇ છે ને આ "પત્ર" જેવું હાલ બીજું વર્ષ શરૂ થઇ ચુક્યું છે તેને મળેલી ફતેહથી આના કેટલાક વિચાર કરતી સમય છે એટલુંજ નહી પણ આપણી ન્યાતની એક બીજાને સાથમ પડતી ગઇ છે ને

આપણી જરૂરીઆતો શું છે તેનું આપણને ભાન થતું ગયું છે, જ્ઞાતિમાં એકથી કેળવણી નહીં પણ બીજો કેવી રીતે સુધારો કરવાની જરૂર છે, ન્યાતનો વહીવટ કેવી રીતે થવો જોઇએ, પટેલો, શેઠીઆઓ, આગેવાનોએ કેમ વર્તવું જોઇએ તે બાબત ન્યાતિલાઓ નિડર-પણે પોતાના ખરા વિચારો પોતાના ગામની ન્યાત આગળ મુકતાં ડરે તે આ પત્રદ્વારા આપી ખડાયતા કોમ ફખર લાવતાં અચકાતા નથી. દશા વિસા મીત્ર મંડળ રૂપે એકઠા થતા જાય ને છેવટે આખી કોમને એક વખત અનુકુલ જગાએ એકઠી કરી સામાન્ય હિતની બાબતોનો સાથે મળી વિચાર કરવાનો પ્રયાસ પણ શરૂ થઇ ચુકયો છે. ખરેખર આ બધી આપણી ન્યાતની પ્રગતીની નીસાનીઓ છે ને તે તરફ ખડાયતા બધુ હોંસ, ઉત્સાહ ને આનંદની લાગણીથી જોયા વગર રહેશે નહીં. પણ એટલેથી સંતોષ માની અટકાતું નથી. પરંતુ હવે આપણે આગળ કેવી રીતે વધવું એટલે કે નડીઆદની મીટીંગમાં કેવા ધોરણપર કામ લેવું તથા કઇ બાબતોનો નિર્ણય કરવો તે સંબંધમાં ઘણો વીચાર કરવો ઘટે છે, આ જોખમદારી દરેકને શીર છે. મીટીંગ બોલાવનાર ખડાયતા સમાજ ને મીત્રમંડળ, સત્કાર કરનાર નડીઆદની ન્યાત સમસ્ત વગેરે તો ફક્ત મીટીંગની વ્યવસ્થા કરશે, સરભરા વગેરેની ગોઠવણ કરશે; પણ મીટીંગમાં પાકો વિચાર કરી ન્યાતીનું ભવીષ્ય સુધરે તેમાં ભાગ લેઈ મદદ કરવાની દરેક ખડાયતા બંધુને માથે જોખમદારી છે. આ પ્રસંગે જે શુદ્ધ મન, જુસ્સા તથા ઉત્સાહથી આ પત્રનો દરેક ગ્રાહક બલકે દરેક ન્યાતિભાઇ પોતાનો હીસ્સો આપશે તે પર આપણી આખી કોમના ભલાનો આધાર રહેશે. આ વિચાર મારા મનમાં પ્રાધાન્યપણે વર્તે છે તેથી તેનો પહેલો ફેલાવો કરી આ પત્રના તંત્રીની આજ્ઞાને માન આપી "નડીઆદની મીટીંગે શું કરવું" તે બાબે થોડી સુચનાઓ ન્યાતી ભાઇઓના વિચાર સારૂ રજુ કરૂં છું.

(૧) સહુથી પહેલો ને પ્રથમ અગત્યતા ધરાવતો સવાલ ઇંગ્રેજી કેળવણીનો છે, ને તેનો લાભ આપણા જ્ઞાતિના યુવકો વધુ કેમ લઇ શકે તે બાબે યોજના ઘડવાનો છે. દરેક ગામની ન્યાતો પોતાથી બને તેમ શરૂઆત કરે છે પણ તે પ્રયાસને વધુ સંગીનરૂપે આપવાની જરૂર છે. જ્ઞાતિમાં ઐક્ય વધે તેમ વર્તન થવું અવશ્યનું છે—નહી કે વધુ કડકા પડે કે બાગમાં બાગ ને તડમાં તડ. આ માટે સહેલો રસ્તો એકજ છે કે કેળવણીનો સવાલ આગળ ધરી એક મંડળ ખડાયતા કેળવણી મંડળ (Education league કે society) રૂપે સ્થાપવું; તેમાં દરેક ખડાયતા બંધુ જોડાઇ શકે તેવી સવડ રાખવી, તેના વહીવટની વીગતો પછી નક્કી થઇ શકશે. પણ પ્રથમ મુદ્દો એ છે કે કેવા બંધારણવાળું મંડળ જોઇએ; તેમાં જુદા જુદા તડના, જુદા જુદા એકડાના જુદા જુદા રીવાજ વાળા ગૃહસ્થો એકજ ઠેકાણે એકજ આશયથી એકઠા મળી શકશે. પોતાના વિચાર એક બીજાને જણાવી શકશે. ન્યાતના દરેક વિદ્યાર્થીને કોલેજની કેળવણીનું સાધન પુરૂં પાડવાનું બની શકશે. અને મોઇસોર સ્કોલરશીપથી બની શક્યું છે તે જોતાં દરવર્ષમાં તેથી બેવડું સારૂં પરીણામ લાવી શકશે. તેજ મંડળના સદસ્યોને પોતપોતાના ગામમાં બીજા ગામના સદ-સ્યોના વીચાર અનુકરણ કરવા જેવા હોય તે અમલમાં મુકવાનું સહેલું થઇ પડશે. મધ્યસ્થ મંડળનો અભિપ્રાય કે સુચનાનું વજન પડશે તેથી કોઇ ઠેકાણે ન્યાતમાં કોઇને કોઇ રીતે કે આપખુદી પટેલને હાથે અન્યાય થવા જેવું રહેશે નહી. મધ્યસ્થ મંડળની મદદ સહેલાઇથી મળી

શકશે ને તેનો લાભ દરેકને મળી શકશે. દરેક ગામની જુદી જુદી સંસ્થાઓ આ સંસ્થા સાથે જોડાઇ શકશે ( એના પેટારૂપ થશે ) એટલે બંને સંસ્થાઓ સારૂં કામ કરી શકશે. નાની સંસ્થાને મોટી સંસ્થા તરફથી સલાહની તેમજ પૈસા વગેરેની બીજી મદદ પણ પ્રસંગોપાત મળતી રહેશે, તે વખત જતાં આપણી ન્યાત જે કુસંપ તથા દુંશ વીચારોને લીધે ઘણા ભાગોમાં વહેંચાઇ ગઇ છે ને સ્થીતી દૂર થઇ આખી ન્યાતનો મોટો ભાગ ભવિષ્યમાં પહેલો હતો તેમ એકજ થઇ શકશે. "હાલનું ખડાયતા મીત્ર મંડળ" છે તેજ આવી સંસ્થામાં ફેરવાઇ જાઇ વધુ મેહરયોનો ટેકો મેળવી આગળ વધે તો માર્ગ સરળ પડશે. આપણી ન્યાતીના આ પત્રના ૧૦૦૦ ગ્રાહકો દરેક આ મંડળમાં જોડાશે તો તેઓએ પોતાની જ્ઞાતીની ઉન્નતીના પ્રથમ પગથીયાનો પાયો ચોક્કસ નાખ્યો ગણાશે.

(૨) બીજો સવાલ દરેક ગામમાં મફત ઉંચી કેળવણી દરેક વીદ્યાર્થીને મળી શકે એટલે કે તેને ફી તથા ચોપડી મળી શકે તેની વ્યવસ્થા કરવી. દરેક ગામમાં "ખડાયતા સમાજ" સ્થાપવાને તે ગામના આગેવાનો તેમજ યુવકોને ભલામણ કરવાને લાગતો છે. આવી સમાજથી પક્ષાપક્ષ દૂર થઇ શકશે. ન્યાતીલાઓને એકેકને વધુ મળવાનું બની શકશે. આ કામ સારૂ દરેક ગામના આગેવાનોની કમીટી નીમવા તજવીજ થાય એવી જરૂર છે.

(૩) આથી ઉતરતો પ્રશ્ન કન્યા કેળવણીનો છે, હજુ આપણી સ્થિતિ છોકરીઓને ઉંચી ઉંચી કેળવણી આપી શકીએ તેવી મોટે ભાગે નથી. છતાં આપણી છોકરીઓ ૧૦ વર્ષમાં ગુજરાતી ભણવાનું છોડી ના દે ને તેમને નીતિ, ધર્મ તેમજ વ્યવહારનું વધુ શિક્ષણ મળે તેવી તેમને સવડ કરી આપવી જોઇએ. ને છોકરીઓના માબાપ નાનપણમાં કન્યાઓને નીશાળેથી ઉઠાડી ના મુકે તે સારૂં સ્કોલરશીપ, કપડાં રૂપે લાલચ આપી તે બાબતની ગોઠવણ દરેક ગામની ન્યાત મારફત કરી જોઇએ.

(૪) આપણી ન્યાતનું આ પત્ર નીકળે છે તે હજુ ન્યાતિ સેવા વધુ પ્રમાણમાં કરી શકે તે માટે તેના ભવિષ્યના બંધારણ, વહીવટ તથા તેનું ફંડ વધુ સંગીન પાયાપર મુકવાનો સવાલ ન્યાત સમસ્તે ઉપાડી લેવો ઘટે છે, ગઇ સાલનો રીપોર્ટ જોતાં કામ ઘણું સંતોષકારક થયું છે પણ સમસ્ત ન્યાત તે પોતાનું સમજી જરૂર પડે દરેક ન્યાતિભાઇને પત્ર મફત આપવાનું બની શકે તેવી સ્થીતીમાં લાવવા પ્રયાસ કરવા ભલામણ થવી જોઇએ.

(૫) આપણી ન્યાતની વસ્તી શહેરો કરતાં ગામડાંમાં ઘણી છે. તેના મોટા ભાગમાં ઉંચી સ્કુલોનું સાધન નથી. કેટલાંક માબાપ તો છોકરા બહાર ગામ મોકલી શકતાં નથી ને કેટલાંકની સ્થીતી હોય તેપણ એકલાં એમને રાખવાની હીંમત કરી શકતાં નથી તે સ્વાભાવિક છે, સોજીત્રા પ્રમાણે મોડાસા, કપડવંજ, સારસી, જંત્રાલ વગેરે બાજુના લોકો ઘણા વખતથી વિચાર કરે છે. પણ કોઇ કામ ઉપાડી લેનાર સહાની કે દોરનારના અભાવે વિચાર અમલમાં મુકી શકતા નથી, તે અડચણ દૂર કરવા અમદાવાદ કે વડોદરા જેવા સ્થળે બોર્ડીંગ સ્થાપવાની જરૂર છે. આ સવાલ ઘણો ગંભીર છે, ગામડાઓની ભવિષ્યની કેળવણી બાબતની સ્થીતી સુધારવાનો આનાપર આધાર છે માટે આ બાબત નડીઆદ મુકામે કંઇ પણ શરૂઆત થાય તો એક મહત્વનું કાર્ય ગણાશે.

(૬) સમસ્ત ન્યાતનું વસતીપત્રક તૈયાર કરવાની ગોઠવણ થવી પણ બહુ જરૂરની છે.

આ ઉપરાંત ઘણા સવાલો છે. પણ આ મીટીંગ બોલાવનારા મંડળનો આશય હાલ તુરત ન્યાતીમાં એકમત હોય ને મતફેર ના હોય તેવા સવાલો પ્રથમ હાથમાં ધરવાના હોવાથી તે સંબંધી હું કાંઇ લખવાનું વ્યાજબી ધારતો નથી. કેલવણીને લગતી બાબતોપર ગયા વર્ષમાં ઘણાએ પોતાના વીચારો ન્યાતીબંધુઓ રૂબરૂ આ પત્ર મારફત રજુ કરેલા છે. પણ હવે તેમને અમલમાં મુકવાનો આ પ્રસંગ આવ્યો છે તેનો લાભ લઇ ફરી ટુંકમાં એ પ્રત્યે ધ્યાન ખેંચવાની આજે છુટ લીધી છે તે એવીજ આશાથી કે મારા ન્યાતીભાઇઓ આ મહત્વના સવાલોના આ વખતે પાકા વીચાર કરી સંતોષકારક નીરાકરણ લાવી ન્યાતની ઉન્નતિના કાર્યને આગળ વધારવા ખનતું કર્યા વગર રહેશે નહીં. અસ્તુ.

---

## આપણી આગળ મુસાફરી.

( લેખકઃ—રા. મુળજી નાથજી કોઠારી. )

આજકાલ સઘળી જ્ઞાતિઓ, સમાજો, મંડળોમાં તેની સુધારણા માટે અનેકાનેક ચળવળ ચાલુ થઇ છે અને ઘણી જ્ઞાતિઓ પોતાના વ્યાક્તિગત મંડળોમાં તેવી સુધારણાના મુખ્ય ઉપાય તરીકે પોતાની જ્ઞાતિનું સમાજ મેળવીને આ અગત્યના પ્રશ્ન તરફ સમાજમાં કઇ રીતે સુધારણા કરવી જોઇએ અને તે સહેલાઇથી કઇ રીતે પાર ઉતરી શકે તે માટેનો વિચાર કરી રહી છે ત્યારે આપણી આ ખડાયતા જ્ઞાતિને પણ તેમ કરવાનો એક જાહેર જુસ્સો ઉભો થયેલો જોઇ આ જ્ઞાતિનો દરેક દરેક જ્ઞાતિ માટે અભિમાન ધરાવનાર માણસ આવકાર આપશેઃ પણ આપણી જ્ઞાતિ આ આવકારદાયક હીલચાલમાં ભાગ લે તે આગમચ જ્ઞાતિની સ્થિતિ હાલમાં કેવા પ્રકારની અનુભવવામાં આવે છે તે હકીકત તરફ કંઇક વિશેષ અજવાળું પાડવામાં આવે તો મારૂં માનવું છે કે આ હીલચાલના પરિણામ તરફ મક્કમ અને દૃઢ વિચાર બાંધવામાં આવે અને કેટલેક દરજ્જે જાણીતી દુર અંદેશીનો સારો ખ્યાલ આવી શકે અને તે માટેનો પાકટ વિચાર પણ કરી શકાય. તેથી આ જ્ઞાતિની સ્થીતિનાં કેટલાંક મુખ્ય અંગોનું નિરક્ષણ કરવુંજ; અને જરૂરનું જણાય છે કે તે સમજવા ઉપરથી જ્ઞાતિની ખરી સ્થિતિનો કંઇક ખ્યાલ મેળવી શકાય. કહેવાની જરૂર નથી કે તે ઉપરથી આપણે આપણી આ હીલચાલમાં કઇ રીતે આગળ વધી શકીએ તેમ છીએ તેનો પુખ્ત વિચાર કરી શકીએ. મારા સમજવા પ્રમાણે જ્ઞાતિની સ્થીતિની આ જરૂરની તપાસમાં હાલ તુરત નીચેની હકીકત જાણવી વધારે આવશ્યક લાગે છે.

૧ જ્ઞાતિની એકંદરે આર્થીક અને નૈતીક સ્થીતિ.

૨ કેલવણી અને તેની ખરી સ્થીતિ.

૩ આર્થિક અને નૈતીક સ્થીતિને લાગેલો સડો.

૪ જ્ઞાતિઅભિમાન.

૫ હવે આપણે શું કરવું જોઇએ ? અને તે માટેની જવાબદારી કોની ઉપર આવે છે?

મારા ઉપરના ટુંકા પ્રશ્નોના વિચાર તરફ વળતાં તે પ્રશ્નોના સંબંધમાં મારો સામાન્ય

વસે, હજારની મુડી ઉપર કેટલીક જગોએ કોળી કે કાળી પરજના અજ્ઞાની લોકો સાથે સંબંધ ધરાવતો કે મીઠા મરચાની નાની સરખી દુકાન રાખતો હોય છે ત્યારે કેટલીક જગોએ દેશીવાણીઆનો ધંધો હોય છે. આ સીવાય જ્ઞાતિમાં એવો વર્ગ પણ કેટલોક ચાકરી કરનારો નિકળશે કે જેનું વાર્ષિક મહેનતાણું ૫૦-૬૦ કે ૧૦૦ માં પુરૂ કરતોજ હશે અને તેવા વર્ગપર પણ પોતાના કુટુંબનાં પાંચ સાત માણસોને રોજી પુરવા આધાર રહેલો હશે જ્ઞાતિમાં આવી જાતની સાધારણ સ્થીતિ ભોગવતો વર્ગ મારી સમજ પ્રમાણે ઘણો મોટો હોવો જોઇએ અને તે મોટું પ્રમાણ આ જ્ઞાતિની સ્થીતિ તપાસવામાં લઇએ તો આપણી જ્ઞાતિની આર્થીક સ્થીતિ ઘણીજ ઉતરતા દરજાની ગણાશે અને એતો ખુલ્લુજ છે કે જ્યાં અંધકાર છવાયેલો દેખાય ત્યાં તેની નૈતીક સ્થીતિ ઉંચા પ્રકારની હોઇ શકે નહીં.

ઉપરના કારણને લઇને આપણી આ જ્ઞાતિ સાંસારીક સ્થીતિમાં દીવસે દીવસે ઘણીજ પાછળ હઠતી આવે છે અને તેને યોગ્ય દિશા તરફ વાળવાના પ્રયત્નની ખાસ જરૂર ઉભી થાય છે અને તે કાર્ય આપણે બધા સમસ્ત વ્યક્તિ તરીકે સંયુક્ત બળથી તેના શ્રેય માટે પ્રયત્ન આદરીશું તો નિઃશંક સ્થીતિ ચઢતી થશેજ.

૨. આપણી જ્ઞાતિની કેળવણી તરફ નજર કરતાં એક દિશા તરફ હર્ષ પ્રદર્શિત કરવોજ જોઇએ કે મુંબાઇ જેવી મોટી વસ્તીમાં કપોળો, લાડ કે તેવી બીજી આગળ પડતી જ્ઞાતિઓ પણ જ્યારે પાંચ પચીસ ગ્રેજ્યુએટો ધરાવતી નથી ત્યારે આપણી જ્ઞાતિ ગ્રેજ્યુએટો અને તેવી ઉંચા પ્રકારની ડીગ્રી ધરાવનારા લગભગ ૭૫ ગૃહસ્થો જ્ઞાતિની શોભામાં ઉમેરો કરે છે પણ તેથી જેટલે દરજ્જે ખુસી થવાનું માનવામાં આવે તે કરતાં વિશેષ ખુશી થવાનું કારણ તો એજ હોવું જોઇએ કે જ્ઞાતિમાં હવે પછીથી ભવિષ્યમાં તેવી ડીગ્રી ધરાવનારો વર્ગ કાયમને માટે નિકળવો જોઇએ એ ધોરણ ઉપર આપણી જ્ઞાતિની કેળવણીની સ્થિતિનો પાયો મજબુત બનાવવામાં આવે કે જેને લઇને આપણી જ્ઞાતિની કેળવણીની સ્થીતિ સારી હોવાનું કહી શકાય. પણ અહીં પ્રશ્ન ઉપસ્થીત થાય છે કે હાલ આપણી જ્ઞાતિમાં જેટલી સંખ્યા ગ્રેજ્યુએટોની છે તે લાભ માની લઇને જ્ઞાતિની કેળવણીની સ્થીતિ ચઢતી ગણી શકાય કે કેમ? મારા આ સવાલ માટે મેં ઉપર ગામડાંઓની કેળવણીની સ્થીતિની કંઇક ઝાંખી રૂપ રેખા દોરી છે કે કેટલીક જગોએ તો હજાર ઘરની સંખ્યામાં પણ એક બે સાધારણ અંગ્રેજી જાણનારજ નિકળશે જ્યારે વસ્તીનો મોટો ભાગ માત્ર ગુજરાતી છ સાત ચોપડી શીખવામાંજ ભણતર પુરૂ થયેલું માનનાર નીકળશે આપણી વસ્તીનો મોટો ભાગ કે જે ગામોની વસ્તીને શહેરો સાથેનો નિકટ સંબંધ છે ને જેઓ શહેર કે મોટાં ગામોમાં સ્કુલનું ભણવાનું સારૂ સાધન છે તેવાં ગામોને બાદ કરતાં જ્ઞાતિની મોટી વસ્તી કેળવણીની બાબતમાં કેટલી પછાત છે તે થોડીક નીચેની વીગતથી સ્પષ્ટ સમજાય છે.

૧ મોડાસાના દશાનું બંધારણ—મુખ્ય ગામ મોડાસાઃ ગામડાંઓ લગભગ ૬૦ મળીને ઘરની સંખ્યા ૬૦૦ અંગ્રેજી ભણેલાની સંખ્યા મેટ્રીક માત્ર ૧.

૨ મોડાસાના વીસાનું બંધારણ—મુખ્ય ગામ મોડાસા, ગામડાંઓ લગભગ ૫૦ મળીને ઘરની સંખ્યા ૭૫૦ અંગ્રેજી ભણેલાની સંખ્યા ૧ ગ્રેજ્યુએટ, ૧ મેટ્રીક અને ચાર-પાંચ જણ પાંચ-૭ ચોપડી શીખેલા.

૩ એકત્રીસ ગામના દસાનું અંધારણ—મુખ્ય ગામ, અડાલ, કપડવણજ, આતરસુંબા, સાથે ગામડાઓ ૨૦ મળીને ઘરની સંખ્યા આસરે ૫૦૦, અંગ્રેજી ભણેલાની સંખ્યા. ૩ ગ્રેજ્યુએટ. ૧ એલ, એમ એન્ડ, એસ. અને લગભગ ૧૦ થી ૧૫ મેટ્રીક સુધીનો અભ્યાસ કરેલો.

૪ રાજ કઠ્ઠાનમના દસાનું અંધારણ—મુખ્ય ગામ રણાપોર-ઠાંડીઆ, ગામો ૩૦ મળીને ઘર ૧૨૫, સાધારણ અંગ્રેજી જાણનાર બે ત્રણ જણ.

૫ સાવલીના દસાનું અંધારણ—મુખ્ય ગામ સાવલી, ભાદરવા અને દાહોદ, ગાંમડાઓ ૧૦ ઘર ૧૦૦ અંગ્રેજી માત્ર સાધારણ સમજનાર એક જણ.

૬ સાંડાસાલ જંત્રાલના દસાનું અંધારણ—મુખ્ય ગામ, સાંડાસાલ, જંત્રાલ અને અલીણા ગાંમડાંઓ ૨૦ મળીને ઘર ૧૫૦ આસરે, અંગ્રેજી જાણનાર એક પણ નહીં.

૭ કાકિઆવાડના દસા વિસાનું અંધારણ—કુલ ગામડાઓ ૪૫. ઘર આસરે ૧૭૫. અંગ્રેજી ભણનાર મેટ્રીક સુધી માત્ર એક અને ૧ એલ. એમ. એન્ડ એસ. નો અભ્યાસ કરે છે.

૮ દક્ષિણમાં રહેનાર મોડાસા તરફના દસાઓ ગામડાઓ ૪૦. કુલ ઘરની સંખ્યા ૬૦ અંગ્રેજી જાણનાર એક પણ નહીં.

૯ જનોડના વિસાનું અંધારણ. મુખ્ય ગામ કપડવણજ, જનોડ, વરધરી, ડેમર. વિગેરે ગાંમડાંઓ ૧૫. કુલ ઘર ૩૦૦ અંગ્રેજી ભણેલાની સંખ્યા ૧ જણ.

૧૦ હલધરવાસના વિસાનું અંધારણ. મુખ્ય ગામ હલધરવાસ, પીડામર અને મહેમદાવાદ, ગાંમડાઓ ૪. કુલ ઘર ૨૫. અંગ્રેજી જાણનાર ૨ જણ.

૧૧ વેજલપુરના વિસાનું અંધારણ. મુખ્ય ગામ વેજલપુર, દેરોલ, અડાદરા, જરોદ. ગાંમડાઓ ૧૫. ઘરની સંખ્યા ૨૦૦. અંગ્રેજી જાણનાર એક પણ નહીં.

૧૨ વાઠલ, ટંકારી, કઠ્ઠાનમના વિસા. મુખ્ય ગામનું અંધારણ ટંકારી, કરખડી, કારેલી વિગેરે ગામડાંઓ ૫, ઘરની સંખ્યા ૧૦૦. અંગ્રેજી જાણનાર એક પણ નહીં.

૧૩ ભાદરવા સારમાના વિસાનું અંધારણ મુખ્ય ગામ ભાદરવા, સારમા, ઓડ, વસો, ગાંમડાંઓ ૨૫. ઘરની સંખ્યા ૩૦૦. અંગ્રેજી સાધારણ ભણેલાની સંખ્યા ૨ બેજણ.

૧૪ કહલાલ ભાંનેરના વિસાનું અંધારણ—મુખ્ય ગામ કહલાલ, ભાંનેર, મહીસા, જરોદ વિગેરે ગામડાઓની સંખ્યા ૧૦. ઘરની સંખ્યા ૩૫૦. અંગ્રેજી ભણેલાની સંખ્યા ૧ એલ, એલ, બી. સાધારણ મેટ્રીક સુધી અંગ્રેજી જાણનાર ત્રણ ચાર જણ.

૧૫ વરવા ગામડીના વિસાનું અંધારણ, મુખ્ય ગામ વરવા ગાંમડાંઓ ૫ કુલ ઘર આસરે ૭૦. અંગ્રેજી ભણેલાની સંખ્યા ૧ એલ. એલ, બી.

૧૬ મોડાસાના વિસા દક્ષિણના. મુખ્ય વસ્તિ. ગોરાગામ ગામડાઓમાં ૩૦ મા વસ્તિનાં ઘર ૧૦૦. લગભગ અંગ્રેજી જાણનાર મેટ્રીક સુધી ૧ એક જણ.

ઉપરની વીગતમાં નડીઆદ. ઉમરેઠ, અમદાવાદ, સુરત, મેહેમદાવાદ, નાદોદ. ભરૂચ એ ગામોને મુકી દેતાં આપણી જ્ઞાતિનો ઉપર મુજબનાં જુદા જુદા અંધારણોના જથાનાં કુલ

આસરે ૪૦૦ ગામોમાં વસ્તિ જ્ઞાતિનાં લગભગ ૩૬૦૦ ઘરની સંખ્યા એટલે, વસ્તિના મોટા ભાગનું પ્રમાણ ૩૬૦૦ ઘરના હીસાબે આસરે કુલ ૧૦૦૦૦ માણસો ગણી લઇએતો અંગ્રેજી ભણેલાઓની સંખ્યા ગ્રેજ્યુએટ. ૫–૭ અંડર ગ્રેજ્યુએટ, સાધારણ ચાર પાંચ ચોપડી અંગ્રેજી સીખેલા ૪૦–૫૦ ની સંખ્યા ગણી લેતાં દર સો માણસે એકની પણ સરેરાશ મુશ્કેલીથી આવવા જાય છે.

મારી ઉપર મુજબની તારવી કહાડેલી જ્ઞાતિની કેળવણીની સ્થિતિ જાણવા માટે હું માનું છું કે એક ઉપયોગી સાધન ગણાશે, તેથી આપણી જ્ઞાતિની કેળવણી સંબંધે વધારે સ્થીતિ, આ લેખ વાંચનારના મનમાં ખરી રીતે આવવી જોઇએ. અને તેટલાજ ઉપર ખાસ ભાર મુકીને મારે અહીં લખવુંજ પડે છે કે, આપણી જ્ઞાતિની સ્થીતિ સુધારવા માટેનો જો કોઇ ખાસ ઉપાય હાથ લેવો જોઇએ તો આપણી આર્થીક અને નૈતિક સ્થીતિને લાગેલો સડો—આપણી જ્ઞાતિની સામાન્ય સ્થિતિ કંગાલિયત હોવાનું મુખ્ય કારણ મારા ઉપર જણાવ્યા મુજબ જ્ઞાતિની કેળવણી સબંધેની સ્થીતિ સારી નહીં હોવાનુંજ મુખ્ય માનવું પડશે અને એજ કારણને આગળ ધરીને લ જગે એ કેળવણીને અટકાવ નાંખનાર, બાળલગ્નને પણ માનવું પડે છે. અહીં મારે કહેવુંજ પડે છે કે, આપણે કેળવણી વધારવાને માટે જેટલી અગત્યતા આપીએ તે કરતાં વશેષ અગત્યતા મોટી વયે લગ્ન થવાનું પ્રમાણ વધારવાની જરૂરીઆત આવે છે, કારણ બાળલગ્નો, અને યોગ્ય ઉમ્મરનાં લગ્નોનો અભાવજ આપણી કેળવણી વધારવાની એક મુખ્ય અંગના અટકાવ રૂપ છે, આ મહત્વની બાબતોને આગળ ધરીને આપણી સ્થીતિનો નિચે મુજબનો સડો લાગેલો જણાય છે કે જે બંધ કરવા કે, સુધારવા માટે આપણે શું કરવું જોઇએ તે ઉપર આપણે મુખ્ય વિચાર કરવાનો છે.

૧ કેળવણી અને તેનાં સાધનો મેળવવામાં જણાતી મુશ્કેલીઓ.

૨ જ્ઞાતિ બંધારણોના વહીવટોની અંધાધુંધી.

૩ જ્ઞાતિમાં સરવે બંધુઓ તરફ ખોટી રીતે જણાતિ નિરભતા ( નિચ ઉચપણાનો. ભેદ. )

૪ જ્ઞાતિના કેટલાક અયોગ્ય રીત રીવાજો.

૫ જ્ઞાતિ અભિમાનની ખામી.

ઉપરના પોકાર અને તે સીવાયના કેટલાક અપવાદોને લઇને આપણી જ્ઞાતિને મોટો સડો લાગેલો છે અને તે દૂર કરવાનું કામ જેટલું સહેલું દેખાય છે તેટલું કઠીણ પણ જણાય છે. તોપણ જ્ઞાતિના દરેક માણસો એક મતે સ્વીકારેજ છે કે, ઉપરનો સડો દૂર કરવાને ખાસ કરીને આપણી જ્ઞાતિને કેળવણીની સ્થીતિ સુધારવા સાથે કેળવણી મેળવવાના સાધનોનો રસ્તો સહેલો કરવો જોઇએ.

જ્ઞાતિ અભિમાન, માટે મારા સામાન્ય મત પ્રમાણે હાલમાં કેટલાકો તરફથી આ જાતની લાગણી ઉભી કરવાની જવાબદારી જ્ઞાતિના કેળવાયેલા વર્ગ તરફ તેમજ જ્ઞાતિના શ્રીમંત વર્ગ ઉપર મુકવામાં આવે છે તે કબુલ રાખી તેનો પણ જ્ઞાતિ કેળવવાની લાગણી જ્ઞાતિનાં દરેક, દરેક જણમાં તેના ખરા સ્વરૂપમાં ઉદ્‌ભવવી જોઇએ અને જ્ઞાતિના પ્રત્યેક જણની લાગણી એવી જાતની ખીલવવી જોઇએ કે, મારા જ્ઞાતિબંધુ તરીકે, યોગ્ય અને

લાયકાત ધરાવનાર જ્ઞાતિનાં અમુક, એકેએક પાત્રને જ્ઞાતિના તેવા પ્રત્યેક સહવાસીનો ટેકો મળવો જોઇએ. અપવાદ દાખલ કે ખરી રીતે અહીં આવી જાતની લાગણી વિશેષ ઉદ્ભવેલી હોવાની જવાબદારી જ્ઞાતિના કેળવાયેલા અને શ્રીમંત વર્ગ ઉપર મુકી શકાય તેમ છે. અને હાલ તુરત જ્ઞાતિના કેળવાયેલાની સંખ્યાનો મુખ્ય ભાગ કે જ્ઞાતિ તેઓની કેળવણી અને જ્ઞાન માટે મગરૂરી ધરાવતી માલુમ પડે છે તેવા વર્ગ તરફથી પોતાના જ્ઞાનનો યોગ્ય લાભ માગે તો તે સ્વભાવિક રીતે યોગ્યજ છે અને કેળવાયેલાઓ જો ફરજથી વિમુખ રહેતા હોય તો ખરી રીતે તેઓ જ્ઞાતિના કરજદાર છે તેજ રીતે જ્ઞાતિ સંપત્તિ દાન પાસેથી યાચના કરે અને લક્ષ્મીપતિઓ સાંભળે નહીં, પણ જ્ઞાતિનાં યોગ્ય અને પાત્ર સ્થાનોને પણ તરછોડે કે તેનું આતીથ્ય સત્કાર કરે નહીં તો તે લાંચીયા માત્ર લક્ષ્મીરૂપે રહેવાની અને એક રીતે જ્ઞાતિનું કરજ તેમની ઉપર ચડે છે તેવું કહે મારી નજરે ખોટું કરતું નથી. પણ અહીં હું મારા મૂળ પ્રશ્ન તરફ વળું તો કહેવુંજ જોઇએ કે, જ્ઞાતિના પ્રત્યેક જણમાં પોતાની જ્ઞાતિ માટે એજ લાગણી ઉદ્ભવવી જોઇએ કે જ્ઞાતિસેવા એ પણ પોતાની સેવાનું એક ખરું અને યોગ્ય અંગજ છે.

એ રીતે આપણામાં જ્ઞાતિ અભિમાનનો જુસ્સો તેના યોગ્ય અને ખરા સ્વરૂપમાં ઉભો થાવતો આપણી સ્થીતિને આગળ આવવામ વળીજ મજબુત ટેકો મળે અને વરસોના વરસોથી પણ જે નહીં બની શકતું હોય તે થોડાક દિવસોમાંજ આપણે કરવાને શક્તિમાન અને ભાગ્યશાળી નિવડીએ. મારા ઉપરના સઘળા વિવેચન ઉપરથી છેવટે એજ સાર ઉપર આવવું જોઇએ કે હવે આપણે શું કરવું જોઇએ ? અને તે કોની જવાબદારી ઉપર મુકવું યોગ્ય છે. તેનો વિચાર કરીને અમુક નિરણય ઉપર આવીને આગળ વધવાને ખરી રીતમાં આપણે મહેનત કરવી જોઇએ. અને તે સબંધે મારા નમ્ર વિચારો નિચે પ્રમાણેના હું રજુ કરું છું.

મારા મત પ્રમાણે, આપણી સ્થીતિ સારી થયેલી જોવા માટે મુખ્યત્વે કરીને જ્ઞાતિના કેળવાયેલા, શ્રીમંત અને નાતનો વહીવટ કરનાર વર્ગ ઉપર આપણે ખાસ ભાર મુકવો. જ્ઞાતના કેળવાયલાઓ ધારે તો આ સબંધમાં પોતાના જ્ઞાનનો લાભ અનેક રસ્તે જ્ઞાતિલાઓને આપી, તેઓ વચ્ચેનુ બંધુત્વપણું જાગવી, તેમના વિચાર કેળવીને જ્ઞાતિની ખોટી બુદ્ધિઓને દૂર કરવાનો પ્રયત્ન કરે અને કેળવણીને વધારવાના યોગ્ય રસ્તા તરફ જ્ઞાતિને વાળે તો જ્ઞાતિને મોટી મદદ મળે. તેમજ શ્રીમત વર્ગ પણ જ્ઞાતિમાં કેળવણી વધે, ગરીબાઇ દૂર થાય, ધંધા ઉદ્યોગની ચડતી થાય તે માટે કાળજી આપી પોતાની સંપત્તિનો યોગ્ય કે ઉદાર ફાળો જ્ઞાતિજનોના લાભ માટે આપે તો કેળવણી વધારવાના પાયાને મજબુત ટેકો મળે; તેમજ જ્ઞાતિનો વહીવટ કરનાર વર્ગ તરફ તેમનાં કેટલાંક કામો વખોડવાને યોગ્ય હોય તો પણ તેમની તરફ તિરસ્કાર દ્રષ્ટિથી નહિ જોતાં, તેમના સ્નેહને આદરપાત્ર ગણીને જ્ઞાતિનો વહિવટ સુધારવો કે આપણાં બંધારણો એક રીતે સિથિલ કરવાનું કામ—નહીં કે હાલના જીરણુંમય સ્થિતિના કેટલાક ધારી બેઠા છે તેમ ઢીલું કરવાનું!—મુખી ઇન્ને જ્ઞાતિજનોની સાથે રહીને રસ્તે રસ્તે આગળ વધવાનું યોગ્ય વિચારવું. એ રીતે જવાબદારી સમજનાર વર્ગ પોતાના કામો માટે કર્તવ્યપરાયણ નિવડે તો મારી સમજ

પ્રમાણે આપણી સ્થિતિ સહેલાઇથી સુધરી શકે. તો પણ હાલ તુરત આપણી સ્થિતિ સારી થયેલી જોવા માટે આપણે શું કરવું જોઇએ એ મારા છેવટના પ્રશ્ન તરફ વિચાર કરીને વિરમીશું.

૧ અંગ્રેજી કેળવણી લેવાનાં સાધનોમાં ગામડાઓની વસ્તીમાં જ્યાં સ્કુલોનો અભાવ છે તેવાં ગામોના મધ્યસ્થ સ્થળોમાં, તેના બંધારણના આગેવાનો મારફતે નાના કે મોટા પાયા ઉપર બોર્ડીંગો સ્થાપવાની યોજના કરાવવી.

૨ મેટ્રીક, પ્રિવીયસ કે અમુક અભ્યાસના વર્ગ પછીથી જે કોઇ મદદને યોગ્ય હોય તેવા પ્રત્યેકને સ્કોલરશીપ રૂપે મદદ મળે તેવી ગોઠવણ કરવી.

૩ ઊંચા અભ્યાસ માટે આપણી જ્ઞાતિના મધ્યસ્થ જેવા ગામે જ્ઞાતિના બધા તેવા છોકરાઓ સાથે રહી શકે તેની તેમને જરૂરી ગોઠવણો પાર પાડવી અને અભ્યાસમાં મદદ કરવી.

૪ જેને જરૂર જણાય તેને સ્કુલ ફી અને પુસ્તકો, પુરાં પાડવાની યોજના કરવી અને તે, તે ગામની જવાબદારી ઉપરજ મુકવી.

૫ સ્ત્રી કેળવણી અને તેમની યોગ્યતા વધે તે માટેના ખાસ ઉપાયો હાથ ઉપર લેવા.

૬ જ્ઞાત માંહેના નિરાધાર પુરૂષ અને સ્ત્રી વર્ગ, તેઓ મદદને લાયક હોય તેમને નાની નાની મુડીથી કે, ચાકરી મેળવી આપીને ઉદ્યમે લગાડવાનો પ્રયાસ કરવો અને સ્ત્રી વર્ગમાં જે, નિરાધારજ જણાય છે, તેમને યોગ્ય મદદ મળે તે માટેનું એક નિરાશ્રીત ફંડ ઉઘાડવું કે તેવો વર્ગ ઉદ્યમે વળગે. તે માટે વનિતા વિશ્રામ જેવી સંસ્થામાં સગવડ કરી આપવી કે, નાના નાના ઉદ્યોગથી રોજી પુરી થાય તેવાં સાધનો મેળવી આપવાં.

૭ જ્ઞાતિ બંધારણોનો વહીવટ કયા રસ્તે સુધરી શકે તેમ છે તે માટે પ્રત્યેક બંધારણના રીત રીવાજો, અને બંધારણના નિયમો મેળવીને તેમાં કયે રસ્તે સુધારો થઇ શકે તેમ છે તે માટે વિચાર કરવાને એક જનરલ સબ કમીટી નક્કી કરવી કે તે દ્વારાએ તેવા બંધારણોમાં સુધારાઓ દાખલ કરાવવાનું સુલભ થઇ પડે.

૮ જ્ઞાતિના અયોગ્ય રીત રીવાજો દુર કરવાનું કે સુધારવા માટેના ઉપાયો કરવા.

૯ જ્ઞાતિઅભિમાન ખાસ વધારવા જરૂરી સ્કીમો ઘડવી. એજ રસ્તે બધાએ સાથે મળીને આગળ વધવું તોજ જ્ઞાતનું શ્રેય થશે. ઇશ્વર તે શુભેચ્છાઓ પુરી પાડે.

## વૉલંટીઅરોને ખબર.

જ્ઞાતિબંધુઓને ખુશી ઉપજે છે કે થોડા વખતમાં વૉલંટીઅરોની અરજી જોઇતા પ્રમાણમાં આવી ગઇ છે તેથી આપણી ભવિષ્યની પ્રજા (હાલના વિદ્યાર્થી) આપણાથી વધારે ઉત્સાહી નીકળશે એમ આશા બંધાય છે તેમાંના ઘણા, આવવાનો દિવસ, વખત વિગેરે પુછે છે તે દરેકને જુદું લખ્યા કરતાં આ પત્ર દ્વારા અમે જાહેર રીતે જણાવીએ છીએ કે દરેક વૉલંટીઅરે નડીઆદ મુકામે તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૯૧૫ ને વાર ગુરૂ સવાર સુધીમાં મેળામાં મોડું હાજર થઇ જવું. તંત્રી.

## ચર્ચાપત્રો.

"ખડાયતા મિત્ર" ના મે. તંત્રી સાહેબ,

નીચેનો પત્ર આપણી જ્ઞાતિના માસિક પત્રમા પ્રગટ કરી આભારી કરશોજી:—

હું એક કેળવણીમાં પછાત પડેલા તડનો માણસ છું. પણ આપના તરફથી આપણી ન્યાત સમસ્ત દશા વીશાની સામાન્ય મીટીંગ નડીઆદ મુકામે જાન્યુઆરીમાં મળવાની છે. તેનાં આમંત્રણ નીકળ્યાં તે જાણી બહુ ખુશી થયો છુ. અને આ પ્રસંગે બે સુચના કરવા દેવાની રજા માગું છું.

આપણી ન્યાત સમસ્તને એકઠા કરવાનો આ પહેલોજ પ્રયાસ છે તે જાણી એકે એક ખડાયતા બંધુને મગરૂરી સાથે આનંદ થશેજ. આજથી નવ વર્ષ પર શા. ત્રીકમલાલ દેસાઇ વકીલે પ્રયત્ન કરેલો તે વખતે બધી તૈયારીઓ અમદાવાદ મુકામે મીટીંગ સારૂ થઇ ગયેલી એમ જાહેરમાં જણાયેલુ, ઉમરેઠ જેવા ગામમા મહાજન મળેલું અને એકમતે ઠરાવ કરેલો કે ત્યાંના બધા જુદા જુદા દશ તડ છે તે બધાએ જોડાવવુ અને ત્યાંના આગેવાનોના જે ઉંચો દરજ્જો ધરાવે છે તેમને પણ ગામ તરફથી એ પ્રયાસ સફલ કરાવવા વિનંતિ કરવામાં આવેલી; પણ પછી અમદાવાદમા પ્લેગ થવાથી તેમજ કેટલાકના મતફેરથી પછી કંઇ થયેલું નહિ. છતાં બી રોપાયલું તે ફુટી નીકળ્યું છે. તો આપની કોમ જરૂર આને ખરા અંતઃકરણથી વધાવી લેશે, એવી આશા રાખું છું. ને ઉમરેઠ તેમજ બીજા ગામવાળા પણ આ વખતે તડ કે તડાનો ભેદ ભુલી જઇ આ કાર્યને એકમતે ટેકો આપશે. તેમજ તે પછીના વર્ષોમાં ઘણા ગામમાં સભાઓ કે એસોસીએશન સ્થપાયેલી છે. દરેક છોકરાને ન્યાતના ફંડમાંથી ફી મળે તે સારૂ ગોઠવણો થઇ છે તે બધા પણ આ કાર્યને ઉપાડી લેશે કારણ હજી ઘણું કરવાનું બાકી છે. મોડાસા, કપડવંજ તથા ઉમરેઠમાં બીજી જગાના પ્રમાણમાં કંઇ થતું લાગતું નથી માટે વિનંતિ કરવાની કે આમ ફક્ત અમદાવાદ મેહમદાવાદ, નડીઆદ, સુરત, ભરૂચ, નડીઆદ જે આગળ પડતા જણાય છે તેટલાજ ભાગી લક્ષ ન રાખતાં ઉપરોક્ત ગામોના આગેવાનોને ખાસ આમંત્રણ કરી સભામાં બોલાવશો અને તે ગામોની આસપાસનો ભાગ જ્યાં આપણા ન્યાતની ઘણી વસ્તી છતાં કેળવણીનો લાભ લઇ શક્તિ નથી તેના ભલા સારૂ કંઇ યોજના ઘડવા પ્રયત્ન કરશો તો મોટો ઉપકાર થશે.

તા. ૧૦-૧૨-૧૫ }

લી. એક અમદાવાદનો
જ્ઞાતિબંધુ.

તંત્રી સાહેબ,

આપણી ન્યાતની મોટી સામાન્ય મીટીંગ મળવાની વાત બહાર આવી છે. તે સંબંધમાં આ પત્રને આપણા માસિકમાં જગા આપી આભારી કરશો.

આપણા ગ્નાતિ પત્રમાં હકીકતો રજુ થાય છે તેપરથી એવો વિચાર ઉપજે છે કે દશા ભાઇઓ કેળવણીમાં વીસા કરતાં આગળ પડતો ભાગ લે છે. અને તેમનો ઉત્સાહ વધુ છે. પણ અમને વીસા ભાઇઓને જાણીને આનંદ થયો છે કે તમે આ પ્રસંગે વીસા ભાઇઓને પણ ખેંચી સામાન્ય સભાનું કામ આદર્યું છે. ને અમારા આગેવાનોને પણ ન્યાતના હિતની કેળવણી વગેરે બાબતમાં આકર્ષણ કર્યું છે.

તમારા તરફથી કંકોત્રીઓ ન્યાત સમસ્ત નીકળી તે જાણી અમો તરફના ભાઇઓ ખુશી થયા છીએ તમે ન્યાતના જુના રિવાજ મુજબ ચાલી આવતા આગેવાનોને યોગ્ય સત્કાર આપી તેમની મારફત ગ્નાતિ સમસ્તને આમંત્રણ કર્યું છે. એટલે તેઓ બધા ખુશીથી જોડાઇ આ પ્રયાસ સંપૂર્ણ રીતે ફળીભૂત થાય તેવી મદદ કરશેજ. ન્યાતની કેળવણી પામેલો વર્ગ જે ન્યાતમાં આગેવાની ભર્યો ભાગ લેતો હોય ને આગેવાન ગણાતા હોય તેમની સાથે રહીને કાર્ય કરવાનું પગલું ભરે તે બહુ આવકારદાયક છે. ને મારી સુચના છે કે મીટીંગમાં જ્યારે ભાષણો થાય ત્યારે પણ દરેક બાબતો પર કેળવાએલા ભાષણ કરે તેને અનુમોદનાર્થે તેવા આગેવાનોના હાથે ટુંકમાં ટેકો અપાવવો કે જેથી કરીને જુદા જુદા એકડા કે તડમાં મીટીંગની સુચના કે ભલામણોનો અમલ કરવાનો વખત આવે ત્યારે તેઓ પોતાનાજ ઠરાવ કરે એમ સમજી કામ પાર પાડી આપે ભવિષ્યમાં તો-કેળવણીજ વધારે સુધારો કરી શકશે. પણ હાલની સ્થિતિમાં તો મારી સુચના પ્રમાણે કામ લેવાય તો સારૂ પરિણામ આવ્યા વગર રહેશે નહિ એમ હું માનું છું.

આપના પત્રના પાછલા અંકોમાં ખડાયતાનું મધ્યસ્થ કેળવણી મંડળ સ્થાપવાની સુચના થઇ છે તેને એથી બહુ મજબુત ટેકો મળશે.

તમારા મુંબઇની ખડાયતા સમાજના ભાઇઓના તથા ખડાયતામિત્ર મંડળના આ પ્રયાસને ફતેહ મળે તેવી શ્રી કોટીયર્ક પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

લી. એક વીશા જ્ઞાતિલો.

# એક રસિક વાર્તા.

## પરિચ્છેદ ૨.

### ઉકરડાનું ક્ષેત્ર.

( ગતાંકથી ચાલુ. )

કાગળ વાંચ્યા પછી ગરીબલાલ એકદમ બોલી ઉઠયો "દેવી, તારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે" તારા માતા પિતા ખરી કસોટીમાંથી પસાર થયા છે દુઃખ એ ખરેખરૂં ઔસડ છે. એ મહા મંત્ર છે. અલબત્ત માણસનામાં એકદમ સુધારો થવો એ તેના પૂર્વ જન્મના શુભ સંસ્કારના ઉદય ઉપર મોટા ભાગે આધાર રાખે છે. નહી તો દુઃખ વખતે ખરેખરો કુટિલ માણસ તો ઇશ્વરપર અન્યાયીનો આક્ષેપ મૂકી તેને પણ વધારે વધારે ગાળો દેતા દેતો વધારે કુટિલ બનતો જાય છે ને તેવામાં સુખની જરા પણ ઝાંખી થતાં ગર્વથી ફુલાઇ જાય છે ને ઇશ્વરનું નામ સરખુ દેતો નથી. કર્મની ગતિ ઘણી ગહન છે. અમુક વખતે કોઇનું કેમ થશે એ કહેવું ઘણું મુશ્કેલ છે પણ એટલું તો ખરૂં કે દુનીઆમાં સુખ કરતાં દુઃખ વધારે લાભ કર્તા ને ફાયદાકારક છે. સુખ વખતે તો ફક્ત યોગભ્રષ્ટ પુરૂષોજ સુખથી ન લેપાતાં પોતાના કાર્યમાં મશગુલ રહી શકે છે બાકી બીજા પર તો તેના અનિષ્ટ પરિણામજ થાય છે. તેથી દુઃખ ઉત્પન્ન કરી ઇશ્વરે દુનિયાં પર મોટો ઉપકાર કર્યો છે ગમે તેમ હો, પણ તારા બાપના સ્વભાવમાં હવે ખરેખર પરિવર્તન થયુ છે ને હવે તેમને તથા તારી બાને આપણે આપણાથી બનતી મદદ ન કરીએ તો આપણેજ પાપી કરીશું. માટે આપણે કામને કામ તેમની તરફ જવાની તૈયારી કરવી જોઇએ. રૂજુદેવીએ કહ્યું કે મારો પણ તેવોજ વિચાર હતો પણ હું તમારી આજ્ઞાની રાહ જોતી હતી.

અત્રે જણાવવાની જરૂર છે કે ગરીબલાલને તેના સસરાનું ગામ પાસે હોવા છતાં એમાંથી એક ગામમાં પોસ્ટ ઓફીસ ન હોવાથી પત્ર પહોંચવામાં કેટલાક દિવસ નીકળી જતા હતા તેમજ ગરીબલાલન સ્થિતિ પણ જોઇએ તેવી સુધરી નહોતી. કારણ કે તેનું પોતાનું દેવું પુરૂ પતાવી રહ્યો નહોતો તો પણ વખતનો વિચાર કરી તેણે સવારમાં કેટલાક રૂપિયા લઇના આણી વગર વિલંબે નીકળવાની તૈયારી કરી દીધી. રૂજુદેવી તો પોતાના માતાપિતાને આવે વખતે મળવાને આતુરજ બની રહી હતી. પોતાની માની છેવી ઘડીએ એવુ કયુ કૃતઘ્ની છોકરૂં હોય કે જે મળવાને ખરૂં આતુરઆતુર ન બને! રૂજુદેવીના મનની ખરેખર તેવી સ્થીતિ બનવાને લીધે આગલા દિવસથી તેના મુખપર શોકની છાયા છવાઇ રહી હતી જેને તે હવે છુપાવી શકતી નહોતી. નાના ગામમાં આ વાત વાના વેગે ફેલાઇ ગઇ ને ઘણા માણસો તેના દુઃખમાં ભાગ લેવાને તેને વળાવવાને માટે સવારના વખતમાં પણ આવ્યા હતા. બન્ને જણ તૈયાર થતાં એક ગાડું ભાડે કરી જમ્યા વિનાજ થોડું ભાથું સાથે રાખી સવારના નવેક વાગ્યાને સુમારે નીકળી પડયા કે જેથી ગમે તેમ કરી તેને તેજ દિવસે ત્યાં જઇ પોહોંચાય. બપોરના વખતે રસ્તામાં થોડો વિસામો લઇ થોડું ભાથું

ફાની દુનીયાનો ત્યાગ કરી ચાલતો થયો. સવાર થતાં પાછળ રહેલા ખોળીયાને ન્યાતીલાઓ ને બીજાની મદદથી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ને ત્યાર બાદ સ્નાન કરી બધા ડાહ્યુ અડધે ભીને સુકે કપડે રૂગ્ગુદેવીના પિતાને ઘેર આવી ધીમે ધીમે વેરાઇ પોત પોતાને સ્થાને ગયા. દર્મીયાન આપણી ન્યાતના બૈરાંઓની ઠઠ જામી હતી ને રૂગ્ગુદેવી બીચારી નાની હતી તેથી તેની દયા ખાતાં હોય તેમ તેને મદદ કરવા આવ્યાં હતાં ને રડવા કુટવા માટે તૈયાર થઇ ગયાં હતાં. જીવતાં જેમણે દરદીની દરકાર કરી નોહોતી તેનો બદલો વાળવા આવ્યાં હોય તેમ તેના મરણ બાદ કેટલાંક કુદી કુદીને કુટવા મંડયાં ને રડતી વખતે પણ જેને બીલકુલ સગાઇ નોહોતી તેઓ પણ થોડી થોડી સગાઇ કાઢી બીજા કરતાં જરા વધારે રડવા મંડયાં ને કગવાર બધાનાં મોં છુટતાં મરનારની લાંબેની પીત્રાણીએ તો બધાની પછી વિલાપ કરી કરી રડવા માંડયું મોં છોડી દેવાનું કહેવાનો આગ્રહ થતાં તેણે વધારે મોટે રડવા માંડ્યું ને છેવટે બે ત્રણનો સાથે આગ્રહ થતાં એણે પોતાનું મોં છોડયું તો તેનાપર આંસુ પડયાની બીલકુલ નિશાની માલમ પડતી નોહોતી! પણ છેવટના વખતમાં રૂગ્ગુદેવી જેવી કેટલીક કાચી પોચી છાતીવાળી સ્ત્રીઓની આંખમાંથી ચોધારે આંસુ વહેવડાવ્યાં હતાં. આ પણ એક જાતનો હુન્નર ને છાતીની નિષ્ઠુરતા! પ્રિય જ્ઞાતિબંધુઓ! આવો ઢોંગ ને આવી રીતે ભજવાતો વેશ કેટલો જલદી બંધ કરવો જોઇએ તે તમારેજ વિચારવાનુ છે. ખરી રીતે સમજવા છતાં તે નહી બંધ કરવામાં આપણે આપણા મનની નિર્બળતાને મહાનકાર્ય કરવાની આપણી અયોગ્યતા સાબીત કરીએ છીએ. ખેર, ટુંકામાં મારે જણાવવું જોઇએ કે જ્ઞાતિરીવાજ મુજબ મરનારની પાછળ બધા સંસ્કાર કરવામાં આવ્યા. ગરીબલાલના સસરાની આવી નરમ સ્થિતિ છતાં ગરીબલાલની મદદથી તેને જ્ઞાતિભોજન ને બ્રાહ્મણ ભોજન આપવું પડયું ને પોતાનું નાનું દેવું મોટું થઇ પડતાં ક્રિયા થઇ રહ્યા બાદ તે બીચારો પહેલેથી દુઃખી વધારે દુઃખી થયો, જગણવાર થઇ રહ્યા બાદ જમવા આવનારમાંથી કોઇપણ તે વખતે તેની દયા ખાવા આવતું નહોતું. આતે જ્ઞાતિબંધુઓનો કેવો વિચિત્ર સંબંધ તે ગરીબ બીચારા ગરીબલાલને લાંબો વિચાર કરતાં પણ સમજાયું નહીં; પણ એમાં કંઇ હેતુ હોય તો સમજાયને! માટે જ્ઞાતિબંધુઓનો સંબંધ પણ કોઇ હેતુ પુરઃસર બંધાવાનો પ્રયત્ન થવો જોઇએ; આવા હેતુ વગરના રીત રિવાજ ચાલુ રાખવાથી શો લાભ! જ્ઞાતિની અવનતિ સીવાય બીજો કંઇ લાભ હોય એમ ગરીબલાલને ઊંડો વિચાર કરતાં પણ જણાયું નહિ. છતાં હાલ તુરત તો પોતાની વય નાની હતી ને આ તેનાપર પડેલો પહેલોજ ફટકો હતો તેથી આવા અર્થ વિનાના જણાતા જ્ઞાતિરિવાજમાં કાંઇ ઊંડું રહસ્ય સમાયલું હશે, એમ ધારી હાલ તુરત તેણે પોતાના મનનું સમાધાન કરી લીધું. ત્યાર બાદ તે અને રૂગ્ગુદેવી તેના પિતાની સાથે વાતે વળગ્યાં તેની નામરજી છતાં આગ્રહ કરી છેવટે તેને તેઓ પોતાની સાથે પોતાના ગામ લઇ ગયા. કારણ કે સારે માઠે અવસર અહીં તેની સંભાળ લે એવું લાગણીવાળું માણસ ગામમાં રહ્યું નોહોતું. ત્યાં આવ્યા બાદ તે પણ તેમનાથી જુદો રહેવા મંડયો ને મહેનત કરી પોતાનું પેટીયું કાઢવા ઉપરાંત થોડું થોડું બચાવી પોતાના જમાઇનું ને બીજાઓનું દેવું ફેડવા લાગ્યો તે પોતાની દીકરી તથા જમાઇના સુખે સુખી થતો થોડે વર્ષે પોતાના પાપ પુણ્યનો જવાબ આપવા પ્રભુના દરબારમાં પ્રયાણ કરી ગયો. ઇશ્વર તેના આત્માને શાંતિ આપો એટલું ઇચ્છી અમે અમારી વાર્તાના બે પાત્રો પર અત્રે પડદો નાખીએ છીએઃ— ( અપૂર્ણ. )

# ખેતીવાડી માટે પટેલના નાળીયા પંપો

કે જે કુવામાંથી તથા નદીમાંથી ગમે તેના ઉંડાણેથી પાણી ખેંચવા માટે દરેક જાતના પંપો કુરનાં ફાયદાકારક મજબુત—સાદા ઉપયોગી અને દરરોજના વપરાશમાં કરકસરીઆ છે. અને તે બળદથી, હાથથી, ઉંટથી તેમજ ઓઈલ અને સ્ટીમ એન્જીનથી પણ ચલાવી શકાય છે. કિં. રૂ. ૧૭૫ થી ૫૦૦. વધુ ખુલાસા માટે અડધા આનાની ટીકીટ બીડી પ્રાઇસ લીસ્ટ મફત મંગાવો કે રૂબરૂ મળો.

તા. ક.—જે કુવાઓ ખોદવા દરેક જાતના [illegible] એન્જીનો, પંપો, જીનો, ઘંટીઓ વગેરે દરેક જાતના મશીનો જુના તેમજ નવા [illegible] આપીએ છીએ, દુરસ્ત કરીએ છીએ, અને ગોઠવી આપવા ફરી આપવાનો કંટ્રાક્ટ રાખી [illegible] છીએ, અને અમારે ત્યાં ઉંચી ક્વોલીટીના દરેક સાઇઝના નવા પટાઓ કીફાયતે મળે [illegible]—

અંબાલાલ એમ. પટેલની એન્જીનીયરીંગ કંપની

ઠે. હરીપુરા નાની સાલેપરી—અમદાવાદ.

---

## ચોખા ચોખા ચોખા

અમો—૧ હરીદાસ હેમચંદ, ૧ હેમચંદ [illegible], ૧ પીતાંબર [illegible], ૧ મથુરદાસ પીતાંબર વગેરે ૪ જણે દેલવાળા દરવાજાના રોડ [illegible] રાઇસ મીલ (ચોખાની) મીલ સંવત ૧૯૮૬ ની સાલથી ચાલુ કરી છે. અમારી મીલના ચોખા મુંબઈ, પુના, અમદાવાદ વિગેરે ઠેકાણે જથાબંધ વેચાય છે. આપણા જાતિ બંધુઓને જરૂરિયાત હોય તો એક વખત મંગાવી ખાત્રી કરી જુઓ. કીફાયત ભાવે મોકલી આપીશું. અમારે અહીં તોલ (વજન) ઉપર ભાવ નથી. ભાવ ચાલતી મોસમની ખાંડી અથવા મણના ભાવ ઉપર હોય છે અને એ ઉપરથી એક ગુણીની કીંમત થાય છે. ઓર્ડરમાં નામ-ગામ-ઠેકાણું-પોસ્ટ ને રેલ્વેસ્ટેશન ચોખ્ખા ગુજરાતી અથવા બાળબોધ અક્ષરે લખવું. પત્રવ્યવહાર ગુજરાતીમાં કરવો.

શા. હરીદાસ હેમચંદની કું૦ની રાઇસ મીલ.

ઠેકાણે દેલવાળા—પીરસ રોડ.

લોહી સુધારવા માટે સઉથી સરસ

વામન ગોપાલનું જગપ્રસીદ્ધ અને લોકપ્રીય

# આયોડાઇઝ્ડ

# સાર્સાપરિલા.

જેનો હજારો દરદીઓએ ઉપયોગ કરી પોતાની નીરાશા દુર કીધી છે.

**આ સાર્સાપરીલા બગડેલા લોહીથી થતા દરદો માટે એક ફતેહમંદ અને અકસીર ઇલાજ છે.**

અને આજ ૫૦ વરસથી એક સરખી રીતે માન પામેલુ છે અને જુદા જુદા પ્રદર્શનોમાં

## સોનાના અને રૂપાના ચાંદો મેળવવા

**આ એકજ સાર્સાપરીલા ભાગ્યશાળી નીવડયું છે.**

લોહી એ મનુષ્યનું જીવન છે તે બગડયુ હોય તો ... જીવન થાય છે. માટે તે સુધારવા દરેક માણસે કાળજી લેવી જોઇએ તેને માટે આ સાર્સાપરીલા વીના બીજી એકે પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—જેમકે ચાઠા, સંધીવા, આમડીપરના કાળા ડાઘ, આંખનું ઝાંખ આવવુ, શરીરમાં કળતર થવી, શરીર ઉપર રેતીના સરખા ફોલ્લા થઇ આવવા વીગેરે વીકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે. શીશી ૧ નો રૂ ૧।, ચાર શીશી પાવાથી સારો ગુણ આવે છે, પોસ્ટ ખર્ચ જુદુ

ચાર એકદમ મંગાવનારને રૂ. ૪॥.

ડા૦ ગૌતમરામ કેશવ, ઠાકુરદ્વાર—મુંબઇ.



સ્વયંસેવકો—નડીઆદ પ્રથમ સામાન્ય સભા—(તા. ૧-૨ જાન્યુઆરી ૧૯૧૯.)

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું.] પોષ શુક્લ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૨. [અંક ૩ જો.

## મહેમાનોને નિમંત્રણ.*

પ્રમાણિક છન્દઃ—

કોરસ. પવિત્ર તીર્થવાસી પૂજ્યપાદ સૌ પધારીએ!
સ્વાગત ભાવથી સ્નેહે સ્વાગતમ્ સ્વીકારીએ:
કુંકુમ પદે પધારીએ:
પ્રભુત્વને વધારીએ:
ખીલ્યાં ઉરે સુગન્ધી સ્નેહ ફૂલડે વધાવીએ— પવિત્ર. (ધ્રુવ.)

કર્મ-સાખી: ઉભા સહુ આશા ભર્યા, લો લ્હાવ સુખ સંયોગનું:
પુણ્યાત્મના આવાહને પાવન અમારૂં આંગણું— પવિત્ર.

" મહેમાનના સન્માનમાં હીમસૂર્ય નૂર પૂરે નવાં!
સૌન્દર્ય છાઇ સૃષ્ટિ શોભાવે સ્વજનનો માંડવો!— પવિત્ર.

" પરિમલ ભરી મૃદુ અનિલ લહરી વાયુ શીત ઢાળે અહીં;
ને દેવની કરૂણા મયા, અમી એ વિષે વરસી રહી— પવિત્ર.

" કિલકાર કરતાં પંખી કુદરત ગોદમાં લપાઇને;
આમ આત્મગાન સમાન સંગીત ગાઇ શુભ વધાઇ દે! પવિત્ર.

" સત્કારશો સાધન ઉણા સદ્ભાવ પારાવારને;
વિરાજીએ: ખુલ્લાં હમારે સારૂ અંતરદ્વાર છે.

કોરસ. ઉદાત્મ, હેત જાણીને, પુણ્યાત્મ હો: ઉજ્વળિયે:
અછાજતું અમારૂં કાંઇ હોય તે પ્રજાળિયે:
ઉદાર હો: નિભાવિયે:
નવીનતા નિતારિયે:
પધારશો મહાશયો! પ્રભુપતે પ્રણામીએ.— પવિત્ર.

કેશવ હ. શેઠ.

---

* નડીઆદ ખડાયતા સામાન્ય સભાની બીજા દિવસની બેઠક વખતે ગવાયલું.

# નડીયાદ ખડાયતા સામાન્ય સભાનો રીપાર્ટ.

## મેળાવડાના દિવસ પહેલાં થયેલું કામકાજ.

૧. મુંબાઇના ખડાયતા સમાજનો ઠરાવ—નડીયાદમાં સામાન્ય સભા ભરવાનો.
૨. શા. રણછોડદાસ ભોગીલાલ ગોળવાળાની માગણી.
૩. નડીયાદ પંચ સમસ્તનું આમંત્રણ.
૪. ગામે ગામ જુદા જુદા એકડાના આગેવાનોના પંચ સમસ્તને આમંત્રણ.
૫. કોલેજ તથા ઈંગ્રેજી ઉંચા ધોરણના વિદ્યાર્થીઓને વોલન્ટીઅરમાં જોડાવા આમંત્રણ.
૬. જુદી જુદી સમાજ તથા એસોશીએશનને આમંત્રણ.
૭. "ખડાયતા મિત્ર"ના જુના તથા નવા મળી ૨૦૦૦ ગ્રાહકોમાંના દરેકને આમંત્રણ.
૮. પ્રમુખ સજ્જન સભા શ્રીયુત ચુનીલાલ તારાચંદનું નડીયાદ મુકામે તા. ૩૧–૧–૧૫ ને શુક્રવારના રોજ સ્વાગત–તેમને ઘણોજ ઉત્સાહ ભર્યો ને હર્ષભેર આવકાર આખા ગામમાં આપવામાં આવ્યો હતો ને વોલંટીઅરોએ બંદોબસ્ત રાખ્યો હતો જેનું માન તેમના કેપ્ટન શ્રીમનલાલ દેસાઇને ઘટે છે.
૯. તા. ૩૧–૧–૧૫ ના રોજ નડીયાદ મુકામે પીપળાતાના તડની વાડીમાં સબજેક્ટ કમીટી (Subject Committee) રૂપે મીટીંગ મેળવી સભા રુબરુ વિચાર સારૂ ઠરાવોનો ખરડો તૈયાર કર્યો ને ભાષણ કરનારાનાં નામ નક્કી કર્યાં.

## મેળાવડાના દિવસો.

તા. ૧—૧—૧૬.

તે દિવસે સભા બપોરે એક વાગે શરૂ થઇ, પ્રમુખને લઇ આગેવાનો તથા વોલંટીઅરો નીમેલે વખતે પધાર્યા.

### પ્રાર્થના.

(૧)

નમન કરી અખીલ જગતપતિને, (૨) નમન૦
પ્રેમ થકી, સ્તુતિ કરીએ, પ્રભુની સહુ મળીને—નમન—અખીલ—
દીન અમે પ્રભુ બાળ તમારાં,
કરૂણા લાઇ નિહાળો અમને—અખીલ— નમન૦
ભયત્રાતા, સુખદાતા, જગદાતા, તું વિધાતા,
પાર કરો ભવ નીધિ કર ધરીને—અખીલ— નમન૦

(૨)

મંગળ દિન આજનો અપાર માનીએ,
પધાર્યા છે વડીલ બધુ મહેરબાનીએ— મંગળ.

અભિષ્ટ અમતણું થવાથી હર્ષ પામીએ,
પ્રભુ પદે નમી નમીને પાય લાગીએ— મંગળ.
છે પ્રતાપ જાતનો અજવાળો ધરે,
સુખ શાન્તિ આપી કાપી કુમતિ દુઃખ સૌ હરે— મંગળ.
કેળવણી પ્રસારવા ઉપાયો આદરે,
અચળ રહો સમાજ આ ભાળ ઉચરે— મંગળ.
જાતિ આબાદિ ઉપર રહેમ રાખો છો તમો,
તેથી આ તકે અરજ ગુજારીએ અમો— મંગળ દિન.

ગરબો.

(૩)

સદ્ગુણ વિણ સજની, શિખ્યું સર્વ નકામું,
જેમ લુણ વીણ સજની, લુખું ભોજન આણું— સદ્ગુણ.

  અણુતરનું સહીઅર ફળ સદ્ગુણ,
  વિનય વિવેકનું કારણ સદ્ગુણ;
  કુમતિ તણું છે મારણ સદ્ગુણ,
  ભવજળનું તારણ છે સદ્ગુણ;
સર્વેશ્વર નાવ થવાનું— સદ્ગુણ.

  ભલે વાંચતાં લખતાં શીખ્યાં,
  ભલે ભાષણો કરતાં શીખ્યાં,
  ભરત ભભકથી ભરતાં શીખ્યાં,
  વિજય કહે સદ્ગુણ નવ શીખ્યાં.
ખગ પર લીપણ સમાણું— સદ્ગુણ.

(૪)

મ્હેમાનો આ અવસરે પુનઃ પધારજો.
તમ ચરણે અમ સદન સદૈવ સુહાવજો— મ્હે.
કરજો માફ હજારો પામર પાપ જો.
દિનચર્યામાં પ્રભુ પાસે પણ યાચજો— મ્હે.
ઉત્તમ વાણિજ્ય કર્મ કરનારા તમે,
જનમાં રંક ઘરે રો પૂર્ણ પ્રભાવજો— મ્હે.
શુશ્રુષા સારી હમને ના આવડી,
લેશ ન લીધો લક્ષિત હરેનો લાવજો*— મ્હેમાનો.

બહાર ગામ—મુંબાઇ, ભરૂચ, સુરતી, મીઆગામ વગેરે વલસાડ, વગેરે સ્થળેથી સહાનુભૂતિની તારો તથા કાગળો વાંચી બતાવ્યા.

* રા. કેશવલાલ મોતીલાલ કેડારે સાથે.

જુદે જુદે ઉચ્ચારણ છે તે તરફ ધ્યાન રાખી વિચાર કરવાનો છે આપણે કાંઈ ઠરાવો પસાર કરવાના નથી આપણે ફક્ત જુદા જુદા ગૃહસ્થોના વિચારોને અનુમોદન આપી ફક્ત સૂચનાઓ કરવાની છે અને આપણાં ઠરાવો ભલામણરૂપે નાત ઉપર મોકલી આપવાના છે. એમનાં વિચારથી બીજાને બંધન નથી ઠરાવોથી કોઈ ગામની નાતને બંધન નથી. અહીંથી જે ભલામણો જશે તે ઉપર દરેક ગામની નાત પોતપોતાના પંચમાં વિચાર ચલાવશે અને જે જે સૂચનાઓ પોતાની સ્થીતિને અનુકૂળ આવે તે તે ગ્રહણ કરી તેનો અમલ કરવા યોગ્ય પગલાં ભરશે તેની આશા છે.

નડીયાદ સમસ્ત તરફથી રા. રણછોડલાલ ગોળવાળાનું તરફથી સર્વે મહેમાનોને આવકારનું ભાષણ.

પ્રમુખની ચુંટણી—દરખાસ્ત મુકનાર.

રા. વકીલ ગોકળદાસ દા. તલાટી બી. એ. એલ. એલ. બી. ( નડીઆદ ).

રા. જેચંદભાઈ કુબેરદાસ દલાલ બી. એ હેડમાસ્તર ( ખડાલ ).

રા. મોતીલાલ ચતુરભાઈ પારેખ એમ. એ. એલ. એલ. બી. ( નડીઆદ ).

રા. ચુનીલાલ લક્ષ્મીચંદ ( જનોડ ).

## પ્રમુખ સાહેબનું શરૂઆતનું ભાષણ.

મારા જ્ઞાન ભાઈઓ અને સદ્‌ગૃહસ્થો !

આ મેળાવડો આપણી ખડાયતા જ્ઞાતિમાં પહેલ વહેલો છે. આ શુભ પ્રસંગે પ્રમુખ પદ, મારા પ્રસિદ્ધ મિત્ર અને જાણીતા સાક્ષર નરમદાર ગોકળદાસ મંછાનદાસ પારેખને આપવું એવો, અમારા સરવેનો વિચાર હતો. પણ કેટલાક કારણથી એમનાથી આવવાનું બન્યું નહીં. ને હું સારી પેઠે જાણું છું કે આવા મોટા મેળાવડામાં આવી પદવીનું કામ કરવાને હું લાયક નથી. પણ જ્ઞાતિભાઈઓનું ફરમાન માથે ચડાવવું તે દરેક જણની ફરજ છે તેથીજ મેં આ પદવી કબુલ રાખી છે. અપુર્વ માન આપ સરવેએ મારી જન્મભૂમિના આશ્રયમાં મને આપ્યું છે તે વાસ્તે હું આપ સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. અને આ માનને વાસ્તે હમેશાં હું આભારી રહીશ. આ શુભ પ્રસંગ વખતે જ્ઞાતિ વાસ્તે શા વિષે વિચાર કરવા તેનો ખરડો ખડાયતા મિત્રના તંત્રી રા. રા. ભાઈલાલભાઈએ, તથા રા. રા. ત્રીકમલાલભાઈ વિગેરે એ કરેલો હતો, તેમાં મેં સુધારો વધારો કરી છપાવેલો છે. તે રા. રા. ભાઈલાલભાઈ વાંચશે.

ભાઈ ત્રીકમલાલને અને મારે ઘણા વરસથી ખાસ પીછાન છે તેઓ ભાઈને જ્ઞાતિ પ્રત્યે લાગણી ઉંડી લાગણી છે. ને એક સરખી રીતે આ વિષે દરરોજ તેઓ ચિંતા કરે છે ને પોતાના પૈસા ખરચે છે. તેમણે તથા તેમના મુખ્ય મિત્રોએ આપણી જ્ઞાતિ વિષે જે યોજનાઓ કરી છે તે સ્તુતિપાત્ર છે.

મારે કેટલાક વિષયો ઉપર આપનું ધ્યાન ખાસ ખેંચવાનું છે. તે વિષે બે શબ્દ બોલવા માગુ છું.

આપણે બધા વણિક એકજ જ્ઞાતિના છીએ, જુદા જુદા ગામમાં વસવાથી જુદી જુદી નાતો ઉભી થઇ, પછી ગામડાની કન્યા શહેરમાં આવતી, પણ શહેરવાળા ગામડામાં દેતા નહી તેથી કરીને હવે કન્યાની આપ લે કરવાનાં ફક્ત સોથી ખસો ઘરો દરેકને મળે છે. આથી ઘણી અગવડ પડે છે. કાઠીઆવાડમાં દશા અને વીશા ખડાયતાની એકજ ન્યાતી ગણાય છે અને કન્યાઓની આપ લે થાય છે. આપણે પણ ધીમે ધીમે એકડા કાઢી નાંખવા ને પછી દશા વીશાએ ભેગા થવું ને જતે દહાડે બધા વાણીઆએ કન્યા આપ લે કરવામાં ભેગા થવું આવી રીતે આપણો સમુદાય મોટો થશે તો દરેકને બાહાર ગામ જતાં અગવડ નહી પડે અને પારસી, ભાટીયા, વિગેરે કોમોની પેઠે વેપાર અરથે હિંદુસ્થાનના ગમે તે ભાગમાં જઇ વસી શકીશું. આવું થવાને ઘણો કાળ જશે ત્યાં સુધી આપણે આપણી ખડાયતા ન્યાતમાં કેળવણીનો વધારો કરવા મજબુત પાયો નાંખીને મજબુત ચણતર કરવું. એવી રીતે બધી વણીક ન્યાતીએ કરવું અને આપણે બધા વાણીઆઓએ એક બીજાની ન્યાત તરફ હેત વધારવું. દરેક છોકરા તથા છોકરીને પોતાના ગામમાં ભણવાની જેટલી સગવડ હોય ત્યાં સુધી ભણવા સારૂ સગવડ કરી આપવી એટલે કે દરેક ગામમાં જુદા જુદા તડનાં જુદાં જુદાં ફંડ કરીને તેમાંથી ફી તથા ચોપડીઓ આપી સવડ કરી આપવી. અને તેથી અગાડી ભણવું હોય તો એ છોકરાઓને તેને ફંડમાંથી પૈસા વ્યાજે ધીરવા એવો મારો અભીપ્રાય છે. રૂપીઆ જેટલા જોઇએ તેટલા આપણને વ્યાજના ધોરણે મળશે કોઓપરેટીવ સોસાયટીના નિયમ શા છે? દરેક મિત્રોએ મળી એક મંડળી સ્થાપી રજીસ્ટર કરાવી, એક બીજાના જામીન થઇ પૈસા લેવા એ આવી સોસાયટીના નિયમ છે.

આપણામાં ન્યાત વરા પાછળ અનાવસ્યક ઘણો ખરચ થાય છે. તે કમી કરી આ ફંડનો વધારો કરવો.

છોકરીઓની નીશાળ જ્યાં ન હોય ત્યાં છોકરીઓને છોકરાઓની નીશાળોમાં મોકલવી અને ઓછામાં ઓછુ બાર વરસની ઉમર સુધી ભણવા દેવી: વધારે ઉમર સુધી ભણવા દેવાય તો વધારે સારૂ.

આપણે વણીક ભાઇઓ છીએ. વેપારમાં આપણી બુદ્ધિ તીવ્ર છે. ગુજરાતમાં વેપારી ઘણા છે પણ હિંદુસ્થાનના બીજા ભાગોમાં વેપારને લાયક બુદ્ધિ ધરાવતા લોક ઘણા ઓછા છે. ત્યાં મારવાડી ગયા છે, પણ આપણાથી જવાતું નથી, તેનું કારણ આ પેટા ન્યાતો અને તડો છે. બધા વાણીયાની ન્યાતમાં છોકરીઓની આપ લે થાય તો હું છાતી ઠોકીને કહું છું કે તેઓ મારવાડીની પેઠે હિંદુસ્તાનના દરેક ભાગમાં જશે અને મારવાડી કરતાં પણ આગળ વધશે ને તેમની સ્થીતી ઘણીજ સુધરશે. પણ એક વાત મારે ખાસ કહેવાની છે કે, વેપાર કે નોકરીમાં જો માણસ સત્યને વળગી રહેશે, તે આ દુનિયામાં પૈસે ટકે સુખી થશે. એટલુંજ નહિ પણ પરલોકમાં એના આત્માનું પણ કલ્યાણ થશે. કારણ કે સત્ય એજ ધર્મ છે. વાસ્તે મારા મીત્રો, સત્યને કદી છોડશો નહિ. ને હવે હું ભાઇઓ ભાઇને છાપેલું ભાષણ વાંચવાની વીનતી કરૂં છું અને ફરીથી આપનો ઉપકાર માની બેસવાની રજા લઉં તે પહેલાં તમારૂં ધ્યાન ખેંચીશ કે,

ન્યાતના આગેવાનો, મ્યુનીસીપાલ કમીશનરો તથા ઓનરરી માજીસ્ટ્રેટો વીગેરે મારી વિનંતીથી જેવી રીતે પગારદાર નોકર દીલ દઇ પ્રમાણીકપણે કામ કરવાને બંધાયલા છે

તેવીજ રીતે તમે ભાઇઓ બંધાએલા છો. ને તેમ કરવાનું તમારાથી ના બનતું હોય તો આવાં કામ માથે લેશો નહી એમ નહી કરો તો સ્વરાજ્ય વાસ્તે શી રીતે તૈયાર થશો ને સરકારી નોકર જ્યારે અન્યાય કરશે, કે નીભે ત્યારે તમે શી રીતે ફરીયાદ કરી શકશો. નાતોમાં તકરારો ઓછી થાય તેને વાસ્તે મારી વિનંતી નીચે મુજબ છે. દશીજીના આશ્રમોમાં તથા મુખીના ભાડીઆમાં નાતોનાં જમણ કરતા નથી. દરેક પ્રસંગે જેમને હાથે તેને જમવા બોલાવે છે જેમની જોડે તમારે ના બને તેને તમારે ઘેર નોતરૂં ના દેવું એટલે શી રીતે લડાઈ થાય? આપણા આશ્રમોમાં લગ્ન પહેલાં થોડા દીવસ ઉપરજ વીવાહ કરે છે તેથી તેમનામાં આ નાતની પેઠે તકરાર પડતી નથી.

### મારા વિદ્યાર્થી મિત્રોને સલાહ.

૧ યાદ રાખો કે પૈસા કમાવવા કઠણ છે.

૨ વાસ્તે કપડાં સાદાં ને મજબુત પણ ધોઇને પહેરો.

૩ શરીરને સાચવી મનતી મહેનત કરી ઉચે નંબરે પાસ થાઓ.

૪ ચાહ, કાફી, બીડીઓ, તંબાકુ, છીકણી વિગેરેનું પોટલું બાંધી બોળતા કુવામાં નાંખો, તે સર્વ શરીર બગાડે છે.

૫ શરીર સુધારવા આપણી જુની ને વગર ખરચની રમતો રમો; ઉગ્રેજની ખરચાળ રમતો રમવા આપણી પાસે પઇસા નથી.

૬ ખાવાનું સાદુ ને પુષ્ટિકારક રાખો.

૭ બધાની અંદર મીતાહાર રહો.

૮ પ્રભુની પ્રાર્થના એક દીલથી દરરોજ થોડીવાર અમુક વખતે કરો.

૯ નાતમાં અને દેશમાં ઐક્ય વધે એવાજ વિચાર કરો.

૧૦ તમારા વડીલો તથા ગુરૂઓ પ્રત્યે સભ્યતાથી વર્તો. વિદ્યોત્તેજક ફંડની દેખરેખ રાખનાર ભાઇઓને મારી વિનંતિ એ છે કે દરેક છોકરો કેવી રીતે ભણે છે તેની કરમદીને બારીકીથી નોંધ લો, ને જે ના ભણતો હોય તેને ચેતવણી આપો, ને વય પ્રમાણે કોઈ છોકરો ઘણું પાછળ હોય ને જે મંદ બુદ્ધિના હોય તેવા છોકરાઓને મદદ બંધ કરી બીજો ધંધો એને અનુકુળ આવે એવો સુચવો કે એની જીન્દગી ખરાબ થાય નહી.

---

ત્યારબાદ પ્રમુખ સાહેબની આજ્ઞાથી તેમનું છપાવેલું ભાષણ રા. રા. ભાઇલાલભાઇએ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું.

## પ્રમુખ—રાજ્યસભાભૂષણ ચુનીલાલ તારાચંદનું ભાષણ.

---

સુજ્ઞ જ્ઞાતિબન્ધુઓ !

હિન્દના જુદા જુદા ભાગોમાં વસતા તમો મ્હારા જ્ઞાત બન્ધુઓએ આ સ્થળે એકઠા મળી પુર્ણ ઉત્સાહથી આનંદમય દેખાવ આપ્યો છે, તે માટે તથા ખાસ કરીને તમોએ મને પ્રમુખનું માનભર્યું અને જોખમવાળું કર્તવ્ય સોપ્યું છે તે માટે તમો સર્વે બન્ધુઓનો સર્વ આભાર માનું છું.

આવા અપૂર્વ માનની સાથે સમાએલી જવાબદારી ઉપર હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે આપણા આ આનંદોત્સવની લાગણીઓમાં ખેંચાઇ નહી જતાં આપણી ખડાયતા જ્ઞાતિને હિન્દ માતાનું એક અંગ ગણી તે માતા પ્રતિ મ્હારી ફરજ અદા કરવા હું આ પ્રસંગનો સંપૂર્ણ લાભ લઇશ અને તેના શ્રેય માટે આધુનિક સમયમાં આપની જ્ઞાતિને દેશની પરીસ્થિતિમાં જરૂરીઆતોનો ખ્યાલ ખુલ્લા શબ્દોમાં આપી તે જરૂરીઆતોને પહોંચી વળવાના માર્ગોનું સૂચન યથાશક્તિ કરીશ.

અલબત આ કામ સરળ નથી, પણ હમો ગૃહસ્થો જ્ઞાતિના—સામાન્ય હિતની ખાતર એક દીલ થશો તો મને ખાત્રી છે કે આપણી ઉન્નતિ સત્વર થશે—

## આ મેળાવડાની ઉત્પત્તિ.

આપણી જ્ઞાતિની વસ્તી નડીઆદ, ઉમરેઠ, અમદાવાદ, ખેડા, માતર, કપડવણજ, મોડાસા વગેરે જુદા જુદા વિભાગોમાં વહેંચાઇ ગએલી છે. મૂળ તો આપણે વૈશ્યજ્ઞાતિ તરીકે એકજ હતા, પણ કાળના બળે જુદા જુદા ગામોમાં ધંધા અર્થે વસવાથી આપણી વણીક કોમ ચોરાસી કરતાં પણ વધારે ભાગમાં વહેંચાઇ ગઇ છે. અને એટલેથી પણ નહી અટકતાં અફસોસની વાત એ છે કે તેમાંની ખડાયતા તરીકે ઓળખાતી કોમ દશાને વીશા એમ બે ભાગમાં જુદી પડી ગઇ છે. અને તે પણ ઘણા એકડાઓ, તડ અને પેટા તડોમાં વહેંચાઇ ગઇ છે. આવી સ્થિતીમાં કૌટુંબીક ભાવના દિવસે દિવસે ક્ષીણ થતી જાય એ સ્વભાવિક છે આવા પ્રકારની સંકુચિત ભાવના દૂર કરી બહોળી કરવા સારૂ મુંબઇમાં જુદા જુદા ગામો અને એકડાના વસતા જ્ઞાતિ બન્ધુઓએ પરસ્પર ભ્રાતભાવ જાગ્રત કરવા ખડાયતા સમાજ નામની સંસ્થા થોડાંક વર્ષોથી સ્થાપન કરી છે. આ સમાજે થોડા વખતપર આપણી જ્ઞાતિની હાલની સ્થિતિની સુધારણા અર્થે તથા બીજા કેટલાક શુભાશયો પાર પાડવા 'ખડાયતા મિત્ર' નામનું માસિક શરૂ કરી અનુભવ્યું કે જ્ઞાતિ કયે રસ્તે આગળ વધી શકે એમ છે. આ વિષયમાં જ્ઞાતિના ઘણા ખરા કેળવાયેલા તથા સમજુ અને અનુભવી વર્ગના મત મેળવવામાં આવ્યા, અને તેના પરિણામે અત્રે આપણે બધા ભાઇઓ મળી જ્ઞાતિના શ્રેયનો પ્રસંગ મેળવવાને ભાગ્યશાળી થયા છીએ, તેવું જણાવતાં મ્હને અત્યંત હર્ષ થાય છે.

## આવા મેળાવડાની જરૂરિયાત.

આપણા ભારત વર્ષમાં ઘણી નાતો છે તેમાં પણ ગુજરાતમાં વિશેષ પ્રમાણમાં છે. તેમાંની કેટલીક નાતો આપણાથી આગળ વધી છે તેમ આગળ વધવા દરેક પ્રયાસ કરવોજ જોઇએ. તે તરફ જરા નજર કરીએ તો જણાશે કે ઔદીચ્ય બ્રાહ્મણો મેળાવડા ભરે છે, ક્ષત્રીઓ, રજપૂતો વગેરે કોનફરન્સો ભરે છે, ભાટીયા, લુહાણા, પરીષદરૂપે એકઠા થાય છે કણબી, દરજી, હજામ, ને છેવટે માલાર લોકો. પણ સમય ધ્યાનમાં લેઇ પોતાની કોમ માટે બનતું કરવા એકત્ર થાય છે. ત્યારે આપણે અત્યાર સુધી બેસી રહ્યા હતા, તે બહુ દીલગીર થવા જેવું હતું પણ " જાગ્યા ત્યાંથી સવાર " એ ન્યાયે આપણે કમર કસી ઉઠવાની જરૂર છે. બીજી કોમોને જરૂર હોય ને આપણને ન હોય તેમ તો બનેજ નહીં, આ ઉપરથી આપણે જોઇશું કે એકઠા મળવું તે આવશ્યકજ છે. એ તો નિઃસંદેહ છે કે ઘરમાં કે ઓરડામાં બેસી એકલા વિચાર કરીએ તો તેનું કંઇ શુભ પરીણામ આવે નહિ. પહેલાં

આપણામાં પ્રયાસ સને ૧૯૦૭ માં થયો હતો. તેની પ્રાથમિક મીટિંગ વખતે હું હાજર હતો. જુદા જુદા ગામના ઉત્સાહી ગૃહસ્થોને અમદાવાદ મુકામે બોલાવ્યા હતા, જે વખતે અમદાવાદની દશા ખડાયતા જ્ઞાતિના શેઠ કેશવલાલ હરીભાઈના કુટુંબી પરશોત્તમદાસ મોહનલાલે અમદાવાદમાં મીટિંગ ભરવા આમંત્રણ આપેલું પણ ત્યાર બાદ પ્લેગ આવવાથી મીટિંગ બંધ રહી; કદાચ તે વખતે કોમના બધા માણસો આવા મેળાવડા માટે તૈયાર નહી હોય પણ ત્યારબાદ ઘણો સમય વીતી ગયો છે. કેળવણીમાં વધારો થયો છે. લોકોના વિચારમાં સારૂં પરિવર્તન થયું છે. જુદે જુદે ઠેકાણે સમાજો, મંડળો, એસોશીએશનો સ્થપાયાં છે, તેમજ જ્ઞાતિનું માસિક પત્ર પણ નીકળતું થયું છે. તે દ્વારા લોક મત ઘણો કેળવાયો છે. અને આપણને શું શું જોઇએ છીએ, તે આપણે સમજતા થયા છીએ, તેથી આવા મેળાવડાની જરૂર છે. એવા પડઘા ઘણે ઠેકાણેથી સંભળાતા હતા, તેથીજ આવો શુભ પ્રસંગ પ્રાપ્ત થતાં આપણે આટલી મોટી સંખ્યામાં હાજર થયા છીએ, ને આજના શુભ દિવસે બંધાએલો રૂડો મંડપ દેદીપ્યમાન દેખાય છે. અને તેની શોભામાં ઉમેરો કરવા હવે આપણે આજે કંઇપણ સારા કામનો પાયો નાંખવાનો વિચાર કરી શકીશું. આજે સુરત, કાઠીઆવાડ, ભરૂચ, મોડાસા, કપડવંજ, ખાનદેશ તેમજ દક્ષિણના જ્ઞાતિભાઇઓને એકજ સ્થળે એકઠા મળેલા જોઇને કોનું હૃદય આનંદથી ઉભરાયા વિના રહેશે ? હું ધારૂં છું તેમ આજનો દિવસ આપણી જ્ઞાતિના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખી રાખવા લાયક ગણાશે.

## આપણી જ્ઞાતિની ઉત્પત્તિ તથા ઇતિહાસ.

આપણે આપણી જ્ઞાતિને વાસ્તે અભિમાન તથા લાગણી ધરાવીએ છીએ એ તો નિઃસંદેહ છે, તેમજ દરેક જ્ઞાતિબન્ધુ જ્ઞાતિમાં સુધારો જોવા ઇચ્છે છે તે હું મારા અનુભવ ઉપરથી તેમજ ખડાયતા મિત્રના લેખ ઉપરથી કહી શકીશ, તો આપણી નાતના દરેકને આપણી નાતનો ઇતિહાસ હાલની સ્થિતિ તેમજ ભવિષ્યમાં આગળ વધવાના ઉપાયો જાણવા ઉત્કંઠા થાય તે સ્વભાવિક છે. આપણી ઉત્પત્તિને થોડા વર્ષ પહેલાંની સ્થિતિ બાબતમાં આપણા જ્ઞાતિબન્ધુ મુકજી નાથજી કોઠારીએ તેમના પુસ્તકમાં બહુ અજવાળું પાડયું છે. ઉંડી તપાસ થવાની જરૂર છે. અને તે સ્થિતિ તપાસવાને આપણી જ્ઞાતિના ડાહ્યા અને અનુભવી ભાઇઓની એક કમીટી મુકરર કરવામાં આવે તો આપણી સ્થિતિ જાણવાનું એક ઉપયોગી સાધન મેળવી શકીએ. આ ઉપયોગી દીલચાલ આપણે ઉપાડી લઇએ તે પૂર્વે આ કામ જ્ઞાતિનો કોઇ ઉત્સાહી બન્ધુ કે મુંબઇની ખડાયતા સમાજ કે ખડાયતા મિત્ર ઉપાડી લે તો નાતને ઘણો ફાયદો થાય.

## જ્ઞાતિની હાલની સ્થિતિ ને કેળવણી.

આપણી જ્ઞાતિની હાલની સ્થિતિથી આપણો મોટો ભાગ અજાણ્યુ છે. તેથી તેની ટુંકી રૂપરેખા વાંચવી આ સ્થળે આવશ્યક જણાય છે. વેપાર તો આપણા હાથમાં નહી જેવો રહ્યો છે. થોડોક ભાગ હાલ સારી સ્થિતિ ભોગવે છે તે કેળવણીનાજ પ્રતાપે છે. બાદ દેવડાવવાની હું જરૂર સમજતો નથી પણ તમેજ તમારી મેળે સમજી શકશો કે આપણામાં પહેલાં જે પ્રતિષ્ઠિત પુરૂષો થઇ ગયા તે કેળવણીને લઇને હતા, મર્હુમ વકીલ કેશવલાલ મોતીલાલ તથા ચીમનલાલ કપુરચંદ દેસાઇ, તેમજ રા. બા. રણછોડલાલ કપુરચંદ, ૪. ક. સબ જજ ને

હાઇકોર્ટ રજીષ્ટ્રાર ને રા. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ સ્મોલકોઝ કોર્ટ જજ અને મસસીયા કોર્ટના મેમ્બર, તે બધા આગળ આવ્યા તે કેળવણીનાજ પ્રતાપે હતું. વળી હાલમાં પણ ઓ. ગોકળદાસ કહાનદાસ પારેખ જેઓ હાઇકોર્ટના વકીલ ને નામદાર–ગવર્નર ઇન-કા. ના સભાસદ છે, અને જેમણે કાઉન્સીલના સૌથી પહેલા મેમ્બર તરીકે પોતાના કાર્યથી આપણી જ્ઞાતિને બલકે આપણી માતૃભૂમિ ગુજરાતને ઉંચી પંક્તિમાં મૂકી તેમના નામે બધાને મગરૂર થવાનું કારણ આપ્યું છે. રા. બા. રાજ્યરત્ન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાલા વડોદરા રાજ્યના કેળવણી ખાતાના મુખ્ય અધિકારી, ને લુણાવાડાના માજી દીવાન; રા. બા. હરીલાલ મનસુખરામ પારેખ દેવગઢબારીયા રાજ્યના દીવાન; અમદાવાદના જાણીતા રેલ્વે કંટ્રાકટર કેશવલાલ હરીભાઇ; તથા નાંદોદ રાજ્યના ન્યાયાધીશ જેકીશનદાસ વલ્લભદાસ મ્હેતા વગેરે આપણી જ્ઞાતિમાં કેટલાંક આગળ પડતાં નામો વગેરે શું સૂચવે છે? હું તો એમજ માનું છું કે નામદાર માયાળુ સરકારના અદલ રાજ્યમાં કેળવણીનો લાભ મળ્યો તેનેજ આ બધું આભારી છે. જ્ઞાતિના યુવકો અને ઉત્સાહી વર્ગ તરફ નજર કરીએ તો તે પણ શું સૂચવે છે? તેમણે કર્તવ્ય તરીકે જે કંઇ કરવા આદર્યું છે તેની ઝાંખી રૂપરેખા નડીઆદનું યુવક મંડળ, અમદાવાદની શુભેચ્છક સભા, નાંદોદ એસોસીએશન, જે કંઇ પ્રયાસ કરે છે તેનુંજ રૂપ છે. પણ આટલેથીજ સંતોષ માનવાનો નથી. કારણ આપણી એકંદર વસ્તી તરફ નજર કરીએ છીએ ત્યારે તો ઘણીજ અફસોસની હકીકત નજરે આવે છે, આપણી વસ્તીનો મોટો ભાગ ગામડામાં વહેંચાયલો હોવાથી તેવા વસ્તીના મોટા ભાગની અંગ્રેજી કેળવણીના સંબંધમાં દર સો માણસોએ એક કે બે માણસોજ માંડ માંડ નજરે આવે છે. આવી સ્થિતિમાં જ્ઞાતિની કેળવણી સંબંધી સ્થિતિ તપાસતાં નિરાશાજ જોવામાં આવે તે સ્વભાવિક છે. પણ આપણે હવે આપણી સ્થિતિ સંબંધી માહીતી ધરાવીએ છીએ, ત્યારે તો આપણી દરેક જ્ઞાતિબંધુની ફરજ છે કે આપણી પ્રગતિને અટકાવવા રૂપ બંધનો અને હરકતો દૂર કરીને આપણે સ્વયંબળથીજ આપણી ઉમદા સ્થિતિ પ્રાપ્ત કરવાને કોશીશ કરવી જોઇએ છેજ; તેથી આપણી જ્ઞાતિની કેળવણી સંબંધી સ્થિતિ કયા પ્રકારે સુધરી શકે તેમ છે તેના સંબન્ધમાં મારા થોડાક વિચારો રજુ કરૂં છું. પણ મ્હારે ફરીથી પણ કહેવુંજ જોઇએ કે, આપણી હાલની કેળવણી અને તેને સંબંધ ધરાવતી આર્થિક સ્થિતિનો તપાસ લેતાં આપણા થોડા ગ્રેજ્યુએટો છે, કેટલાક વેપારીઓ છે, કેટલાક ઉંચી પાયરીના નોકરો છે. પણ પ્રમાણમાં બહુ થોડા છે. અને આપણો મોટો ભાગ ગામડામાં વસે છે તેઓની કેળવણી સંબંધી સ્થિતિ સાધન નહી હોવાના અભાવે ઘણીજ પાછળ છે. અને મ્હોટા ગામોની સ્થિતિ જોતાં તેમાં પણ ઘણા સુધારાની જરૂર છે તેમનો પણ મોટો ભાગ ટુંકા પગારની નોકરી, ગામડાની ધીરધાર, અથવા વાર્ષિક ટુંકી પેદાશની દુકાનોમાં પોતાનું જીવન પૂરૂં કરે છે. તો પછી તે બધાને વાસ્તે આપણે બારીક અવલોકન અને સૂક્ષ્મ દ્રષ્ટિથી ઉંડા વિચાર કરવાની જરૂર નથી શું? આનો જવાબ તમારેજ આપવાનો છે ને તે જવાબ આજનો મેળાવડો પોતાના કાર્યથી આપશે એમ હું આશા રાખું છું. તેમજ આપણે ફક્ત આટલુંજ વિચારવાનું નથી. જે મધ્યમ કે કનિષ્ટ સ્થિતિ મોટો ભાગ ભોગવે છે, તેનાં બીજાં પણ અનેક કારણો છે. ઘણુંજ ટુંકા એકડાઓ તથા ન્યાતમાં નાનાં તડ, મત ફેર તથા કુસંપથી પડતા નાના પેટા વિભાગો, બાળલગ્ન, પરણ્યાત જરૂર વિના જમણવાર, સીમંત

પ્રસંગનાં ખર્ચો, અશિક્ષણનો અભાવ અને કન્યા કેળવણીમાં પછાતપણું વગેરે વિધવિધ કારણો છે. એ દરેક રોગનાં કારણો છે એમ સમજી વૈદ્ય તરીકે ઉપચાર કરવાનું કર્તવ્ય આપણું છે. રોગનાં જે કારણ હોય તેની બારીકાઈથી ચિકિત્સા કરવી જોઈએ. તે કર્યા બાદ ધીમે ધીમે રોગનાં કારણ દૂર કરીએ ત્યારેજ રોગ જડ મૂળથી દૂર થાય—તાવ જે કારણથી આવતો હોય તે કારણ દૂર થયેજ તાવ જાય. પ્લેગમાં હવા ફેર કરીએ તોજ અસર થાય. કોલેરામાં ખોરાક પાણીની સંભાળ લેઈએ તોજ ખરી સાવચેતી લીધી કહેવાય તેમજ આપણે આપણી હાલની સ્થિતિ માટે તેવીજ રીતે ચિકિત્સા કરી બરોબર પરહેજી પાળી આગળ વધવું જોઈએ. પહેલાં આત્મભોગ આપવાની ખાસ જરૂર છે હાલના રોગનો બીજ નવીન પ્રજાને ન લાગે તે માટે તેમના આચાર વિચાર શિષ્ટ રસ્તે દોરાય તેમ પ્રયત્ન કરવો જોઈએ. અને જેઓ રોગમાં સપડાયલાજ છે તેમને રોગથી મુક્ત કરવા પ્રયાસ આદરવો જોઈએ. આગ લાગે ત્યારે જે ઘર આગમાં સપડાયલું હોય અને બહુ બળતું હોય તેને બચાવવા કરતાં, આસપાસનાં ઘરને સાચવવા બંબાવાળા વધારે મહેનત લે છે. તેજ પ્રમાણે આપણે પણ હાલમાં મોટી ઉમ્મરે પહોંચેલા અને રોગમાં સપડાએલાઓને બચાવવા કરતાં નવી પ્રજાને રોગથી મુક્ત રાખવાને વાસ્તે ખાસ ખ્યાલજ રાખવાની જરૂર છે. તે નવી પ્રજાને આવા મેળાવડાથી એક જાતની વીજળી જેવી અસર થશે. તેઓનાં મગજપર શરૂઆતથીજ કાંઈક જુદાજ સંસ્કાર પડશે. તેઓ કુસંપ, ક્લેશથી દૂર રહેતાં શીખશે, ખોટાં ખરચો કરવા દબાણ નહિં કરે અને તેમની પોતા ઉપર દબાણ કરવામાં આવશે તો તેમને તે વશ નહિ થાય. તેઓ કેળવણીથીજ આગળ આવી શકશે, અને પોતાના દાખલાથી પોતાના ગામના કુટુંબપર પણ સારી છાપ પાડી શકશે. આ પ્રમાણે જો પચીસેક વર્ષ ચાલ્યું તો ન્યાતની પરિસ્થિતિમાં બહુ મોટા ફેરફાર થયલા જોવાને આપણે ભાગ્યશાળી થઈ શકીશું. એવો પ્રસંગ આવશે ત્યારેજ તડ પાડવામાં કોઈ મોટાઈ માનશે નહિ બલ્કે તેથી શરમાશે. તડનો વિચાર સરખોએ તેમનાં મગજમાં ઘુસી શકશે નહિ. પોતાના છોકરા છોકરીનાં વિવાહ બાળ વયમાં નહિ કરતાં બાળલગ્ન અટકાવવા પોતાથી બનતું કરશે. જુદા પડેલાને એકઠા કરવા પ્રયાસ આદરશે. જ્ઞાતિ બન્ધુઓ ! શરૂઆત તો થઈ ચુકી છે પણ ઝડપથી આગળ વધવાની જરૂર છે. હું એટલુંજ ઇચ્છું છું કે, આવો પ્રગતિ અને જાહોજલાલીનો સમય મારા જેવા વૃદ્ધ પુરુષો તેમના જીવતાંજ જોવાને ભાગ્યશાળી થાય એમાનું થોડું પણ થશે તો આજનો મેળાવડો ભરેલું સાર્થક થયું કહેવાશે. અને આપણી ભાવિ પ્રજા તેને આનંદથી યાદ કરશે. અને આપણી તરફ ન્યાતિ ઉન્નતિનું પ્રથમ પગલું ભરનાર તરીકે પૂજ્યભાવથી જોશે.

## સ્થિતિ સુધારવાના ઉપાયો.

આટલું કહી હવે આપણે આગળ કેમ વધવું અને ધારેલે રસ્તે આપણા નાતને લઈ જવા શું ઉપાયો યોજવા તે બાબત બે શબ્દો કહેવા માગું છું. સ્થિતિ તો અત્યન્ત ખરાબ છે તે તો દરેક જણ જાણે છે અને કહે છે તેનું ફરી ફરી ભાન કરાવવામાં અને રોદણાં રડવામાં આપણું કાંઈ વળવાનું નથી કે સાર્થક થવાનું નથી; પણ તે સ્થિતિ દૂર કરી ઉદ્ધાર થવાના માર્ગ સમજવા અને અમલમાં મૂકવા એજ ખરૂં કર્તવ્ય છે. તેને વાસ્તે કેળવણીની બાબત પહેલી હાથ ધરવાની છે. કેળવણીનો વધુ પ્રચાર મોટા પાયા ઉપર કરવો જોઈએ

તેને આપણા સ્તંભરૂપે-ગણી તેનાપર ઇમારત ચણવાની છે. આ બાબતમાં ગયા વરસે આપણા પત્રના અંકોમાં ઘણી ચર્ચા થઇ છે. ઘણી ઘણી સૂચનાઓ દર્શાવવામાં આવી છે. અને રસ્તા બતાવ્યા છે તેને હવે અમલમાં મૂકવાનો પ્રસંગ આવી લાગ્યો છે સવાલ ફક્ત એટલોજ છે કે, કયે રસ્તે શરૂઆત કરવી.

આ મેળાવડાના કાર્યવાહકો તરફથી આપણી આગળ એક ખરડો રજુ કરવામાં આવ્યો છે. તેમાં ઘણીખરી અગત્યની બાબતોનો સમાવેશ થઇ જાય છે. તે પરથી આપ સર્વે જોઇ શકશો કે કેળવણીના પ્રચાર માટે શું સાધનો પૂરા પાડવા જોઇએ તેનો ઇસારો કરવામાં આવ્યો છે. દરેક સવાલપર વિગતવાર કહેતાં પહેલાં એટલુંજ જણાવવું બસ થશે કે પ્રથમ ખડાયતા એજ્યુકેશન સોસાઇટી—તે નામે કે બીજા કોઇ નામે સ્થાપવાની જરૂર છે. તેની સ્થાપના થશે તો તેના અંગે સ્થાનિક મંડળો અને સમાજો ગામેગામ સ્થપાશે, બોર્ડીંગ પણ ઉઘાડી શકાશે. તેમજ કોલેજની કેળવણી લેતા વિદ્યાર્થીઓને પણ વધુ મદદ આપી શકાશે. સ્થાનિક સમાજો પોતાનાં કામમાં મહત ઇંગ્રેજી કેળવણી પૂરી પાડવાસાર પ્રયાસ કરી શકશે તેમજ કન્યાકેળવણી તથા સ્ત્રીકેળવણી વિષે પણ પૂરતું લક્ષ આપી શકશે. મધ્યસ્થ સંસ્થા ધાર્મિક કેળવણીને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરી શકશે. તેમજ અયોગ્ય રિવાજો પણ દૂર કરી સહેલાઇથી આગળ વધી શકશે. ટુંકામાં કહીએ તો ઉપર જણાવ્યા તે બધા ઉપાયો કે સાધનો છે. હવે આ બધા સવાલો તમારી રૂબરૂ રજુ કરવામાં આવશે અને તે દરેક ઉપર આપણી જ્ઞાતિના સંભાવિત અને આગેવાન ગૃહસ્થો પોતાના વિચાર તમારી આગળ દર્શાવશે. પછી તે ઉપર હું તમારો મત માગીશ અને તે છેવટનો મત આ સભા સમસ્તનો મત ગણાશે અને 'પંચ બોલે તે પરમેશ્વર' એ ન્યાયે આપણે તેને પરમેશ્વરના હુકમ પ્રમાણે ગણી તથા માન આપી માથે ચઢાવવો પડશે. તમે બધાએ પોતપોતા માટે પુખ્ત વિચાર કર્યો હશે અગર કરશો.

હું મારા પોતાના વિચાર ટુંકમાં જણાવવાની રજા લઉં છું.

### ખડાયતા કેળવણી મંડળ.

આ મંડળની જરૂરીઆત વિષે બે મત હોઇ શકેજ નહિ. આ બાબતપર પાલીતાણા સ્ટેટના ચીફ ન્યાયાધિશ રા. નરહરસુંદરલાલ ગાંધીએ તેમજ રા. વકીલ મોહનલાલ દેસાઇ તથા આપણા મીત્ર પત્રના તંત્રી બાઇલાલભાઇએ જે વિચારો આપણા મિત્ર પત્રમાં દર્શાવ્યા છે તે તરફ સર્વે ભાઇઓનું ધ્યાન ખેંચું છું. મારે વાસ્તે એટલુંજ કહેવું બસ થસે કે હું તેમની સાથે પુરેપુરો મળતો થાઉં છું. આવી સંસ્થાઓ બીજે ઠેકાણે પણ સ્થપાઇ છે. તે કેવી રીતે સ્થપાઇ, આગળ વધી, અને ભવિષ્યમાં કેવી સારી સેવા બજાવી શકી તે આપણે તપાસીએ તો આપણી ખાત્રી થશે કે, આપણે અત્યાર સુધી તેવું નહિ કરવામાં મોટી ભૂલ કીધી છે. દાખલા તરીકે દક્ષિણની ( Decan Education Society ) સુરતની Sarvajanic Education Socitety ) મુંબઇની ( Hindoo Education Society ) અમદાવાદની વેસ્પસભા અથવા ગુજરાત કોલેજ કમીટી જુઓ. મર્હુમ લોકમાન્ય ગોખલેના ચારિત્ર તથા વૃત્તાંતથી આપણને આ બાબતમાં કેટલું બધું જાણવાનું મળે છે. ઉપર જણાવેલી બધી મહાન્ મોટા પાયાપરની સંસ્થાઓ છે. એમનાં પરિણામેજ પુણાની ફરગ્યુસન

કોલેજ તથા હાઇસ્કુલ, અમદાવાદની ગુજરાત કોલેજ, સુરતની હાઇસ્કુલ. ( તથા સેંટ્રલ કોલેજ વિચાર ) હસ્તિમાં આવેલાં જોઇએ છીએ. તેમજ તેનીજ મદદથી કેટલાક આત્મ-ભોગ આપવાની નિતિવાળા પુરૂષો વિલાયત વિગેરે દેશમાં પરદેશગમન કરી પુરતી કેળવણી લેઇ પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવા માટે કરી આપણી આગળ રજુ થઇ ચુક્યા છે. તેવા ઉચ્ચ કોટીના દાખલાઓ આપણી દ્રષ્ટિ આગળ ખડા છે તે ધ્યાનમાં રાખી આપણે પણ નાના પાયાપર તેવું કાંઇ કરવાની શરૂઆત કરવી જોઇએ આમાં એક બે કે ચાર માણસનું કામ નથી. દરેક જણ એમ સમજતો થાય કે, આ તો મારૂં પોતાનું કર્તવ્ય છે. તો આવી સોસાયટીની સ્થાપના કરવી એ કાંઇ મોટી વાત નથી. તેવું થશે તોજ ખરી શરૂઆત થઇ શકશે. સારો પાયો નંખાશે અને આપણા આ મહત્વના પ્રશ્ના સામો તરફ આપણે સારી શરૂઆત કરેલી માના શકાશે.

## મફત અંગ્રેજી કેળવણી.

મર્હુમ દેશભક્ત ગોખલેએ આખા બ્રિટીશ સામ્રાજ્યમાં મફત પ્રાથમીક કેળવણીનો બોજો ઉપાડી લેવા નામદાર બ્રીટીશ સરકારને અપૂર્વ આગ્રહ કરેલો તે આપણા દરેક જણની જાણમાં છે. તેનો ઉદ્દેશ શરૂઆતથી ગામડામાં કાંઇ સાધન હોતું નથી, તે મુશ્કેલી દૂર કરવાનો હતો, કે જેથી કરીને દરેક જણ વાંચતા લખતાં જાણી શકે. અને પોતાની સ્થિતિનું દરેકને ભાન આવી શકે, તેમજ પોતે પોતાના ભવિષ્યના વિચાર કરી શકે. આપણે એજ નિયમ અનુસાર ઇંગ્રેજી પ્રાથમીક કેળવણી મફત કરવાની જરૂર છે. ગુજરાતી કેળવણી લેવાનું દરેક ખડાયતા વિદ્યાર્થીને સાધન છે પણ આપણા વણીકોને તેટલું બસ નથી. વધુ આગળ અવવા આ સમયમાં થોડા ઇંગ્રેજીની જરૂર છે ફક્ત નોકરીને માટેજ નહિ પણ વેપારના વધારા માટે હિસાબી પત્રવ્યવહાર માટે, દેશના જુદા જુદા ગ્રાહક કે વેપારી સાથે ભિન્ન ભાષાએ કામકાજ થઇ શકે તે સર્વને માટે ઇંગ્રેજી કેળવણીની જરૂર છે. ઇંગ્રેજી કેળવણીને લીધેજ કોન્ગ્રેસમાં આપણે દરેક સમસ્ત હિંદના દરેક પ્રાંતના આગેવાન સ્વદેશી બંધુનાં વિચાર જાણી તેની આપ લે કરી શક્યાએ છીએ. ગોખલે, ફીરોજશાહ મહેતા, મદનમોહન માલવીઆ, ગોકળદાસ પારેખ, સુરેંદ્રનાથ બેનરજી, લાલા લજપતરાય, સુબ્રામનીઆ આયર, તે જુદા જુદા નહિ પણ એકજ હિંદીઓ છે તેનું દર્શન કરી શકીએ છીએ તો પછી આપણામાં દરેક કુટુંબ ઇંગ્રેજી કેળવણીનો લાભ લેઇ શકે તેવું કરવા પ્રયાસ કરવો તે આપણી ફરજ સમજવું છું આપણી વસ્તીના કેટલાક ભાગમાં ઇંગ્રેજી નિશાળો છે, તો કેટલાકમાં નથી. પણ જ્યાં છે ત્યાં પણ કેટલાક કારણને લીધે વિદ્યાર્થીઓ તેવી કેળવણી લઇ શકતા નથી પરંતુ તેમાંનું મુખ્ય કારણ કેળવણીના મોઘા ખર્ચનો બોજો સાધારણ સ્થિતિના માબાપો ઉપાડી શકતા નથી તે છે. એમ હોવાથી આપણે તે દૂર કરવા માટે પગલાં લેવાની જરૂર છે. એ ખરૂં છે કે દરેક કુટુંબને તેવી મદદની જરૂર નહિ હોય, પણ આપણામાં કોઇ જ્ઞાતિબંધુ તેવી મદદ લેતાં આંચકો ખાય તેમજ નાના મોટાનો ભેદ રહે નહી માટે જ્ઞાતિના દરેક વિદ્યાર્થને ફંડમાંથી તેવી મદદ મળવી જોઇએ આ કાર્ય ગામની ન્યાતે ઉપાડી લેવું જરૂરનું છે તેની વ્યવસ્થા તે ગામની નાત પોતાના સ્થાનીક મંડળ મારફતે કરે, તેને સારૂ જોઇતાં નાણાં પણ ઉભાં કરે. આપણે વિચારવાનું એ છે કે તેમાંના કોઇને એમ લાગે કે મારી સ્થિતિ ઠીક છે, મારે શામાટે મદદ લેવી જોઇએ, તેવાને એમ સમજાવવું જોઇએ

કે કાલની કોઇને ખબર નથી. આજે ચડતી તો કાલે પડતી. આજે આપણે મદદ આપી શકીએ એવી સ્થિતિમાં હોઇએ તો કાલે આપણાં કુટુંબના વિદ્યાર્થીને પણ મદદ લેવાનો પ્રસંગ આવે. તેથી તેમ વિચારી સારી સ્થિતીના માણસે પણ જરૂર ના હોય છતાં ફંડમાંથી મદદ લઇ તેને બીજારૂપે પાછી વાળવી જોઇએ કે જેથી " એક પંથ ઓર દો કાજ " સર્યા જેવું થાય.

મારા વિચાર પ્રમાણે આપણે કેળવણીની આ યોજનાને આગળ વધારવા માટે જ્યાં તેનું સાધન મેળવવાની હરકતો છે એટલે જ્યાં સ્કુલોનું સાધન નથી તેવા સ્થળોએ મોડાસા, કપડવણજ, વિગેરે નાનાં નાનાં ગામડાઓના મધ્યસ્થ સ્થળોમાં તેના એકાદ કે તદ્દાવાર જો બોર્ડીંગો સ્થાપવામાં આવે, જેઓને સાધનની જરૂર છે તેવાઓને સાધન મેળવી આપવામાં આવે, એટલે સ્કૂલ ફી ચોપડીઓ આપવામાં આવે જેઓની સ્થીતિ ઠીક ના હોય તેવાઓને રહેવા, જમવા, ખાવાપીવાની સગવડ કરી આપવામાં આવે, તો ગામડાઓવાળા અત્યારે કેળવણીમાં જે પાછળ દેખાય છે તેઓને આગળ આવવાનું સાધન ઉભું થઇ શકે. આ સીવાય આપણે એક જાતની જ્ઞાતિહીત લાગણીને પણ હવે આગળ વધારવાની જરૂર છે. આપણે અત્યાર સુધી જોતા આવ્યા છીએ કે, આપણી માઇસોર સરકારની સ્કૉલરશીપ કે તેવાં અન્ય બીજાં સાધનોએ જેઓ આગળ આવેલા છે તેઓ પોતાને મળેલી મદદથીજ આગળ આવેલા છે તેનું સ્વીકારીને આપણા અન્ય બંધુઓને તેવાજ પ્રકારની મદદ આપવાની જો લાગણી વધારે તો આપણે જુદાં જુદાં સાધનોવાળું જે કેળવણીના વધારા માટેનું સાધન ધરાવીએ છીએ તેમાં મોટો ઉમેરો થાય, તેથી તેના માટે એવું ઠરાવવું જોઇએ કે કાંતો જેઓ આવાં ફંડોમાંથી મદદ લેતા હોય તેવાઓને આ મદદ એક લોન તરીકે આપવી કે તેને આપેલી મદદનો ફાળો બીજાને પણ આપણે આપી શકીએ આ શીવાય જેઓ જ્ઞાતિની કોઇ પણ સંસ્થામાંથી મદદ લઇને ભણેલા હોય કે આગળ આવેલા હોય તેવાઓ પોતાની જાત તરફ નજર કરીને જ્ઞાતિની કે પોતાના નજીકના કુટુંબના કે તેવા અન્ય મદદને યોગ્ય વિદ્યાર્થીને ઘટતું ઉત્તેજન આપે તો હાલ આપણી જ્ઞાતિ તેવા બંધુઓને મદદ આપવા માટે જે સાધન ધરાવે છે તેમાં મોટો ઉમેરો કરી શકશે. આ સવાલ સામાન્ય પણે જ્ઞાતિના સામાન્ય હિતને લગતો છે અને આવી જાતની લાગણી ઉભી કરવી તે આપણ બધાઓની ફરજ છે. આ સંબંધમાં હું એક વિશેષ સુચના કરૂં છું કે મધ્યસ્થ કેળવણીના વધારા માટે આપણી જ્ઞાતિમાંથી જો એક વગવાળું અને કેળવાયેલા બંધુઓનું મંડળ સ્થપવામાં આવે અને તે મારફતે કેળવણીને લગતા આવા સવાલોના નિરણય માટે કે વિચાર માટે યોગ્ય પ્રયાસ કરવામાં આવે તો આપણે ઘણુંજ આગળ વધી શકીએ. વળી હું એવો પણ મત ધરાવું છું કે જ્ઞાતિના હાલમાં કોલેજમાં શીખતા આપણા બંધુઓ અને હાલના જ્ઞાતિહીત રાખનારા ગ્રેજ્યુએટો જ્ઞાતિ લાગણી કે જ્ઞાતિહીત વધારવાની લાગણી ઉભી કરવા માટેના કામ માટેજ એક એવી જાતનું મંડળ સ્થાપે કે વરસના અમુક વખતમાં આ મંડલ આપણી જ્ઞાતિનાં જુદા જુદા નાનાં ગામડાંઓમાં અને એકડાઓમાં જઇને ત્યાંની સ્થિતિ તપાસીને તે તે ભાગમાં કેળવણીના ફાયદાઓ માટે લાગણી ઉભી કરે અને પોતાના કામનો રીપોર્ટ કેળવણીના વધારા માટેની યોજના ઉપાડી લેનાર મુખ્ય કમીટીને સલવે તો આપણે કેટલેક અંશે કંઇક આગળ વધવાનું સાધન વિશેષ રીતે ઉભુ કરી શકીએ માટે આ સઘળી બાબતની જવાબદારી હું આપની

ઉપર મુકું છું અને અંતે જે કંઇ ઠરાવો આપ સમક્ષ જ્ઞાતિભાઇઓ તરફથી રજુ કરવામાં આવનાર છે તે ફત્તેહમંદી સાથે અમલમાં મુકવાનું કામ આપણે ઉમંગ સાથે ઉપાડી લેવુંજ જોઇએ.

## સ્ત્રી કેળવણી.

જ્ઞાતિબંધુઓ, છોકરાઓની કેળવણીમાં હું આથી વધારે ઉતરવા માગતો નથી, હવે આપણે સ્ત્રી કેળવણી કે કન્યા કેળવણીનો વિષય જે આની સાથે બહુ નિકટ સંબંધ ધરાવે છે તે તરફ નજર કરીએ. તે તરફ દ્દષ્ટિ ફેંકતાં શરૂઆતમાંજ મારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે આપણામાં કન્યા કેળવણીની ફક્ત શરૂઆત થયલી છે. અને સ્ત્રી કેળવણીની બાબતમાં કોઇપણ જાતના પગલાં લીધેલાં દ્દષ્ટિગોચર થતાં નથી. એટલે કે તે બાબતમાં તદન શુન્યવત્ છે. આપણા મિત્ર મંડળના તંત્રી રા. ભાઇલાલભાઇએ જે હકીકતો મેળવી છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે ઘણા ગામમાં કન્યાશાળાઓ નથી ઘડીભર એમ ધારીએ કે આપણે તેવા ગામની બાબતમાં નિરૂપાય છીએ પણ વધારે દીલગીરીની વાત એ છે કે જે ગામમાં કન્યાશાળાનું સાધન છે ત્યાંની કન્યાઓ પણ જોઇએ તેટલો પુરેપુરો લાભ લેતી જણાતી નથી. જો કે છેલ્લા દશ વર્ષમાં સ્થિતિમાં સારા જેવો ફેરફાર લાગે છે છતાં તે કોઇપણ રીતે સંતોષકારક નથી. બાળાઓને ફક્ત બે ત્રણ ચોપડી વાંચતાં આવડે તે તેમને વાસ્તે બસ નથી કારણ કે તેવી બાળાઓ ભવિષ્યની સારી ગૃહિણી થવાને લાયક નથી. પણ તેમાં તેમનો વધારે વાંક કાઢવા જેવો નથી, મોટે ભાગે વાંક માબાપોનો છે જે માબાપો પોતાની બાળાઓને દશ વર્ષ કે તે પહેલાં ઉઠાવી લે છે તેઓ તેમની તરફ અન્યાયથી વર્તે છે એમ મારાથી કહી કહ્યા વગર રહેવાતું નથી. તેના તરફ તેઓ એક રીતે વ્યાવહારિક ગુનો કરે છે એમ કહીએ તો તે પણ ખોટું નથી. બાળાઓને ભણવાનું મન હોય નિશાળે જવા ખુશી હોય, છતાં તેમની અજ્ઞાન માતાઓ ફક્ત ઘરમાં રડતું છોકરું રમાડવા કે બીજું કંઇ સાધારણ ઘરનું કામકાજ કરાવવા ખાતર તેમને નિશાળેથી ઉઠાડી મુકે અને અગીયાર વર્ષની વયે પહોંચતામાં તેમને પરણાવી દેવાની દોડ ધામમાં પડે એ ખરેખર એક જાતનું ઘાતકીપણું છે રજ પ્રાપ્ત થયા પહેલાં કન્યાને પરણાવી એટલે નિશાળે ના મોકલવી એવા ખોટા ખ્યાલથી એચાઇ જઇ આપણે આપણી બાળાઓના કેળવણીના દરવાજા બંધ કરી દઇએ છીએ. જ્ઞાતિબંધુઓ, આ બાબતમાં બીજી કોમો સાથે આપણી સરખામણી કરો અને તેમનાપરથી ધડો લેતાં શીખો. નાગર, ક્ષત્રીય, કાયસ્થ વિગેરે વધારે આગળ વધેલી નાતોને એક બાજુએ રાખીએ તો પણ વણીકનીજ બીજી કોમોની સાથે સરખાવતાંજ આપણે તેમનાથી ઘણા પછાત છીએ એમ સ્વીકાર્યા વિના આપણને રહેશે નહિ. કન્યાઓના ઈનામના મેળાવડા વખતે આપણી દ્દષ્ટિએ શું પડે છે? બીજી નાતની કન્યાઓ અગીઆર, બાર, તેર કે ચૌદ વર્ષની ઉમ્મરે પણ ઇનામો લઇ જતી માલમ પડે છે. સારા ચિત્રણ ભરત કામના નમુના બતાવે છે. સારૂં સંગીત ગાઇ શકે છે, સાસરે જઇ પતિ સેવા તેમજ કુટુંબની કે વૃદ્ધ વડીલોની સેવા કરી શકે છે, ધર્મ પાળી શકે છે અને એવા બીજા અનેક સંસાર વહેવાર કે સમાજને પણ ઉપયોગી કામો કરી શકે છે ત્યારે આપણી બાળાઓ તેમાંનું કાંઇ પણ કરવાને શક્તિમાન થતી નથી બલ્કે તેવા સારા મેળાવડામાં ખડાયતા જ્ઞાતિની બાળાઓ ભાગ્યેજ જોઇ શકીએ છીએ. વસ્તુ સ્થિતિ આટલે પહોંચી છે તો નાતના આગેવાનો

એ કે સ્થાનિક મંડળોએ આ બાબત ઉપાડી લેવાની અને તેમાં આગળ પગલાં ભરવાની જરૂર છે દરેક સુધારામાં મહેનત પડે. મોટાં ખર્ચ થાય પણ આ સુધારા સારૂ ફક્ત આપણા મગજના વિચાર અને ખોટા ખ્યાલ બદલવાની જરૂર છે, છોકરી જેટલું વધારે ભણે તેટલું સારૂં, તેને ભણતાં અટકાવવી નહિ જોઇએ કે પરણ્યા પછી પણ તેનું ભણવાનું બંધ કરવું નાહે જોઇએ એટલુંજ સત્ય સ્વીકારવાની જરૂર છે. તેમ કરવામાં આપણા કુટુંબનું કોઇ પણ રીતે ખોટું દેખાવાનું નથી. અને એમ થશે તો ટુંક વખતમાં આ બાબતમાં આગળ વધેલા જોઇશું નિશાળે જતી છોકરીઓ પૈકી જેઓ ત્રીજી ચોપડીથી આગળ વધે. તેમને કપડાં, માસિક નાની સ્કોલરશીપ કે એવી બીજી લાલચથી નવાજવી જોઇએ. નડીયાદ, અમદાવાદમાં આ બાબતમાં કંઇક શરૂઆત થયેલી જોવામાં આવે છે તે ખુશી થવા જેવું છે. જ્ઞાતિબંધુઓ, સ્ત્રીઓ તે આપણું અર્ધું અંગ છે. જે સમાજમાં સ્ત્રીઓ કેળવાયેલી નહિ તેમનો અરધો સંસાર દુઃખમાં ડુબકી ખાયાં કરે છે. આજની કન્યા તે આવતી કાલની સ્ત્રી છે. માટે બધા સંસાર સુખનો આધાર કન્યા કેળવણી પર છે. તેથી વિશેષ ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે છોકરીઓને તેર વર્ષની ઉમ્મરે પહોંચતાં તેમને નિશાળેથી ઉઠાડી મુકવામાં આવે તો પણ તેમની કેળવણી એટલેથી અટકવી જોઇએ નહિ. તેવી મોટી ઉમ્મરની સ્ત્રીઓને માટે મોટાગામમાં જ્યાં બને ત્યાં નાતની વાડી કે બીજે અનુકુલ સ્થળે, ખાનગી હોમ ક્લાસ ઉઘાડી શિખવાનું સાધન પુરૂ પાડવાની ખાસ આવશ્યકતા છે. માસિક પગારની અનુભવી સ્ત્રી શિક્ષક રાખવામાં આવે તો પાકટ ઉમ્મરના બૈરાં તેનો સારો લાભ લઇ શકશે અને તેમ થતાં બાળલગ્ન, કજોડાં, અયોગ્ય નાત વરા, રડવા કુટવા વિગેરે હાનીકારક રીવાજો તેમની મદદથી આપણે સહેલાઇથી દૂર કરી શકીશું. તેવી સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત ખાલી ગામ ગપાટા કે કુથલીમાં નહિ કાઢતાં ધાર્મિક કે નૈતિક પુસ્તકના વાંચનમાં શિવવા ભરવા કે સંગીત જેવી કળામાં નિપુણ થવામાં, પોતાના છોકરાંને સારી રીતે ઉછેરવામાં કે પતિનું મન રીઝવવામાંજ તેનો વ્યય કરશે, તે ઉપરાંત કોઇ સારા પુરાણી મારફત બૈરાંને એકાદશી કે તેહેવારના દિવસે, રવીવાર કે પુનમના જેવા દીને શાસ્ત્રનું કે સંસારીક બાબતોનું કથા રૂપે કે ભાષણદ્વારા બોધ આપવાનું અને તો આપણી નાતના આગેવાનોએ વિચાર કરી શરૂઆત કરવા જેવું છે. આ વિષયની અગત્યતા માટે વધુ બોલી આપનો વખત લેવા માગતો નથી ટુંકમાં હું એટલુંજ જણાવીશ કે આને માટે આપણે કાંઇ નહિ કરીએ તો ભવિષ્યની પ્રજાના આપણે ઋણી રહીશું અને તે પ્રજા આપણેનેજ દોષપાત્ર ગણશે આની સાથે સાથે એ પણ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે આપણી છોકરીઓનો તેમજ ભવિષ્યની પ્રજાનો બાંધો મજબુત બનાવવા માટે તથા તેમને કેળવવાની બાબતમાં વિઘ્ન ઓછાં કરવા માટે હું પોતે દરેક નાતને ભલામણ રૂપે જણાવું છું કે તેમણે એવો કાયદો કરવો જોઇએ કે કન્યાને ઋતુ પ્રાપ્ત થયા બાદ એક વર્ષ પર્યન્ત સાસરે વળાવવી નહિ જોઇએ. આ સુધારો છોકરીઓનાં માબાપો જો મન ઉપર લે તો સહેજમાં થઇ શકે તેમ છે કેળવણીના આવા ફાયદા તરફ નજર કરતાં આપણામાં સ્ત્રી કેળવણીનો વધારો થાય તે માટે તેમનામાં મફત વાંચનની ફરતી લાયબ્રેરીઓની જો આપણે ગોઠવણ કરી શકીએ તો આ દિશામાં હાલ તુરત ઘણું ઉપયોગી કાર્ય કર્યું ગણાશે. જોઇને ખુશી થાય છે કે અમદાવાદમાં આવી જાતની ચાલતી જ્ઞાતિ તરફ હીત ધરાવનાર આપણા ભાઇ

મગનલાલ મોહનલાલ દેસાઇ વકીલ અને હાલ છોટાઉદેપુર સ્ટેટમાં ન્યાયાધિશ અને બીજાઓ તરફથી કરવામાં આવી છે અને તેનું આપણે સર્વ સભાઓએ અનુકરણ કરવાની જરૂર છે.

કેટલાક શ્રીમંત કેળવાયેલા ગૃહસ્થો પોતાની કન્યાને યોગ્ય વર મળવાની મુશ્કેલી બતાવે છે. તેમજ બીજી તરફથી ગામડામાં વસનારા જ્ઞાતિબંધુઓ તથા શહેરમાં વસતા નિર્ધન જ્ઞાતિબંધુઓ પોકાર કરતા સંભળાય છે કે તેમને કન્યા મેળવવાની ઘણી મુશ્કેલી પડે છે. આ બે સામસામા પક્ષની ફરીયાદનું સુખી નીરાકરણ કરવાનો એકનો એક રસ્તો એજ છે કે, વેપારને પસંદ કરનાર માણસે કોઇ વ્યવહાર કુશળ છોકરાને અને ઉચ્ચ કેળવણી પસંદ કરનાર માણસે વિદ્યા ધરાવતા છોકરાને હરકોઇ ગામ કે શહેરની પોતાની જ્ઞાતિમાંથી પસંદ કરીને તેને પોતાના ખર્ચે વ્યાપારી અનુભવ આપવો જોઇએ અગર ઉચ્ચ કેળવણી આપવી જોઇએ અને જ્યારે તે છોકરો ખરેખર યોગ્ય નીવડે ત્યારે પોતાની કન્યા તેને પરણાવવી આથી પોતાની પુત્રી સુખી થશે સાથે જ્ઞાતિમાં એક લાયક નરનો વધારો થશે. આ પ્રયોગ તરફ જેમ વધારે મનુષ્યોનું અને ખાસ કરીને શ્રીમંતોનું લક્ષ ખેંચાય તો સમાજને તેમજ પોતાને નિ:સંશય ઘણો લાભ થવા પામે. ગરીબોને કન્યા નહિ મળવાની જે બુમો પાડે છે તે તરફ મારી સહાનુભૂતિ નથી. ગરીબો ભુખ્યા ન મરે તે તરફ સહાનુભૂતિ હોવી જોઇએ, પણ દરેક માણસ પછી તે ગમે તેવો નિર્બળ અભણ, રળવાની શક્તિ વગરનો કે દુર્ગુણી હોય તો છતા પણ—તેણે પતિ બનવુંજ જોઇએ એવું આજ સુધી મનાતું આવેલું ભૂત હવે આપણે સમાજમાંથી કાઢી કહાડવું જોઇએ છે. સ્ત્રી એ એક છુટતું પ્રાણી કે પુરૂષ જેવું એક મનુષ્ય પ્રાણી છે એમ જેઓ કબુલ કરતા હોય તેમને હું પુછીશ કે નમાલા—નાલાયક પોતાની પણ રક્ષા કરવાને અશક્ત માણસોને શું સ્ત્રી સોંપવી એ મૂર્ખતા નથી ? શું એવી સ્ત્રીની તેમજ તે પુરૂષની જીંદગી કંટાળાભરેલી અથવા બનાવવાનો અને બીજીજ નબળી સંતતી ઉત્પન્ન કરાવી સમાજને વધારેને વધારે નિર્બળ નિર્માલ્ય બનાવવાનો આપણને હક છે ? નિર્માલ્યોને લગ્નની સગવડ કરી આપવી એ સમાજનું—જ્ઞાતિનું કર્તવ્ય નથી પણ તેમને લગ્નથી દૂર રાખવામાંજ જ્ઞાતિનું કર્તવ્ય સમાય છે. નબળાઓને યથાશક્તિ સબળા બનાવવાનું કર્તવ્ય જ્ઞાતિનું અવશ્ય છે, કે જે તરફ આજસુધી સર્વત્ર અખાડા કરવામાં આવ્યા છે અને જે કર્તવ્ય તરફ હું સમાજનું ખાસ લક્ષ ખેંચવા ઇચ્છું છું કે, જ્ઞાતિઓએ નમાલાને પતિ બનવાની સગવડ કરી આપવી જોઇતી નથી. પરન્તુ પતિ બનવાને લાયકજનોને પણ કન્યા પ્રાપ્તિમાં અકુદરતી અડચણો ન નડવા પામે એટલુંજ જોવાનું છે, અને લાયક પતિ ઉત્પન્ન કરવા માટે કેળવણીનો પ્રચાર અને કુરીત તથા અહિતકારક બંધનોનો નાશ કરવાનો છે. જ્ઞાતિઓનું ખરું કર્તવ્ય એજ છે અને એજ ખરી દયા—બુદ્ધિપૂર્વક કરેલી દયા અથવા શ્રેષ્ઠ ધર્મ છે. જ્ઞાતિ સંસ્થાનું ગૌરવ પણ તેથીજ જળવાશે—અને મને મ્હને કહી લેવા દો કે જો આ મૂળ સિદ્ધાંત જ્ઞાતિના આગેવાનો જલદી નહિ સમજવા માંડે તો મ્હને ભય છે કે આ જમાનો કે જે મુખ્યત્વે જ્ઞાતિ સંસ્થાની વિરૂદ્ધ લડનારો છે તે જમાનામાં જ્ઞાતિસંસ્થા હારી બેસશે, માન ગુમાવી બેસશે અને કદાચિત્ તેનું નામ નીશાન પણ રહેવા નહિ પામે. સુધારાવાળાને આશા દેવા કરતાં, કલિયુગને અને પાશ્ચાત્ય કેળવણીને માથે દોષ મુકવા કરતાં, આપણે એ જ્ઞાતિસંસ્થાને નિર્મળ અને નીભાવી રાખવા

જેવીજ માનતા હોઇએ તો, આપણે દુનિયાને બતાવી આપવું જોઇએ કે જ્ઞાતિ સંસ્થાને જીવતી રાખવાથી અમો આટલે દરજ્જે વીશેષ સમાજહિત કરી શક્યા છીએ. આજે ખાલી મોટી વાતોથી સરસાઇ થવાની નથી. પણ સરસાઇ સાબીત કરનારાં પરિણામો બતાવવાથીજ લોકો તે વાત સ્વીકારે તેમ છે.

## ખડાયતા બોર્ડીંગ.

આપણે મફત ઇંગ્રેજી કેળવણી આપવાની શરૂઆત કરીએ તોપણ તેનો પુરેપુરો લાભ ગામડાની વસ્તિવાળો ભાગ લઇ શકે તેવી સ્થિતિમાં નથી કારણ કે ઘણાક એવા ગામમાં ઇંગ્રેજી નિશાળ સરખી પણ નથી. કેટલાક માબાપો સાધન સંપન્ન છતાં નિશાળના અભાવે છોકરાને ઇંગ્રેજી કેળવણી આપી શકતા નથી. કારણ કે દશ, બાર વર્ષના બાલ વિદ્યાર્થીને તેઓ કોઇ જાતની દેખરેખ સિવાય બહાર મોકલી શકતા નથી તેવા વિદ્યાર્થીઓને સારૂ એક મધ્યસ્થ સ્થળે સારી દેખરેખ વાળી બોર્ડીંગ ખોલવાની જરૂર હું ઘણા વખતથી જોતો આવ્યો છું.

આવી જરૂર આપ દરેક જણ સ્વીકારશો એવી મને ખાત્રી છે. બીજી કેટલીક કોમોએ આ દિશામાં પ્રયત્ન કેટલા વખતથી શરૂ કરી દીધો છે. જેના પરીણામે આપણે આપણી સમક્ષ સારા પાયાપર ચાલતાં કપોલ બોર્ડીંગ, લુહાણા બોર્ડીંગ ભાટીઆ બોર્ડીંગ, ઓસ્વ્હનેનેજ તેમજ પાટીદાર બોર્ડીંગ વગેરે જોઇએ છીએ. એથી થતા અનેક લાભો પણ આપણા જાણવામાં છે. તેથી બોર્ડીંગની જરૂરીઆતમાં બે મત પડી શકે નહી. સવાલ માત્ર એટલોજ રહે છે કે એવું બોર્ડીંગ ક્યાં ખોલવું અને તેનું બંધારણ કેવું રાખવું; મારા ધારવા પ્રમાણે બોર્ડીંગ એવી જગ્યાએ ઉઘાડવી જોઇએ કે જ્યાં કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પણ તેનો લાભ લઈ શકે તેમ થવાથી પૈસા આપીને રહેનાર વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં રહી શકશે અને તેમની સાથે થોડા ગરીબ સ્થિતિના વિદ્યાર્થીને મદદ આપી રાખવાનું બની શકશે આથી બે સંસ્થાનો એકમાં સમાવેશ થશે. બોર્ડીંગમાં બધાને સાથે રાખવાથી જુદા જુદા ગામના વિદ્યાર્થીઓ એક બીજાના નિકટ સંબંધમાં આવી શકશે. બાળ વિદ્યાર્થીઓને કોલેજમાં કે હાઇસ્કુલના ઉપલા વર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના સહવાસમાં પોતાનો અભ્યાસ આગળ વધારવામાં સરળતા પડશે એટલુંજ નહિ પણ તેની માનસિક તેમજ નૈતિક અસર બહુ સારી થશે. તેઓ ત્યાંથી ભણી રહ્યા પછી પણ દુનીયાદારી શરૂ કર્યા બાદ એક બીજાના વધારે સમાગમમાં આવશે અને જ્ઞાતિ હિતની સંસ્થાઓ ચલાવવામાં તેમજ તેને લગતા સવાલો ઉપાડી લેવામાં ઉંડપથી તેમજ પૂર્ણ ઉત્સાહથી સાથે રહી કામ કરવાની ટેવ પડશે, અને ભવિષ્યમાં આપણે સમગ્ર જ્ઞાતિને એક કરવા મથીએ છીએ તે આપણા કાર્યમાં તેમના તરફથી પુરો ટેકો મળશે. બોર્ડીંગની વ્યવસ્થા કે બંધારણની બાબતમાં હું અત્રે વધારે કહેવું ઉચિત ધારતો નથી. તે કાર્ય નવી એજ્યુકેશનલ સોસાઇટી કે તે તે એકડાના આગેવાનો ઉપાડી લેશે, પરંતુ હું એટલુંજ જણાવવાની રજા લઉં છું કે આ બાબત ઘણીજ મહત્વની છે અને તેનાપર આપણી બધી ચળવળનો આધાર છે; માટે તેપર તમે પુરતો વિચાર કરી તમે શુભ નિર્ણયપર આવશો એવી મને ખાત્રી છે. પણ અહીં જુદી જુદી સ્થાપવામાં આવનારી બોર્ડીંગો ખુલ્લી મુકવાના સંબંધમાં મારે ખાસ બે શબ્દો મારે દુઃખે કહેવાજ પડે છે કે આપણી જ્ઞાતિ વ્યવસ્થા કે જ્ઞાતિઓનો વહિવટ કરવાની જે જોખમ ભરેલી ફરજો અમુક વ્યક્તિ પરત્વેજ બંધાઇ ગયેલી જોવામાં આવે છે તેમ નહિ થતાં આવી

રસ્થાપવામાં આવનારી બોર્ડીંગોની વ્યવસ્થા જ્ઞાતિ હિત સમજી શકનાર કેળવણીના શોખો માટે લાગણી રાખનાર અને તેના વહીવટ માટે નિપૂણ ગણાય તેવા યોગ્ય માણસોની કમીટી હસ્તકેજ આવી બોર્ડીંગોની વ્યવસ્થા મુકવી જોઇએ, કારણ શરૂઆતની કેળવણી અને બાળકોની રીતભાત સુધારવા ઉપરજ તેમની ભવિષ્યની જીંદગીનો મોટો આધાર રહેલો છે. તેથી તેઓ સ્વચ્છંદી મોજ શોખી કે ઉડાઉ થાય નહિ તેમજ તેમનામાં શરૂથીજ નીતિ અને ધર્મના સંસ્કારો ઉમેરાય. કેળવણીના ફાયદા, ગેરફાયદાઓ સમજીને પોતાની સ્થિતિનો વિચાર કરીને પોતાની કર્તવ્ય-ફરજ બજાવતાં શીખે એવા ખાસ સદ્દગુણો આવી બોર્ડીંગોથી વધારીજ જોઇએ. આવી બોર્ડીંગોની વ્યવસ્થા માટે પણ ખાસ સંભાળ રાખવાની જરૂર જણાય છે.

" ખડાયતા મિત્ર પત્ર "

કેળવણી બાબત બોલતાં, આપણું જ્ઞાતિ માસિક પત્ર " ખડાયતા મિત્ર " જેનું હાલ બીજું વર્ષ ચાલે છે, તેને કેળવણી સારૂ પ્રયાસ કહો કે કેળવણીનું પરિણામ કહો અથવા વધુ કેળવણી સારૂ જાહેર ખબરનો વાવટો કહો તે આપણી કોમનું મહા જરૂરી અને મદદગાર અંગ છે. તે દ્વારા આપણને આપણા વિચારો કોઇની બીક કે શરમ વગર રજુ કરવાને હિંમત આવી છે. તે એટલે સુધી કે કેટલાક લોકોએ પોતાના ગામમાં થતા અયોગ્ય વર્તનની હકીકત તેમાં સવેળા પ્રસિદ્ધ કરી તે થતું કેટલીક વખતે અટકાવ્યું છે, તેમજ જ્ઞાતના આગેવાનો કેવા જોઇએ તે પણ નિડરપણે અને જુસ્સાદાર ભાષામાં બતાવવા નિકળી પડ્યા છે. આથી આપણે ખડાયતા બધા એકજ હતા તેમજ હવે પછીથી એક થવું જોઇએ તેવું પણ આપણને ભાન થયું છે અને એક થવા તરફ આપણે વધારે પ્રેરાયા છીએ આ પત્રની હસ્તિને લીધેજ આપણે થોડામત કેળવી શક્યા છીએ અને આપણે અત્રે એકઠા થવા તે તેને આભારી છે તેમ કહીશ તો કોઇ અતિશયોક્તિ નથી. તેથી કરીને પત્રની બાબતમાં આ તકે હું કેટલીક સૂચના કરૂં તો તે અયોગ્ય નહિ કહેવાય: પહેલું તો એ કે આ માસિકનું કદ વધારવાની જરૂર છે જ્ઞાતિના દરેક ગામની જાણવા જોગ હકીકત જેમ આરકોના જૈન પેપર, ઔદિચ્યના ઉદિચ્ય જીવનમાં, કપોળ મિત્ર કે લાડ પત્રિકામાં આવે છે તે પ્રમાણે આપણા માસિકમાં પણ પ્રસિદ્ધ થાય તે ખાસ ઇચ્છવા જોગ છે. મારા સાંભળવામાં આવ્યું છે કે " ખડાયતા મિત્ર " ના તંત્રીને જ્ઞાતિની જોઇતી ખબર મળતી નથી. આ ફરિયાદ જલદી દુર થવાની જરૂર છે. દરેક ગામના પંચે પોતાના તરફથી ખબર મોકલવી જોઇએ એટલુંજ નહિ પણ દરેક કુટુંબ પોતાને ત્યાં સારો કે માઠો અવસર હોય તે પત્ર દ્વારા જણાવી દેવાની ફરજ ધારવી. આમાં ફક્ત એક પૈસાનું ખર્ચ છે પણ તેથી જ્ઞાતિના વીસથી પચીસ હજાર ભાઇઓને લાભ મળશે. વળી જ્ઞાતિના દરેક યુવકને ભાર દઇ જણાવીશ કે તેમને પોતાના ગામમાં કે જ્ઞાતિમાં ચર્ચા કરતાં શરમ આવતી હોય કે બીક લાગતી હોય તો તેમને પોતાના વિચારો આ પત્રદ્વારા પ્રસિદ્ધ કરવા જોઇએ. તેમ કરવાથી બધાનું તે તરફ ધ્યાન ખેંચાશે અને જ્ઞાતનો કોઇ પણ સંભાવિત ગૃહસ્થ ખરી હકીકતથી વાકેફગાર થઇ પોતાના ગામની નાતને અથવા પંચને ખોટે રસ્તે જતાં અટકાવી મદદગાર થઇ શકશે. આપને જણાશે કે આ પત્રનો ગયા વર્ષનો રીપોર્ટ ઘણો સંતોષકારક છે અને જ્ઞાતિ ભાઇઓનો તેને સંપૂર્ણ ટેકો મળવો જોઇએ. જો કે તેના ગ્રાહકોના સંબંધમાં આવે જણ્યું છે કે હાલ સાતસેં ઉપર ગ્રાહકો છે પણ આપણી ૨૫ હજારની વસ્તિ જોતાં ગ્રાહકોની સંખ્યા ઘણીજ કમી છે અને તે સારી રીતે વધવી જોઇએ છે. તેમજ માસિક અત્યારે જ્ઞાતિસેવા

બજાવે છે તેની સ્થિતિ સુધરવાની પણ જરૂર દેખાઇ આવે છે જેને માટે થોડાં પાનાં વિદ્યાર્થી કે સ્ત્રીઓ સારૂં જુદાં રાખવાં જોઇએ. તેમના તરફથી લેખો અવશ્ય વધુ પ્રમાણમાં લખાઇ આવવાં જોઇએ. આ પત્રદ્વારા જરૂરીઆત કરતાં કોઇ વિદ્યાર્થીને હિમ્મત આવે અને કલમ હાથે બેસી જાય તો ભવિષ્યમાં તે સારો લેખક નિવડી શકે અને સાહિત્ય સેવા કરવા લાયક બની શકે. તેમજ આ પત્ર દરેક ઇંગ્રેજી હાઇસ્કુલ તેમજ કૉલેજમાં ભણતા વિદ્યાર્થી જેમનાં માબાપ આ પત્રના ગ્રાહક થઇ શકતાં ના હોય તો તેમને મફત મળવા બંદોબસ્ત થઈ શકે તો તેથી પણ લાભ થવા સંભવ છે. આ કાર્યને આગળ વધારવા માટે આ પત્રના પોષક રૂપ "મિત્ર મંડળ" ને સંગીન મદદ મળવાની જરૂર છે. જો જ્ઞાતિના લાગણીવાળા ભાઇઓ આ લાગણીનો ફાળો મિત્ર મંડળમાં જોડાય તો માસિકની સ્થીતિ ઘણી સારી કરી શકીએ. મિત્ર મંડળનું લવાજમ ફક્ત એકજ વખત રૂપિયા પંદર છે. મારી ખાત્રી છે કે તમે ભાઈઓ આ પત્ર જે સેવા બજાવે છે તે તરફ જોતાં તેને વધુ મદદ કરી મિત્ર મંડળમાં જોડાઇ આ કાર્યને પ્રોત્સાહન આપશો. જ્ઞાતિ બંધુઓ! આ સિવાય કેળવણીના બીજા અંગ તરીકે એક વસ્તિ પત્રક તેમજ જ્ઞાતના સંપૂર્ણ ઇતિહાસના પુસ્તકની મને જરૂર જણાય છે. આપણા ઘણા એકડા ને તડ છે. દરેકના રીતરિવાજ જુદા જુદા છે. દરેકમાં પ્રસંગાનુસાર સુધારા થતા જાય છે. પણ તે જાણવાનો લાભ દરેકને મળતો નથી. કયા એકડામાં કયા રિવાજ અનુકરણ કરવા જેવા છે તે આપણને જાણવાનું મળે તો આપણને ખરેખર લાભ થવા સંભવ છે. કયા ગામમાં કયા આગેવાન છે, કોણ કોણ ઉંચી પદવી ઉપર છે, કોણ કોણ મોટા વેપારી છે તે જાણવામાં આવે તો આર્થિક નજરે પણ ઘણો લાભ છે. તમે સાંભળ્યું હશે કે મુંબાઇના ભાટિયા લોકોએ પોતાની કોમ માટે આવું કામ હાથે ધાર્યું છે, તેમજ જૈનોએ પોતાના જ્ઞાતિની આવી માહિતીની ડીરેક્ટરી તૈયાર કરી છે. આને માટે આપણી જ્ઞાતિના પટેલો કે આગેવાનો કે સમાજો પોતપોતાની હકીકત પુરેપુરી મોકલે તો આપણને આ કામ પુરૂં કરવામાં ઘણી સરળતા થાય. આ કાર્ય ખડાયતા મિત્ર પત્રની આગેવાની નીચે એક કમીટી મારફતે આપણે કરાવીએ તો સારૂં છે. હવે હું ઐક્ય બળ ઉપર આવીશ. હું કહી ગયો હતો કે કેળવણી અને ઐક્યબળ, એ બેની ઉપાસના તરફજ આપણે હમણાં આપણું લક્ષ ગોંધી રાખવાની જરૂર છે. પણ આપણામાં કુસંપના બી ઘણાં ઉંડા રોપાયાં છે તેમ કેટલુંક જોતાં સહજ જણાઇ આવે છે. પણ આનો અટકાવ ખાસ કરીને એવે રસ્તે કરવો જોઇએ! કેટલાક ગામની નાતમાં તડ, મતભેદ વધે છે અને એક એકને નુકશાન કરવાની તજવીજ થતી સાંભળવામાં આવે છે. આ માત્ર ખોટી અદેખાઇ દ્વેષબુદ્ધિ કે હલકા વિચારોનુંજ પરિણામ છે. તડો પડવાનું કારણ ક્લેશ છે ક્લેશ મટે તો તડ નિર્મૂળ થાય અને બધા એકડા થઇ સામાન્ય થાય તોજ પછી સારૂં કાર્ય થઈ શકે. કન્યા આપવા લેવાના સમૂહ ટુંકા થતા જાય છે. આ પણ શોચનીય છે. કેટલાકને કન્યા મળતી નથી તો કેટલાકને યોગ્ય વર મળતા નથી. ખરૂં જોતાં જુદા જુદા એકડાની તો જરૂર નથી પણ એકદમ બની શકે તેમ નથી. પડેલાં તડ એકઠાં થવાં જોઇએ. તે પડેલાં વધારે તડ અટકાવવા હું નીચેની સુચનાઓ કરૂં છું. તે પર જ્ઞાતિજનો ધ્યાન આપશો. તડ પડવાનો કે નાતબહાર મુકવાનો વખત આવે તો તે બાબત તે ગામના મહાજન અથવા તો બીજી નાતમાં પટેલોને સોંપવી અને તે મહાજન અથવા બીજી નાતના પટેલ ફેંસલો આપે નહિ ત્યાં

સુધી ન્યાત બાંધવી નહિ ને ન્યાતવરા બંધ કરવા. તે દરમ્યાન કોઈને ત્યાં અવસર આવે તો તેની મરજીમાં આવે તેટલા માણસ જમાડે પણ આખી નાત જમાડી શકે નહીં અને અવસર ગયા પછી બાકી રહેલી નાત કરવા દેવી નહી.

આ પ્રમાણે તડ પાડવા સામે પ્રતિબંધ બાંધવાથી વધુ પડતાં અટકશે એટલુંજ નહિ પણ જે છે તે એકઠાં થશે; અને કેળવણી વધતાં, લોકમત કેળવાતાં બધા એકડાવાળા પોતેજ આ બાબતમાં પોતાની મેળે વિચાર કરશે. અગર આપણે એકજ હતા પણ જુદા એકડા પાડવાનો દોષ આપણો પરજ છે. શહેરના કે મોટા ગામનાં લોકોએ પોતાની મોટાઈનો ખોટો ખ્યાલ રાખી ગામડાના લોકોને કન્યા આપવી બંધ કરી ત્યારેજ તેમને પોતાના બચાવ સારૂં જુદા એકડા બાંધવાની જરૂર પડી જતાં તેમની ધીરજ વખાણવા જોગ હતી. તેમને ઘણો વખત દુઃખ સહન કરી આ રસ્તો લેવો પડ્યો હતો. તેમજ તે વખતે મુસાફરીનાં સાધન પુરતાં નહતાં પણ હવે વાતાવરણ બદલાયું છે. અમદાવાદવાળાને સુરત કન્યા આપવી હોય તો અડચણ જેવું નથી. ફક્ત લાયક વર હોય તો બીજી કોઈ રીતે કચવાવાનું નથી. કોઈ કહેશે કે એકડા એકઠા આપણામાં નથી. પણ બીજી ન્યાતોમાં તો જોવામાં આવે છે પણ મારે જણાવવું જોઈએ કે આપણા જેવા નાના સમુદાયમાં બીજી ન્યાતોમાં બન્યા નથી હાલ તુરત તો નાના એકડા પાસે પાસેના મોટા ગામના સાથે મળી જાય તો વખત જતાં આપણે એકજ છીએ અને એકત્ર થવાની આશા બાંધી એ કામ માટે તજવીજ કરવી એ આપણી મુખ્ય ફરજ છે અને બધાએ સાથે મળીને પ્રયત્ન કરવો જોઈયે. ગુજરાતના લોકમાં વેપાર કરવાની બુદ્ધી ઘણી તીવ્ર છે પણ તમો નાની નાતમાં વહેંચાઈ ગયેલા હોવાથી કેટલીક ન્યાતોમાં એટલી રીત રીવાજોને લીધે કોઈથી બહાર આમ જવાતું નથી. અગર જાય તો તેને ઘણી મુશ્કેલીઓ નડે છે. જો બધી ન્યાતો એક થઈ બધા મારવાડીઓની પેઠે આખા હિંદુસ્તાનમાં કે બહાર બધા ફેલાઈ જાય તો તેમનું કલ્યાણ થાય એમ મારો અભિપ્રાય છે. આની સાથે વેપારમાં ફતેહમંદ થવા વાસ્તે સત્ય તત્વ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જો સત્યનો રસ્તો વાણીયાઓ પકડશે તો તેમનું કલ્યાણ થશે એમાં કોઈ શક નથી. પહેલા રસ્તા તરીકે દરેક વાણીયાની ન્યાત બીજી ન્યાતમાં કન્યા આપ લે કરવાની છુટ આપવા બદલનો ઠરાવ થવો જોઈએ પરંતુ તે પહેલાં આપણી નાતમાં પડેલા એકડા, એકડા કરવાનું કામ એકડાના આગેવાનોને વિચાર કરવા લાયક છે. તેમાં આવી સામાન્ય સભા ફક્ત બલામણ તરીકે છે. અને તેનો ઠરાવ તરીકે અમલ કરવાનું કામ આપ સજ્જનોએ વિચારપૂર્વક ઉપાડી લેવું જોઈએ.

ધાર્મિક કેળવણી તથા સંસાર સુધારાને લગતા અને બીજા અનેક મુદ્દાઓ ઉપર મેં જાણી જોઈને અત્યારે તમારૂં લક્ષ ખેંચ્યું નથી તેથી, ગૃહસ્થો તમારે એમ માની લેવાનું નથી કે તે વિષયો ઉપર મારો પ્રેમ નથી. શરૂઆતના ક્રમને ઘણી બાબતોના ગોટાળાથી ગુંચી નાંખવું મને પસંદ નથી. વળી ધાર્મિક કેળવણીનો વિષય હાલ તુરતને માટે "વૈશ્ય સભાને" સોંપવો એમજ ડહાપણ ભર્યું છે. તેથી મ્હેં તમારૂં લક્ષ મુદ્દાના બે મુખ્ય વિષય ઉપરજ ખેંચવાનું પસંદ કર્યું.

જ્ઞાતિ બંધુઓ ! હવે હું લાગણીભરી વાણી તેમજ જરૂરની બાબતો પર બોલી ચુક્યો છું. આ સિવાય બીજા કેટલાક પ્રશ્નો છે પણ તે હવે પછી આવા મેળાવડા ભરાશે ત્યારે આપણે ચર્ચીશું. જે બાબતપર મતભેદ હોઈ શકે નહિ તે પહેલાંજ હાથમાં ધરી ને મુદ્દાથી

આજે મેં મારા વિચાર ટુંકમાં પતાવ્યા છે. તમે પહેલાં તમારૂં ઘર સંભાળો. જ્યાં સુધી તેમ કરીએ નહિ ત્યાંસુધી બીજાને કહેવાને હક નથી તેમજ આપણે સિધે રસ્તે જઇએ તો આપણને કોઇ મહેણું મારી શકે નહિ. આપણે બધા એકજ અંગ છીએ એમ સમજી આપણે આગળ વધવું જોઇએ. તમારા કાર્યક્રમનું બંધારણ નક્કી કરો અને આ સભાએ જ્ઞાતિસમસ્ત હિતનાં કાર્યો હાથ ધર્યાં છે તેનો અમલ કરવાને સાચા ખડાયતા બંધુ તરીકે તમારાથી બનતું કરો. શરૂઆતનો રસ્તો ઘણો વિકટ અને કાંટાથી ભરેલો હોય છે તે પ્રમાણે તમારે કેટલાકનું સાંભળવું પડશે, કેટલાક વિઘ્નસંતોષીઓ તમારી મશ્કરી કરશે કે હસશે, તમારે પૈસાનો તેમજ જાતીભોગ આપવો પડશે છતાં આ બધાને વાસ્તે તૈયાર રહી તમારો પ્રયત્ન ચાલુ રાખશો તો છેવટે જય આપણોજ છે અને આપણે આપણી ભવિષ્યની પ્રજાનું ઋણ અદા કર્યું કહેવાશે.

અને હવે, મ્હારા જ્ઞાતિબંધુઓ ! મ્હારૂં ભાષણ ખતમ કરૂં તે પહેલાં મારે તમને આશાનાં થોડાં કિરણો બતાવવાની અને વધારે આશા પ્રેરવાની રજા લેવી જોઇશે. આખા હિંદમાં અને હિંદની જુદી જુદી કોમોમાં જેમ જાગૃતિ આવવા લાગી છે તેમ—તેટલી નહિ તો કાંઇ થોડી પણ જાગૃતિ આપણી કોમોમાં આવવા લાગી ચુકી છે. નડીઆદના આપણા, યુવકમંડળનો ઉત્સાહ જુઓ, અમદાવાદ, નડિઆદ, મુંબઇમાં આપણી જ્ઞાતિની સેવા બજાવવા માટે સ્થપાયલા નાના મોટા મંડળો ઉપર નજર કરો. આપણી જરૂરિયાતો જાહેરમાં મુકવા માટે જન્મેલું માસિક પત્ર ધ્યાનમાં લ્યો અને આજે આ કોન્ફરન્સનો ઉત્સાહ પ્રેરક રમ્ય મેળાવડો તપાસો અને પછી મને કહો કે શું આપણામાં નવજીવન પ્રવેશ પામી શક્યું નથી? આપણે શું પૂર્વની જાહોજલાલીનાં પુનઃદર્શન કરવાને લાયક બની શકીશું નહિ ? આપણે શું ઐક્ય બળથી મજબૂત અને વિદ્યાથી શોભતા હિંદ પુત્રો બની હિંદ માતાને એકવાર ફરીથી હસાવીશું નહિ ? કહો, બંધુઓ, કહો શું પરમ દયાળુ પરમાત્મા આપણી સાચી ભક્તિનો પડઘો ન પડે એવા કઠીન હોવાનું તમે માની શકો ? ના, ખચીત ના, પરમાત્માને, ત્યાં ન્યાય છે, ત્યાં દયા છે, ત્યાં પ્રેમ છે, આપણે જો આપણા વિખરાએલા ૨૦–૨૫ હજાર બંધુઓ તરફ પ્રેમ રાખવાનો અને તેમની સેવા કરીને તેમને આજ કરતાં વધારે આરોગ્યવાન, વધારે બુદ્ધિવાન, વધારે નીતિમાન, વધારે ઉદાર દિલના, અને વધારે હિંમતવાળા શહેરી અને વધારે પરમાત્મા પરાયણ બનાવવાનો યજ્ઞ આરંભીને એ યજ્ઞમાં આપણા અહંપદનો, સ્વાર્થ બુદ્ધિનો, અને પ્રમાદનો ભોગ આપીશું તો આપણા એ યજ્ઞથી પરમ કૃપાળુ પરમાત્મા જરૂર પ્રસન્ન થશે અને આપણને આશિર્વાદ આપશે અને આપણે ધ્યાનમાં રાખવાનું છે કે પરમેશ્વર હાથથી નહિ પણ આશિષથીજ મદદ કરે છે અને એ આશિષને લાયક બનવાનું કામ આપણે શિર રહે છે.

મારાથી કાંઇક કડવાં વચન બોલાઇ ગયા હોય તો હું આપ સર્વેની ક્ષમા માગું છું. જે લાગણીથી તમો અત્રે પધાર્યા છો તે લાગણીથી હું અત્રે આવ્યો છું. તમે મારા ભાઇઓ છો. એક ભાઇ તરીકે કુદ્રષ્ટિને સારૂં કહેવું જોઇએ એમ ધારીનેજ સારા હેતુ પૂર્વક તમારી આગળ આ શબ્દો બોલવાની હિંમત ધરી છે. તમોએ આ મને માન આપ્યું તે માટે તમારો ફરીથી ઉપકાર માની તમને ઠરાવો પર વિગત વાર વિવેચન કરવા વિનંતી કરી મારૂં બોલવું બંધ કરૂં છું.

વિજ્ઞપ્તીઓઃ—

૧. નામદાર સરકારને લડાઇમાં જયની પ્રાર્થના તથા નામદાર વાઇસરોયની સેવાની નોંધ તથા તેમની ઓફીસની મુદત વધારવા વિનંતી ( પ્રમુખે રજુ કર્યા. )

૨. નામદાર મહૈસુર સરકારનો દામોદરદાસ સ્કોલરશીપનું ફંડ બાકે આભાર તથા ફંડમાં સીલક છે તે વગર વાપરેલી પડેલાની તેમાંથી સ્કોલરશીપ આપવા માગણી (પ્રમુખે રજુ કર્યા)

ખડાયતા કેળવણી મંડળની દરખાસ્ત મુકતાં રા. ત્રીકમલાલભાઇએ બીજાને કેટલાક ઉંચા મંડળોનો દાખલો આપતાં જણાવ્યું કે તે મંડળે જુદા જુદા સ્થાનિક મંડળોનાં Advisory board તેમજ Controlling body તરીકે કામ કરવું જોઇએ. તેમજ આપણી જ્ઞાતિના મધ્યમ વર્ગને આગળ લાવવાનું કામ ઘણું જરૂરનું હોવાથી તેણે મધ્યસ્થ બોર્ડીંગનું કામ પહેલાં હાથ ધરવું જોઇએ. તેમજ ઉંચી કેળવણી વેપારી કેળવણી, ટેકનીકલ કેળવણી વિગેરેનું કામ સ્થાનિક મંડળો ન ઉપાડી શકતા હોય તેવાં કામ તેણે ઉપાડી લઇ સમગ્ર ખડાયતા કોમનું ભવિષ્ય જલદી સુધરે તેવાં પગલાં લેવાં જોઇએ. તેને વાસ્તે આખી જ્ઞાતિના દરેક ગામે કે એકપ્રવાર થોડાં થોડાં માણસો લઇ એક વગવાળી કમિટી બનાવવાની જરૂર જણાતી હતી જેથી એક વ્યવસ્થાપક કમિટી નક્કી કરવી. આને સારૂ બને તેટલા નામ નક્કી કરવા માટે રાત્રે સાડાનવ વાગે બધા ભાઇઓને એકઠા મળવાનું જણાવ્યું હતું.

આને ટેકો આપતાં રા. નારણદાસ ગાંધી કે જેઓ પાલીતાણાના મુખ્ય ન્યાયાધીશના હોદા ઉપર છે તેમણે જણાવ્યું કે ગુજરાતી તેમજ ઈંગ્રેજી હાઇસ્કુલની કેળવણીનું કામ સ્થાનિક મંડળોએ ઉપાડી લેવું જોઇએ-તેમાં એમને જ્યારે જરૂર પડે ત્યારે મધ્યસ્થ કેળવણી મંડળની સલાહ લેવી. ત્યાર પછીનું કામ મધ્યસ્થ મંડળને સોંપવુ જોઇએ. એવું જણાતી આવા મંડળની ખાસ જરૂરીઆત જણાતી હતી.

રા. બાબુભાઇ વકીલ કે જેઓ મુંબાઇની પ્રેસીડન્સી માજીસ્ટ્રેટની કોર્ટના એક બાહોશ ને બહુ આગળ પડતા વકીલ છે તેમણે આને ટેકો આપતાં શારીરિક સુધારણા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર જણાતી હતી ને તેમણે એક બનાવ દાખલો આપી આપણી ભીરૂતા તેમજ શરીર મનની નિર્બળતા બહુ સારી રીતે સાબીત કરી આપી હતી. તેમજ કેળવણીથી થતા ફાયદાનું બહુ અસરકારક રીતે વર્ણન કર્યું હતું.

આજ દરખાસ્તને રાજેશ્રી વકીલો સાંકળચંદ દલસુખરામ અને છોટાલાલ નાનાલાલ તલાટીએ ટેકો આપ્યા બાદ રણછોડલાલ મોતીલાલ ગોળવાળા કે જેઓ એક રંગના બાહોશ સાહસિક ઉદ્યમી ને જુના વેપારી હોવા ઉપરાંત જેમણે વેપારી સવાલોનો ઉંડો અભ્યાસ કરેલો છે તેમણે વેપારી કેળવણીને લગતા પોતાના કેટલાક વિચારો દર્શાવ્યા હતા ને આપણી જ્ઞાતિમાંથી વેપારીઓની Joint stock company જેવું એક મંડળ સ્થાપવાની પોતાની સ્કીમ રજુ કરવા માગી હતી પણ મધ્યસ્થ કેળવણી મંડળની સ્થાપનાની મુખ્ય દરખાસ્ત હોવાથી તેને વાસ્તે પુરતો વખત નહી હોવાથી પોતાને તે સ્કીમ પુરી રજુ નહી કરતાં અધુરી મુકી દેવી પડી હતી પણ અમે આશા રાખીએ છીએ કે તે સ્કીમ તેની પુરી વિગતો સાથે મોકલી આપશે તો અમે તેને યોગ્ય સ્થાન આપીશું.

ત્યારબાદ ઉમરેઠના આપણી જ્ઞાતિના આગેવાન તથા ભાવિકજનના શેઠ જેશાલાલ ગીરધરલાલ આ દરખાસ્તને ટેકો આપવા ઉભા થતાં તેમણે પોતાની અસરકારક ભાષાથી સભાજનો ઉપર સારી અસર કરી હતી અને તેમણે ખાસ એમ જણાવ્યું હતું કે આપણે બે દિવસ ખાઇ પી છુટા પડી જઇએ તેમ કરતાં આવા મેળાવડા વખતે કંઇપણ સંગીન કામ કરી બતાવવું જોઇએ. એટલે કે કંઇપણ સારા પાયા ઉપર ફંડ ઉભાડવું જોઇએ કે જેથી ટોકેજમાં

ભણતા છોકરાઓને બે ચાર સ્કોલરશીપો આપવી જોઇએ. ઉમરેઠની જ્ઞાતિ આવા બાહોશ નરને પોતાના શેઠ તરીકે ધરાવે છે તે તેનાં અહોભાગ્ય છે. પણ આવા આવા માણસોની હસ્તિ છતાં ત્યાંની જ્ઞાતિમાં કુસંપ ક્લેશ ઓછો કેમ થતો નથી તેનુ કારણ સમજાતું નથી. અમે ધારીએ છીએ કે કેળવણીના બહોળા ફેલાવા સાથે તે પણ થવા પામશે ને આપણી ખડાયતા જ્ઞાતિ બીજી વણિક કોમો કરતાં થોડા વખતમાં કેળવણીના પ્રતાપથી આગળ આવશે એમાં શક નથી.

ગમે તેમ હોય પણ મુખ્યત્વે કરીને જેઠાલાલભાઇના ને બીજા કેટલાકના બોલવાપરથી આજ દરખાસ્તને બીજા કેટલાક આગેવાનોએ ટેકો આપ્યા બાદ દામોદરદાસ સ્કોલરશીપની મદદ લઇ પાસ થયેલા બે ગ્રેજ્યુએટોએ પોતે લીધેલ મદદ પાછી વાળવા જણાવ્યું હતું. જેમાંના એક જણે રૂ. ૧૦૦) દર વર્ષે આપી તે મદદ આઠ વર્ષ સુધી જારી રાખવા જણાવ્યું હતું ને બીજાએ રૂ. ૫૦) દર વર્ષે એમ છ વર્ષ સુધી મોડાસા બોર્ડીંગ ફંડના આપવા જણાવ્યું હતુ ને બીજી પણ પોતાથી બનતી મદદ આપવા જાહેર કર્યું હતુ.

અંતે વખત થઇ જવાથી પ્રમુખની આજ્ઞાથી પહેલા દિવસનું કામ બંધ કરી સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

ત્યારબાદ રાત્રે તેજ પીપલાની જ્ઞાતિના તડની વાડીમાં સાડાઆઠને બદલે સાડાનવ વાગે જ્ઞાતિના ઘણા આગેવાન માણસો એકઠા મળ્યા હતા ને મધ્યસ્થ કેળવણી મંડળી કમિટી સારૂ કેટલાંક નામ સૂચવવામાં આવ્યાં હતાં જે અમો **નીચે જાહેર કરીએ છીએ.** તેમજ બીજા કેટલાક ગામ તથા એકડાવાળાઓએ પોતાને ગામ પાછા જઇ બધાને મળી પાછળથી નામ નોંધાવવાનું કબુલ કર્યું હતું ને અમે આશા રાખીએ છીએ કે ટુંક વખતમાં તેઓ પણ તે પ્રમાણે પોતાની તરફના નામ મોકલી આપશે.

---

## Khadayata Education Society.

### ( કેળવણી મંડળ. )

### કમિટીના મેમ્બરોનું લીસ્ટ.

અમદાવાદ ( દશા )

રા. રા. કેશવલાલ હરીભાઇ શેઠ
" " સોભાલાલ મંગળદાસ શાહ
" " માણેકલાલ રણછોડદાસ શેઠ
" " છોટાલાલ કેશવલાલ શાહ
" " કેશવલાલ અમીચંદ શાહ
" " ચીમનલાલ ગીરધરલાલ દેસાઇ
" " માણેકલાલ મણીલાલ રણછોડદાસ શેઠ

વીશા.

" " શેઠ અમરતલાલ દામોદરદાસ ગોકળદાસ
" " શેઠ બદ્રેશ્વરદાસ ધરમચંદ
" " શેઠ અમરતલાલ હાથીદાસ
" " શેઠ લલ્લુભાઇ બદ્રેશ્વરદાસ
" " શેઠ જમનાદાસ દયાળજી
" " શેઠ મોહનલાલ મગનલાલ
" " શેઠ કેશવલાલ દોલતરામ.

વટવા–વીશા

" " શેઠ મોહનલાલ નરોતમદાસ
" " શેઠ બાપાલાલ શંભુલાલ
" " શા. રણછોડદાસ હરજીવનદાસ
" " શા. ગીરધરલાલ છગનલાલ

સુરત–દશા.

" " નગીનદાસ ઘેલાભાઈ
" " નાથાલાલ લલ્લુભાઇ વકીલ

વીશા.

" " નાનુભાઇ ઘેલાભાઇ
" " મંછારામ મોતીરામ શેઠ

રા. આત્મારામ કહાનદાસ
,, મંગળદાસ લલ્લુભાઈ
,, બાઈજીભાઈ ઇશ્વરદાસ
,, છોટાલાલ વ્રજલાલ
,, ગોરધનદાસ જમનાદાસ
,, મુળજી જમનાદાસ
,, છગનલાલ જેઠાભાઈ

રા. મથુરદાસ ભીખાભાઈ
,, ત્રીભોવનદાસ અમથાસા.
,, ગોરધનદાસ મથુરદાસ
,, ભોગીલાલ નરોતમદાસ
,, ગોરધનદાસ મુળજીભાઈ
,, મગનલાલ કેશવલાલ
,, જેઠાલાલ વલ્લભદાસ

## મોડાસા ( વીસા )

રા. રા. ભગવનદાસ કાળીદાસ
,, ખેમચંદ સખીદાસ
,, જમનાદાસ સાંકળચંદ
,, અમીચંદ નાથજી મોદી
,, ભોગીલાલ દામોદરદાસ
,, બાઈચંદ માણેકચંદ
,, સાંકળચંદ લીલાચંદ
,, મુળજીભાઈ નાથજીભાઈ કોઠારી
,, માધવલાલ વીરચંદ
,, મુળજીદાસ વીરચંદ
,, દ્વારકાદાસ બહેચરદાસ
,, ભગવાનદાસ લીલાચંદ
,, લખમીદાસ લલ્લુભાઈ
,, કાળીદાસ લાલદાસ

## દશા.

રા. રા. વીઠ્ઠલદાસ શીવલાલ
,, જેઠાલાલ મોતીચંદ
,, મગનલાલ બાઈચંદ
,, સોમાલાલ મંગળદાસ
,, અંબાલાલ રવચંદ
,, કસ્તુરદાસ જેઠાદાસ
,, ચુનીલાલ રવચંદ

રા. રા. જીવાભાઈ ગોબરદાસ
,, અમીચંદ રવચંદ
,, ભોગીલાલ જેઠાભાઈ
,, હકમચંદ ધરમચંદ

## પ્રાંતીજ ( મોટા એકડો. )

રા. રા. મહેતા હરજીવનદાસ હરીભાઈ
,, શાહ મગનલાલ હરીભાઈ
,, ,, ગગનલાલ બાપુજી
,, ,, માણેકચંદ નરોત્તમદાસ
,, ,, ગોકળદાસ ભોગીલાલ

## પ્રાંતીજ ( નાનો એકડો. )

રા. રા. જગજીવનદાસ ખેમચંદ
,, જગજીવનદાસ શીવલાલ
,, લલ્લુભાઈ ગરબડદાસ
,, મગનલાલ બાપુજી

( ભેટાશી )

## હળધરવાસ ( વીશા. )

રા. રા. મલુકચંદ મનોરદાસ
,, મગનલાલ કુબેરદાસ
,, પરસોતમદાસ ગોપાળદાસ
,, હીરાચંદ લલ્લુભાઈ

## હળધરવાસ.

રા. રા. પાનાચંદ પુરૂષોત્તમદાસ
,, ગોરધનદાસ બાઈચંદભાઈ
,, ત્રીભોવનદાસ કાલીદાસ
,, હીરાચંદ વ્રજલાલ શાહ
,, જેઠાલાલ છગનલાલ
,, છોટાલાલ હરીવલ્લવદાસ

## કપડવંજ આતરસુંબા ખડાલના વીસા ગામના ( દશા. )

રા. રા. સાંકળચંદ દલસુખરામ ગાંધી
,, જેચંદ કુબેરદાસ દલાલ
,, ભોગીલાલ મથુરદાસ
,, મોહનલાલ બળદેવ પરીખ
,, કેશવલાલ સોમાભાઈ
,, માણેકલાલ મણીલાલ શેઠ

તા. ૨-૧-૧૬ ને વાર રવિને રોજ બરોબર બાર વાગતે પ્રમુખ સાહેબ વોલંટીઅરો સાથે પધારતાં મેળાવડાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું ને આગલી રાત્રે કેટલુંક વિવેચન થયું હતું તે પ્રમાણે સમસ્ત જ્ઞાતિની મધ્યસ્થ બોર્ડિંગનો સવાલ પહેલો હાથ ધરવામાં આવ્યો હતો જેને લગતી દરખાસ્ત મુકવાનું કામ નડીઆદના બાહોશ ને અનુભવી વકીલ ગોકળદાસ

દાદાભાઈ તલાટીને સોંપવામાં આવ્યું હતું. જેમણે જણાવ્યું હતું કે આવી જાતિની મોટી સભાને ઘણાં કામ કરવાના છે અગરના એજ્યુકેશન સોસાયટી પણ તેનેજ સ્થાપવાની છે મહત અગત્યની કેળવણી, તેમજ સ્ત્રી કેળવણી, નૈતિક કેળવણી, ધાર્મિક કેળવણી વિગેરે કેળવણીનાજ જુદા જુદા પ્રશ્નોનો નિર્ણય લાવવા સારૂ મોટા ફંડની જરૂર છે પણ તે બધુ હાલ તે પડેલાં આખી કોમના ઉદ્ધારને વાસ્તે પણ તે વર્ગને આગળ લાવવા સારૂ બોર્ડિંગ જેવી સંસ્થા તરફ પોતાનું બધું ધ્યાન આપવાની અને બધો ફંડ વાપરવાની પહેલી આવશ્યકતા છે અને તેનેજ સમતું જો ફંડ ઉપાડવામાં આવે તો મને ખાતરી છે કે આજની સભામાં તે ફંડ આજને આજ ભરાઈ શકે એજ્યુકેશન સોસાયટી સ્થાપવાનું કામ અગત્ય ધરાવે છે અને ઉત્તમ છે પણ તે સ્થાપવાને માટે અને તેને વાસ્તે કમિટી નીમી કરી કામ આગળ ચલાવવાને માટે કેટલોક વખત નીકળી જશે તે દરમ્યાન મધ્યસ્થ બોર્ડિંગને લગતો સવાલ હાથ ધરવામાં આવે અને તે કામ ઉપાડી લેવાને વાસ્તે ઓર્ગેનીઝીંગ કમીટી નીમી કામ તરતજ શરૂ કરવામાં આવે તો આ સભાએ કાંઈક સંગીન કામ કર્યું ગણાશે; તેટલા માટે મારી આ સભાને ખાસ વિનંતી છે કે આ કામ તરતજ હાથ ધરવું અને બોર્ડિંગને વાસ્તે યોગ્ય સ્થળ નક્કી કરી ત્યાં તે ઉપાડવાને વાસ્તે તરત યોગ્ય પગલાં લેવાં.

ત્યારબાદ રાજેશ્રી ગોકલભાઈએ શરૂઆતમાં આ સીતેર કે પોણોસો છોકરા સારૂ તેને વાસ્તે કરવા જોઈતા ખરચનો અડસટ્ટો આપ્યો. ૮૦ અને ૧૪ હજાર ચાળીસથી પચાસ હજરતું થાય તો પણ તે પુરતું થઈ પડે એમ જણાવ્યું હતું ત્યારબાદ નડીઆદના વતની પરસોતમદાસ ગોરધનદાસ ડેપ્યુટી ઇન્સપેક્ટરે આ વિષયપર પોતાના વીચારો દર્શાવતાં ખરચની બાબતમાં જણાવ્યું હતું કે શરૂઆતમાં છોકરાઓને રહેવાને વાસ્તે જો ભાડાના મકાનથી ચલાવી લેવામાં આવે તો મોટા ફંડની જરૂર નહિ પડતાં નાના ફંડથી ચલાવી લેવાય એમ પોતાનો અભિપ્રાય જણાવ્યો હતો તેને અમૃતલાલ ભગીદાસ વૈદ્ય સભાના સુપ્રીન્ટેન્ડન્ટ અનુમોદન આપતાં પોતાના અનુભવ ઉપર બોર્ડિંગની બાબતમાં કેટલોક વધારે અજવાળું પાડ્યું હતું અને જણાવ્યું હતું કે આ એવો મહત્વનો સવાલ છે કે તેની બાબતમાં ખર્ચ વિષે શરૂઆતથી કાપકુપ કરવાની હું જરૂર જોતો નથી પણ આપણી પાસે સારૂં ફંડ કરીને પછીજ બોર્ડિંગ ઉઘાડવાની હું સલાહ આપુ છુ કારણ કે મારા વિચાર પ્રમાણે એ બોર્ડિંગ સારી દેખરેખ નીચે તેમજ સારા શહેરમાં અને સારી જગ્યાએ ઉઘાડવી જોઈએ કારણ કે તેના ઉપર છોકરાઓના ભવિષ્યનો મોટો આધાર રહી રહેલો છે. તો તે ક્ષેત્ર સંકુચીત નહી બનાવતાં તેને જેમ બને તેમ બહોળું બનાવવું જોઈએ અને ત્યાં રહેતા છોકરાઓને મોટા મોટાના સમાગમમાં આવવાનો અને આગળ ઉપર તેમનામાં લાયકાત હોય તો મોટા કાર્ય કરવાનાં બી તેમનામાં ત્યાંથીજ રોપાય એવી તેમને દરેક તક આપવી જોઈએ અને પ્રસંગ મળવો જોઈએ. ત્યાર બાદ નડીઆદ હાઈસ્કુલના હેડ માસ્તર જયચંદ કુબેરદાસ દલાલે પોતાના વિચાર જણાવતાં કહ્યું હતું કે મને આ બાબતનો કેટલાક વર્ષોનો અનુભવ છે તે પરથી હું એમ જણાવવાની રજા લઉં છું કે આ બાબતમાં ખરચમાં કાપકુપ કરવાની અગત્ય જરૂર છે જો કે તેને જેમ બને તેમ સારી દેખરેખ નીચે રાખવામાં આવે તોજ ખરો ફાયદો થવાનો સંભવ છે નહિં તો અમારા સરકારી બોર્ડિંગો બધાને માટે ઉઘાડીજ છે ત્યારબાદ બીજા કેટલાક ગૃહસ્થોએ પણ આ દરખાસ્તને અનુમોદન આપ્યા

પછી સભાએ આવી એક બોર્ડીંગની જરૂર છે. એમ સ્વીકાર્યું હતું.

પછી વખત ઘણો થઇ જવાથી ત્યાર પછીની બે વિનંતીઓ મફત અંગ્રેજી કેળવણી તથા સમાજોની સ્થાપનાઓનો સવાલ એક સાથેજ ભેગો ચર્ચવામાં આવ્યો હતો તે બાબતની દરખાસ્ત રજુ કરવાને વાસ્તે અમદાવાદના આહોશ અને આગળ પડતા વકીલ હરિલાલ નાથાભાઇ પારેખ ઉભા થયા હતા અને બહુજ છટાદાર અને અસરકારક શબ્દોમાં પોતાના વિચારો દર્શાવતાં કેળવણીનું કામકાજ કરવાને વાસ્તે સભાને ખાસ આગ્રહ કર્યો હતો ને જ્યાં જ્યાં જ્ઞાતિના ભણતા છોકરાઓને મદદ આપવાના ફંડો ની સ્થાપના થઇ નહોતી ત્યાં ત્યાં તેવા ફંડો સ્થાપવાનું કામ ઉપાડી લેવાને હાજર રહેલા ગૃહસ્થોને આગ્રહ કરી જણાવ્યું હતું અને પોતેજ પોતાના ગામના સંભાવિત ગૃહસ્થ ચુનીલાલ વ્રજભાઇની સાથે તેવું એક ફંડ પોતાના ગામ ખેડામાં ઉઘાડવાનું આગલે દીવસેજ નક્કી કર્યાનું જણાવ્યું હતું અને તેવું ફંડ ઉઘાડવામાં આવે તો પોતાની તરફથી અડધું ખર્ચ આપવાનું કબુલ કર્યું હતું એજ પ્રમાણે બીજા જ્ઞાતિબંધુઓ પણ તેમનો દાખલો લઇ બીજે સ્થળે ફંડો ઉઘાડવાનું મનપર લે ત્યાં તેવા ફંડો ઉઘાડવામાં પણ કોઇપણ જાતનો વિલંબ કે ઢીલ થાય નહિ એમ પોતે ખાતરી આપી હતી. આ દરખાસ્તને ટેકો આપતાં નડીઆદના વતની ડાહ્યાભાઇ દાકોરદાસ નાથાભાઇ દેસાઇએ જણાવ્યું હતું કે કેળવણીનાજ પ્રતાપથી નાગર ક્ષત્રીય અને કાયસ્થ જેવી કોમો સુધારાના ઉંચા શિખરપર પ્રયાણ કરતી હતી તેજ પ્રમાણે ખડાયતા બધુઓએ પણ સુખી થઇ તેમની પાછળ જવાનો વિચાર રાખવો હોયતો પોતાના ગામની જ્ઞાતિ કેળવણીના ફંડ ઉઘાડવાનું અને છોકરાઓને અભ્યાસમાં ઉત્તેજન તેમજ મદદ કરવાની જરૂર જણાવી હતી. અને નડીઆદ ખડાયતા વિદ્યા ઉત્તેજક ફંડને લગતા પોતાના કેટલાક વર્ષના અનુભવથી એમ પણ કહ્યું હતું કે, જ્ઞાતિબંધુઓને પણ ખરેખર મદદ કરવાનો વિચાર હોયતો ઉંચા નીચા કે ગરીબ તવંગર વિગેરેનો ભેદ રાખ્યા શિવાય આવા ફંડમાંથી દરેકે દરેક વિદ્યાર્થીની મદદ કરવાની રૂઢી ચાલુ કરવી જોઇએ અને તેમ કરવામાં આવશે તોજ ખડાયતા બંધુઓ પોતાનું સ્વમાન ગુમાવ્યા શીવાય ફંડમાંથી મદદ લેવાનું ઉચિત ધારશે અને ફંડ સ્થાપનારાઓની ઇચ્છા તેમજ મનોરથ ફળીભૂત થશે અને તેમની મુરાદ બર આવશે. આ દરખાસ્તને બીજા કેટલાક બોલનારાઓએ જેમાં નારદવાળા મગન લાલ વનમાળીદાસ મહેતા, ઉમરેઠના બાપુજી વીઠલદાસ, અમદાવાદના લલ્લુભાઇ બેચરદાસ મુખ્ય હતા તેમણે ટેકો આપ્યો હતો. ત્યારબાદ મહેમદાવાદના અચરતલાલ મોહનલાલ કોઠારીએ આ દરખાસ્તને ટેકો આપતાં સભાનો જુસ્સો ધ્યાનમાં લઇ તે જુસ્સાનું વલણ નકામું નહિ જવા દેતાં તેને જ્ઞાતિ હીતના કાર્ય સારુ વાળી લેવાનું ઉચિત ધારી ત્યાંને ત્યાંજ ફંડ ઉઘાડવાની શરૂઆત કરવાનું આગ્રહપૂર્વક જણાવ્યું હતું, ત્યારબાદ દરખાસ્તને ટેકો આપવા નડીયાદના વતની અને ત્યાંના લોકપ્રીય બોલનાર ફુલચંદ ઝવેરદાસને જણાવવામાં આવતાં તેઓ સભા સમક્ષ ખડા થયા હતા અને સભાના બહાર પડેલા પોગ્રામમાં ધાર્મિક કેળવણી બાબતને સ્થાન આપવામાં આવ્યું નહોતું તેને વાસ્તે પોતાનો અણગમો અને નાખુશી દર્શાવી હતી. સભાની આગળ રજુ કરવાના ઠરાવોનો ખરડો જે ખડાયતા સમાજે તૈયાર કર્યો હતો તેમાં ધાર્મિક કેળવણીને યોગ્ય સ્થાન આપવામાં આવ્યું હતું, પણ તે ખરડો સભાને આગલે દીવસે એટલે કે ૩૧ ડીસેમ્બર ૧૯૧૫ ને રોજ જ્યારે નડીઆદના આગે-

વાનો તેમજ બીજા કેટલાકની સમક્ષ છેવટના પ્રસંગની સારૂ રજુ કરવામાં આવ્યો ત્યારે તે બધા કે જેઓ સબજેક્ટ કમીટીરૂપે એકઠા મળ્યા હતા તેમણે બીજા કેટલાક ઠરાવોની બાબતમાં તો ફક્ત શબ્દનો આડી તડી ફેરફાર કર્યો પણ ધાર્મિક કેળવણીની બાબતનો ઠરાવ તદ્દનજ ઉડાવી દીધો હતો તેથી કરીને ફુલચંદભાઈ જેવા બીજા કેટલાક ગૃહસ્થોને તે બાબતમાં અણગમો ઉત્પન્ન થયો હતો ત્યારબાદ આ ઠરાવને જેપુરવાળા રાજેશ્રી વીઠલદાસ આણંદજીએ પોતાની ગરગત્રુ ભાષામાં ટેકો આપ્યો હતો અને આવી બાબતમાં દરેક દરેક માણસે પોતાથી બનતો યોગ્ય ફાળો આપવાની જરૂર જણાતી હતી ત્યારબાદ કઠલાલવાળા હીરાચંદભાઈએ આને ટેકો આપતાં સ્થાનિક ફંડો ઉભાડવાની પણ સભામાંજ શરૂ કરવાનો જણાવ્યું હતું.

પછી વખત ઘણો થઇ જવાથી બાકીના ઠરાવ કે જેની નકલ આ સાથે આપવામાં આવી છે તે પ્રમુખની આજ્ઞાથી રાજેશ્રી ત્રીકમલાલભાઈએ સભા સમક્ષ વાંચી સંભળાવી સભાએ મંજુર કર્યા હોય એમ ગણી ઠરાવનું કામ પુરૂં કરવામાં આવ્યું હતું.

## સ્ત્રી-કેળવણી.

આપણી જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીનો બહોળો વિસ્તાર કરવા સારૂ તથા મોટી ઉમ્મર સુધી બાળાઓ કેળવણી લેઈ શકે અને મ્હોટી ઉમરની સ્ત્રીઓ ઘેર બેઠાં ઉપયોગી જ્ઞાન શી રીતે મેળવી શકે તે બાબતની ગોઠવણો કરવા સારૂ આ સર્વે સ્થાનીક મંડળોને ભલામણ કરે છે.

## શારીરિક તથા નૈતિક સ્થિતિનો સુધારણા.

આપણી જ્ઞાતિની પ્રજાની શારીરિક સ્થિતિ સુધરે તેમજ બાળકનું મરણ-પ્રમાણ ઓછું થાય અને આપણી વસ્તી વધે તે સારૂ બાળલગ્ન અટકાવવા તથા વરકન્યાની ઉમરમાં યોગ્ય ફેરફાર રાખવા તથા લગ્ન કરવા લાયક ઉમરની હદ વધારવાની ઘણી જરૂર છે એવું આ સભા માને છે તેથી જ્ઞાતિભાઈઓને આ બાબત પોત પોતાના એકડામાં જલદી વિચાર ચલાવી યોગ્ય ઠરાવ કરવાનો મજબુતિથી આગ્રહ કરે છે.

## ઐક્ય વધારવા.

આ સભા આપણી જ્ઞાતિમાં વધુ ઐક્યભાવ થાય તે માટે યોગ્ય ઉપાય લેવા સર્વ જ્ઞાતીભાઈઓને ભલામણ કરે છે.

અંબાલાલ ભગત.
ફુલચંદ ઝવેરદાસ.

## ખર્ચ ખુટણ.

આપણી જ્ઞાતીમાં જે જે સ્થળે અઘટીત ખર્ચ-ખુટણ કરવામાં આવતું હોય તે કમી કરવા માટે સર્વ જ્ઞાતી બંધુઓને આ સભા આગ્રહ પૂર્વક વિનંતી કરે છે.

વિઠ્ઠલભાઇ જેસાઇ.
બાપુભા હરિભાઇ ચોકસી.

## "ખડાયતામિત્ર" પત્ર.

ખડાયતા મિત્રમંડળ તરફથી પ્રગટ થતા "ખડાયતા મિત્ર" માસિકે કોમની જે સેવા બજાવી છે તેની આ સભા આનંદ સાથે નોંધ લેઇ અને તે માટે તંત્રીનો આભાર માને છે.

જેસંગલાલ વસંતજી ગાંધી.

૨૫ પ્રેમચંદ પનાચંદ
૨૫ ગીરધરલાલ મનોરદાસ
૨૦ જેઠાલાલ છગનલાલ
૨૦ છોટાલાલ હરીવલ્લભ
૨૦ બાપુજી નાથાલાલ

મોડાસર—(મોટી ઘરનો એકડો.) (વીસા.)
૨૫ લલ્લુભાઇ ગીરધરલાલ
૨૫ મગનલાલ કુબેરદાસ
૨૫ જગજીવન શીવલાલ
૨૫ મનસુખભાઇ ત્રીકમલાલ
૨૫ મગનલાલ બાપુજી (જેટલપીવાળા.)

મોડાસર—(મોટો એકડો.) (વીસા.)
૨૫ વરજીવનદાસ હરીભાઇ
૨૫ મગનલાલ હરીભાઇ
૨૫ મગનલાલ બાપુજી
૨૫ મલુકચંદ નરોતમ
૨૫ ગોકળદાસ ભોગીલાલ

અમદાવાદ—(વીસા.)
૫૦૦ શેઠ જમનાદાસ ત્યાલજી
૫૦૦ મોહનલાલ મગનલાલ ગોવિંદલાલ
૧૦૧ મોતીલાલ જીવણલાલદાસ

વરસા.
૧૫૦ બાપાલાલ રઘુલાલ

નડીઆદ— (મોટું નડ.) (વીસા.)
૧૦૦૦ છગનદાસ ગોપાળદાસ (દરવર્ષે રૂ. ૧૦૦)
૧૦૧ વકીલ મોહનલાલ ચુનીલાલ સરૈયા,
૫૧ બાલકૃષ્ણ બાપુજી

ઉમરેઠ.
૧૦૧ બાપુજી નીલકંઠ (દર વર્ષે)
૧૦૧ વકીલ કેશવલાલ નગીનદાસ તલાટી.

મહેમદાવાદ—(વીસા.)
૧૦૧ શા. છગનલાલ મોતીભાઈ
૧૦૧ શા. વિઠ્ઠલદાસ જીભાઇ
૧૦૧ શા. કેશવલાલ જીવણદાસ
૫૧ અંબાલાલ જેઠાભાઇ
૧ મગનલાલ પરસોતમ

૫૧ છોટાલાલ નાથાભાઈ
૩૧ ગલાભાઇ પુરુષોતમદાસ
૨૫ શા. મોહનલાલ પાનાચંદ
૨૧ શા. ચુનીલાલ જેઠાભાઇ
૨૧ શા. પરશોતમદાસ ત્રીભોવનદાસ
૧૬ ભોગીલાલ જેઠાભાઇ

૫૭૦ ફંડનો વહીવટ કરવા ઓનરરી સેક્રેટરી તરીકે વિઠ્ઠલદાસ જીભાઇને મુકરર કર્યા છે

કઠલાલ ભાનેર—(વીસા)
૨૦૧ શા. છોટાલાલ હીરાચંદ
૫૧ શા. મોહનલાલ લલ્લુભાઇ
૫૧ દામોદરદાસ નારણજી
૨૫ શંકરલાલ નાનચંદ
૨૫ ભાગીદાસ મથુરભાઇ
૨૫ નંદલાલ ગોવિંદજી
૨૫ સીવલાલ મોતીચંદ

સુરત—(દશા.)
૧૦૦૧ રા. શેઠ નરોતમદાસ
૧૦૧ શા. નગીનદાસ કાશીદાસ
૫૧ શા. નગીનદાસ બીખુભાઇ
૫૧ શા. નગીનદાસ પેથાભાઇ

(વીસા
૧૦૦૧ શેઠ હીરાભાઇ હરીવલ્લભદાસ હા. નથુભાઇ પેથાભાઇ

કાઠીઆવાડ.
શેઠ વિઠ્ઠલદાસ આનંદજી તરફથી કાઠીઆવાડના પ્રથમના વિદ્યાર્થી જે બોર્ડિંગમાં રહે તેને દરવર્ષે રૂ. ૨૫

મોડાસા—(વીસા) —બોર્ડિંગ.
૩૦૦ આણંદજી માણેકચંદ શાહ
૧૫૧ શેઠ વીરચંદ શાંતિદાસ (વરોલ)
૧૦૧ શા. ભગવાનદાસ કાળીદાસ (રેલાવ)
૧૦૧ આણંદજી નંદલાલ
૧૦૦ વકીલ ભોગીલાલ દામોદરદાસ

(ચાલુ પ્રગટ થશે.)

### નડીઆદના રા. રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાનો ઉપકાર.

( આ સભામાં પધારેલા ગૃહસ્થોનો ત્રણ દીવસને ઉતરવા જમવા વગેરેની સવડ કરવા તથા પોતા તરફથી ખર્ચે માંડી વાળવા સારૂ. )

દરખાસ્ત કરનાર. રા. વકીલ ત્રીકમલાલ દેસાઇ
રા. વકીલ હરીલાલ નાથાભાઇ
રા. વકીલ બાલુભાઇ ત્રી. દેસાઇ

જવાબ—તેમણે આ પ્રસંગે નીચે પ્રમાણે બક્ષીસો જાહેર કરી.

નડીઆદની વાડીમાં જ્યાં ભાષણ કર્તાઓએ ઉભા રહી ભાષણ કર્યાં અને તે જગા પાવન કરી તે પર સ્થંભ તરીકે તેમના પિતાના નામથી લાઇબ્રેરી હોલ બંધાવી આપવા જણાવ્યું હતું.

(૨) મધ્યસ્થ ફંડમાં રૂ. ૫૦૧) (૩) શ્રી ખડાયતા બોર્ડીંગમાં રૂ. ૨૫૧); (૪) સ્ત્રી કેળવણી સાર રૂ. ૨૫૯)

મુંબાઇ ખડાયતા સમાજનો તથા તંત્રી રા. ભાઇલાલ કોઠારીનો ઉપકાર માન્યો.

દરખાસ્ત—વકીલ ગોકળદાસ હા. દલાલ (નડીઆદ) તથા ટેકામાં અન્ય ગૃહસ્થો.

**રા. ત્રીકમલાલનો સમાજ તરફથી જવાબ.**

**રા. ભાઇલાલભાઇનો જવાબ.**

### વોલંટીયરોનો ઉપકાર.

તે પરથી વોલંટીઅરો તરફથી તેમના કેપ્ટન રા. ચીમનલાલ હરીલાલ દેસાઇએ પોતા તરફથી રૂ. ૨૫ તથા વોલંટીઅરો તરફથી રૂ. ૫૦ મધ્યસ્થ ફંડમાં આપવા જણાવ્યું.

વોલંટીઅરોને સેવાના બદલામાં તેમને આ સભા તરફથી દરેકને રૂપાનો ચાંદ આપવા નક્કી કરવામાં આવ્યું.

### પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત.

### પ્રમુખનો જવાબ.

### આવતી કોન્ફરંસ ઉમરેઠ ખાતે.

કેવટે ઉમરેઠની ન્યાત દશા વીશા સમસ્ત તરફથી આવતી મીટીંગ કોન્ફરંસ રૂપે ઉમરેઠ ખાતે ભરવા ત્યાંના નીચે લખેલા આગેવાનોએ માગણી કરી. તે સ્વીકારવામાં આવી હતી.

મહાજન શેઠ જેઠાલાલ ભોગીલાલ
રા. પટેલ મુળજીભાઇ નરોતમભાઇ
વકીલ કેશવલાલ ર. પટેલ
રા. નારણલાલ અમથાલાલ
વકીલ છોટાલાલ નાનાલાલ
વકીલ છગનલાલ જેઠાલાલ
રા. આશાભાઇ કહાનદાસ
મણીલાલ જમનાદાસ વગેરે વગેરે.

મહેરબાન તંત્રી સાહેબ,

આપણી સમસ્ત ખડાયતા ન્યાતની દશા તથા વિશાની સામાન્ય સભા પરિષદ રૂપે નડીઆદ મુકામે મે તા. ૧-૨ ના રોજ મળી તે સબંધી બે બોલ લખવા ખડાયતા સમાજ મુંબઇ તરફથી ઉચીત ધાર્યું છું તેને આપના "ખડાયતા મિત્ર" ના આવતા અંકમાં સ્થાન આપી આભારી કરશો.

મુંબાઇની ખડાયતા સમાજ તરફથી આ પરિષદ બોલાવવા સંબંધી ફકત શરૂઆતની તજવીજ થયેલી હતી. પણ પાછળનું કામ આપે તથા નડીઆદના દરેક તડના આગેવાનોએ ઉપાડી લીધેલું તે માટે તે સર્વેનો ને ખાસ કરી ત્યાંના શેઠ ગોરધનદાસ દ્વારકાંદાસ તલાટી, જોગીલાલ હરિભાઇ, હરગોવનદાસ ઠાકર, ઠાકોરદાસ દેસાઇ, ગોકળદાસ સરૈયા, ચુનીલાલ તથા હરિલાલ, ગાંધી મોહનલાલ સરૈયા, મોહનલાલ ઠેકેદાર, મુગટભાઇ મથુરદાસ દરેક નો તેમના-તેમના દરેક તડના ગ્રહસ્થોનો તેમની મદદ તથા સહાનુભૂતિ સારૂ મુંબાઇની સમાજ તરફથી તેના ઉપપ્રમુખ તરીકે જાહેર રીતે આભાર માનવાની મારી ફરજ સમજુ છું.

આ ઉપરાંત આપણી ન્યાતની ભવિષ્યની આશા જે યુવાન વર્ગ પર છે ને જે યુવકો હાલ કોલેજ તેમજ ઇંગ્રેજી નિશાળોમાં અભ્યાસ કરે છે તેમાના કેટલાકે આ હીલચાલ સાથે જોડાઇ સ્વયં સેવક તરીકે ન્યાતની જે ઉમદા સેવા બજાવી છે તેની નોંધ લેવાની તેમજ તેમનો ઉપકાર માનવાની પણ હું મારી ફરજ સમજુ છુ તેમજ તેમની સેવાની કદર કરી તેમને દરેકને મુંબાઇની સમાજે ચાંદ આપવાનું નક્કી કર્યું છે તે જાહેર કરવાની તક હાથ ધરૂં છું. આજે જે વિદ્યાર્થી છે તે કાલે આપણી ભવિષ્યની પ્રજાની દરેક હીલચાલના આગેવાન થશે ને નેતા તરીકેની જુમ્મેદારી તેમના પર પડશે તેવા આશરે ૫૦ વિદ્યાર્થીઓએ પોતાના વખતનો ભોગ આપી ઘણી સંતોષ કારક રીત સેવા બજાવી છે તે આખા સમૂહમાં ભવિષ્યના કાર્ય પરત્વે શુભ આશાઓ ઉત્પન્ન કરી છે ને બીજાઓ ઉપર ઉંડી છાપ પાડી છે. તેથી સમસ્ત ન્યાતના તેથી દસગણા વિદ્યાર્થીઓ આવતી સભામાં ઉમરેઠ મુકામે ભાગ લેવા પ્રેરાશે એવી મારી ખાત્રી છે.

આ સીવાય નડીઆદના પીપલાના તડના ગ્રહસ્થો જેઓએ આ મદદ મંજાવર સભા સારૂ પોતાની વાડીમાં દરેક જાતની તજવીજ રાખી બધા સગવડ પુરી પાડી હતી તેમનો આપણી સમસ્ત સભા તરફથી જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે અને ઉત્તકમાં તે સૌથી વધુ આભારી તો આપણને તે તડના આગેવાન ને જાણીતા બાહોશ, રંગના વેપારી શેઠ રણછોડલાલ જોગીલાલે કર્યો છે જેમણે પોતાના પૈસા, વખત તેમજ ઉત્સાહનો અપૂર્વ ભોગ આપી આ કાર્યને ફતેહમંદ બનાવવામાં મુખ્ય ને આગળ પડતો ભાગ શરૂઆતથી તે છેવટ સુધી લીધો હતો. તેઓએ પોતાને ખર્ચે મોટા સપ્પામાં બાહાર ગામથી પધારેલા ગૃહસ્થો માટે ઉતારા જમવા વિગેરેની તમામ સગવડ ઘણીજ સંતોષ કારક રીતે પુરી પાડી તેમની સેવામાં પોતાના તડના દરેક જણને પધારેલા ગ્રહસ્થોની સેવામાં બધો વખત ઉભે પગે હાજર રાખ્યા હતા એ તેમની વર્તણુક જોઇ દરેક આવનારના મનપર ઉંડી અસર ને તેમના પ્રત્યે ઉંચો ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નહી હતો, હજી સુધી કોઇએ નહી ઉપાડેલો તેવો મોટો બોજ ઉત્સાહી—ન્યાતના પેટરનક તરીકે ઉપાડી લઇ ન્યાતની તેમણે જે અપૂર્વ સેવા બજાવી છે તે ભવિષ્યમાં કેટલાક વર્ષ સુધી આપણી ન્યાતની તવારીખમાં એક અદ્ભુત ઉંચા દાખલા તરીકે ઝળકી રહેશે તેવા લાયક નરનો આ પ્રસંગે ફરીથી જાહેર રીતે ઉપકાર માનવો એ હું મારૂં કર્તવ્ય માનું છું.

આ સભામાં શું કામ કરવાનું હતું તે સંબંધે સભા મળતા પહેલાંના મારા લે ખમાં મેં દર્શાવ્યું હતું, ત્યારે હવે સભાનો કાર્યક્રમ પુરો થઇ ગયો છે પછી તેણે શું કામ ખરેખર કર્યું તે બાબત સ્હેજ ઇસારો કરવો હું વ્યાજબી ધારું છું. મારે પહેલેથીજ જણાવવું જોઇએ કે સભામાં ધાર્યા કરતાં ઉત્સાહ વધારે પ્રસર્યો હતો, તેમજ જુદા જુદા ગામના આગેવાનોએ સારી સંખ્યામાં હાજરી આપેલી હોવાથી માણસોની મેદની પણ ધાર્યા કરતાં વધારે જામી હતી. તેના પરીણામે જે શુભ કાર્યની શરૂઆત સારૂ આપણે મળ્યા હતા તેનો પાયો બહુ પાકી રીતે નંખાયો છે એમ કહું તો કંઇ ખોટું નથી. ઉંચી કેળવણીના વધુ પ્રસાર સારૂ મધ્યસ્થ સંસ્થાની જરૂર સ્વીકારાઇ છે. એટલુંજ નહી પણ તે શરૂ કરવા જોઇતા નિયમો વિગેરે ઘડવા સબ કમીટી નિમાઇ છે. તે કમીટી ખરડા ઉપર પોત પોતાના ગામમાં વિચાર ચલાવશે તે પછી પોતાના અભિપ્રાય ગામ એકડા કે ન્યાત તરફથી જણાવશે. થોડા વખતમાં સર્વ અભિપ્રાય આવી ગયા બાદ તે સંસ્થા કેટલાક નામ સાથે જાહેર કેળવણી સંસ્થા તરીકે રજીસ્ટર થશે. તે રજીસ્ટર થયા બાદ જે ગ્રહસ્થોએ નાણાં ભર્યા છે અને જે ભરશે તેમની પાસેથી વસુલ કરી સારી જામીનગીરીઓ રોકવામાં આવશે. ત્યારબાદ વ્યવસ્થાપક કમીટી મધ્યસ્થ બોર્ડીંગ સ્થાપવાનુ તેમજ ઉંચી કેળવણી સારૂ સ્કોલરશીપ કે લોન વિગેરે આપવાનુ કામ શરૂ કરશે. તે જે ઉત્સહાથી નડીઆદ મુકામે કામ શરૂ થયું છે તે ચાલુ રહેશે તો આવતા સભા કોન્ફરંસ રૂપે ઉમરેઠ મુકામે મળે તે પહેલાં કંઇ સંગીન પરીણામ આવ્યા વિના રહેશે નહિ એવી મારી ખાત્રી છે.

વિશેષ સંતોષની વાત એ છે કે ઘણે ઠેકાણે જ્યાં નાની સભાને અથવા મફત ઇંગ્રેજી કેળવણી સારૂ મંડળો નહોતાં તેવે ઠેકાણે તેવા સમાજો કે મંડળોની સ્થાપના ખાસ લાભના પરિણામે થઇ છે. (જેમકે કપડવંજ, મોડાસા ખેડા, હળધરવાસ ધોડાસર, ઉમરેઠ, નડીઆદ વિગેરે.) આથી દરેક ઠેકાણે ભવિષ્યના કાર્યમાં સારી મદદ કરી શકે તેવી જુદી જુદી સ્થાનિક સંસ્થાઓ ઉભી થશે ને બંધારણના કાર્યને સારો ટેકો મળશે.

તેમજ સભામાં ઘણીખરી જરૂરી બાબતો સંબંધી ઠરાવ રૂપે વિજ્ઞપ્તિઓ પસંદ કરવામાં આવી હતી. તે દરેક ગામના ન્યાતના પંચ ઉપર મોકલી આપવામાં આવશે. દરેક કોમમાં ન્યાતનું બંધારણ એવી રીતનું હોય છે કે સામાન્ય સભા કે કોન્ફરંસ જે ઠરાવો કરે તેનો અમલ એકદમ કોઇથી થઇ શકેજ નહિ. જેમકે નેશનલ કોન્ગ્રેસ તથા સાંસારિક કોન્ફરંસ પોતાના ઠરાવના અમલમાં મુકી શકતી નથી તેમજ તે સરકારને કે કોઇ મંડળને બંધનકર્તા નથી પણ ફક્ત એકઠા થયેલ લોકમતનું નીશાન હોઇ ફક્ત સુચના રૂપે છે તેમજ આપણી આ સભાની વિજ્ઞપ્તિઓ પણ કોઇને બંધનકારક ઠરાવ રૂપે હોઇ શકેજ નહી તે તો ફક્ત એકઠા થયેલ ૧૫૦૦ ગૃહસ્થોની એકી અવાજે સુચના રૂપે છે ને સૂચનાઓનો કેવી રીતે ને શું અમલ કરવો તે દરેક ગામની ન્યાતના ગૃહસ્થો આ સુચનાઓ તરફ જરૂર લક્ષ આપશે ને તેનો ઘટતો અમલ કરવા બનતો પ્રયત્ન કરશે એ નિઃસંદેહ છે. સભાનું કામ લોકમત કેળવવાનું ને તે પ્રદર્શિત કરવાનું છે જે આ સભાએ આ પ્રસંગે નડીઆદ મુકામે અહુજ ફતેહમંદ રીતે કર્યું છે તે બાબત બે મત છેજ નહી.

ફરીથી પણ આ પ્રસંગે જે જે ગૃહસ્થો પોતાની મદદથી ન્યાત સમસ્તની કંઇક પણ અંશે સેવા બજાવી છે તે દરેકનો મુંબાઇની સમાજ તરફથી આભાર માની વિરમુ છું.

ખડાયતા સમાજ }
ગીરગામ—મુંબાઇ }

લી. સેવક
ચીમનલાલ રણછોડલાલ દેસાઈ.

# વૈદક શાસ્ત્ર શું કહે છે?

"ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે વાજીકરણ ઔષધોનો ઉપયોગ કરવો જોઇએ. દરેક મનુષ્ય જે વાજીકરણ ઔષધનો ઉપયોગ હમેશાં કરે છે તે હમેશાં બળવાન અને લાંબી આયુષ્ય ભોગવે છે. અમોએ તદન શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી વાજીકરણ વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલ છે. આ વાજીકરણના ઉપયોગથી ધાતુબ્રાવ (સ્પરમેટોરીયા) તથા ધાતુસંબંધી દરેક દરદો દૂર થાય છે. પાચન શક્તિ તેજ રહે છે, કળતર, માથાનો દુખાવો, ચિન્તા, ઉદાસી, નબળાઇ, જીર્ણ જ્વર, અમેહ વગેરે દરેક દરદોનો નાશ કરી તેઓના શરીરમાં વિર્યની વૃદ્ધિ કરવા આ પ્રયોગ ઉત્તમ છે. તથા પુષ્ટિ બળ આપનાર છે.



કીંમત એક શીશીનો રૂ. દોઢ. પોષ્ટ ખર્ચ પાંચ આના.

## ઠેકાણું—સપટ કંપની.

કાલબાદેવી રોડ મુંબઇ.

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું.]   માઘ શુકલ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૨.   [અંક ૪ થો.

## ખડાયતા મિત્ર મંડળને બે બોલ.

( લેખક-જયચંદ મગનલાલ શાહ, મોડાસરવાળા- )
( સાંધણ ખડાયતા મિત્ર પુસ્તક ૧ લું. અંક ૮ મો પાને ૧૯૫ થી )

### મનહર છંદ.

ખડાયતા મિત્રના તંત્રી અને સભાસદો,
માસિક કાઢીને કર્યું સુધી જાણ્યુ સાલ શું?
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલશું. ૭
લખો છો કે મરણની પાછળ જમણ બંધ,
રોવા કુટવાનો ધારો મૂળથી ઉખાડશું.
જમણ જમાય નહિ લોકમાં ગણાતા જાય,
માલ મિષ્ટાન કહો ક્યારે રે ઉડાવશું.
રાણ્યા સાણ્યાને બાપજી બોલાને કોણ?
સીધી રાખી છાતી ચાળા કરે કહો કોણ શું,
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલશું. ૮
રોટીનો વ્યવહાર ત્યાંતો બેટી કરવાનુ કહો છો,
અમારા હૈયામાં વાત એવી ત ઉતરે શું,
અમારી બેટીઓ વહાલી અમોને વિશેષ જેથી;
પરદેશ કદી નહી અમો એને કાઢશું,
દક્ષિણ મદ્રાસ અને ખાનદેશ તણાઓને.
ભોળવી ફસાવી હમે પ્રપંચથી આણશું,
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ;
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલશું. ૯
બુદ્ધિવાન નારી વીના નરને ન સુખ મળે,
ઉલટ પલટ અતિ જ્ઞાતિ માંહે થાય શું;
કેળવી લેશે તેઓ તેમાં બાપનુ શું જાય કહો?
પુછવાને કોણ બેઠો સુધારાથી કામ શું,
તમારે તમારી પડી અમારે અમારી પડી.
આવી વાત કરવામાં તમારે કહો સાર શું?

તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલ શું. ૧૦
કૉન્ફરન્સ સભાઓને મીટીંગોમાં મળી બધા,
સંપી સુધારવા કહે અમારે ત્યાં કામ શું,
કોણ ઘર લુંટી લેશે કોણ ઘરમાંહિ પેસે;
અમારે તો પડી એક કમાવવાને દામ શું,
પૈસો એક ઇશ્વરને સ્ત્રી માની ગુરૂ અને;
છોકરાં છે સાધુ સંત સેવાતણું કામ શું ?
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલ શું. ૧૧
સુધારાની મંડળી કે સભામાં ન જઇએ પણ,
ઘેર બેઠે બેઠે અમે ટીકાકાર થાઇ શું;
પ્રતિપક્ષી તણા ખરા વિચારોને તોડી પાડી,
અમારા વિચાર ઉન્મત્તપણે ગાઇ શું;
શત્રુ હોકે મિત્ર કદી ભલે સગોભાઇ હો,
ગપ ગોળા ગબડાવી અમે નિચા પાડશું;
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલશું. ૧૨
દયા કરો ભક્તિ કરો શક્તિ અનુસાર તમે,
આચાર રૂડા પાળો પ્રીત કરો જ્ઞાત શું;
વૃત કરે દુઃખ થાય પ્રીત કરે ઘર જાય,
દયા તો કરીને અમે તંનને સુધારશું;
નર્ક સ્વર્ગ કોણે જોયાં કોણે વાત કહી આવી,
નથી તે સમજવામાં કાંઇ ભારે થાય શું;
તમારી બુદ્ધિ પ્રમાણે લાખો લેખ લખો પણ,
બાપદાદા અમારા ચાલ્યા છે એમ ચાલશું; ૧૩
એવા દેશી જનોના વિચાર દૂર થશે જ્યારે,
ત્યાં સુધી સુધારાની ક્લેહ કેમ થાય શું ?
અકલના હીણા અને બુદ્ધિના બળેલા ભાઈ;
ગમાર ઘણાએ દીકા સુધારો કહો થાય શું ?
માટે મારા વીર ધીર ધરીને કલમ કસો,
ઝખ મારી રહેશે બધા મેહેનત તે જાય શું ?
સેવક જયચંદની આશિષ અને અરજ એ છે,
પરમાર્થે ઝટ ધારો કેટલું ક સાર્ય શું. ૧૪.

## ખડાયતા સામાન્ય સભા સંબંધી બે બોલ.

"ખડાયતા મિત્ર" પત્ર હસ્તિમાં આવ્યું ત્યારથી તે આજ સુધી ત્હેની કેટી અસર થઇ અને ત્હેણે શું શું કામ કર્યું એવું કોઇ વ્યક્તિના મનમાં આવે ત્હેમને સારૂ આ બે શબ્દો આલેખાયલા છે. ખડાયતા મિત્ર કાઢવાનો વિચાર જે સમયે જે પુરૂષોના મગજમાં સ્ફુર્યો હતો તે ચોક્કસ ખરેખર આપણી જ્ઞાતિની જન્મોત્રીમાં લાભદાયક અને ફલપ્રદ હોવું જોઇએ. પત્રના કાર્યવાહકોને ખરેખર જ્ઞાતિ તરફથી ધન્યવાદ ઘટે છે, અને તે પત્રને અંગે રહેલી ખડાયતા સમાજ પણ એવું સાચું અને સંગીન કામ કરે છે કે તેઓને સમસ્ત જ્ઞાતિ અત્યંત આભારી છે, તેઓના કામના પરિણામરૂપે નડિયાદ મુકામે ભરાયેલી ગયા માઘની આપણી સામાન્ય સભા હતી. ઘણા વર્ષો જેના સારૂ ધન અને વખતને ભોગે સતત અને સાચા પ્રયાસો આદર્યા હતા તે પ્રયાસો ખંતીલા ઉત્સાહી અને કર્તવ્ય પરાયણ જનોને હાથ ફલપ્રદ નીવડવાનો પ્રસંગ આવેલો જોઇ કોનું હૃદય હર્ષિત થયા વગર રહે? આપણી કોમે ટુંક સમયમાં જે સંગીન અને આશા ભર્યું કામ ઉત્સાહપૂર્વક કર્યું તે કામ મ્હારા ધારવા મુજબ બીજી કોઇ કોમ ઘણા વર્ષ ગયા પછી પણ કરી શકી નહિ હોય.

ખડાયતા મિત્રની (sample) નકલો ગામેગામ મોકલવામાં આવી ત્યારે કોઇક કોઇક જગાએથી એવા ઉચ્ચાર નીકળેલા સાંભળવામાં આવતા કે આ ધતીંગ વળી ક્યાંથી કાઢયું? ધનનો અને વખતનો વ્યય નકામો શું કરવા કરો છો? મ્હોટાં મ્હોટાં ભાષણો કરી શા લેખો લખી સાદ બેસાડવો અને કાગળ અને સહી બગાડવી? તેઓને મ્હારે એટલુંજ કહેવાની જરૂર છે કે ગમે તેવો સુધારો અને તે જગાએ દાખલ કરવો હોય ત્યારે સુધારાની યોજના એકદમ ઘડી કાઢી અમલમાં કોઇ દિવસ મૂકી શકાયજ નહિ. તે તો ઉતાવળ (rashness) અને મુર્ખતા કહેવાય. પહેલા લોકમત કેળવ્યા સિવાય કોઇ દિવસ સુધારાને પહેલે પગથીએ પણ ચઢી શકાય નહિ. તે લોકમત કેળવવાનું કામ આ પત્રે ઘણી બારીકાઇથી અને નિડરપણે કર્યું છે, અને આપણે નડિયાદ મુકામે એકઠા થયેલા તે તેનું ફળ છે. આ પત્ર જ્યાંસુધી હસ્તિમાં નહોતું આવ્યું ત્યાં સુધી તે કામ મુશ્કેલ થઇ પડયું હતું અને થાત. ખરૂં જોતાં આપણી કોમે આમ કરવામાં બીજી કોમોનું અનુકરણજ કર્યું છે એમ કહીએ તો ખોટું નથી. કારણકે આપણે જોઇએ છીએ કે ક્ષત્રિય, ભાટીઆ, પાટિદાર, જૈન, મુસલમાન વિગેરે કોમો ક્યારનુંએ એ કામ કરવા મંડી પડી છે. હજુ તો આપણે શરૂઆતજ કરીએ છીએ. આ શરૂઆત જો ફતેહ અને જુસ્સો પ્રેરનારી નીવડે તોજ આગળ વધવાનાં ભવિષ્યનાં આશાજનક ચિન્હો નજરે પડયાં કહેવાય જો દરેક મનુષ્ય તે સંબંધી એમ નહિ વિચારે કે આપણે એકજ માબાપનાં છોકરાં ચપોના વર્ગ પરત્વે રહે છે તો શું થોડા સમય પછી એક બીજાને ઓળખશે?—બીજાને સુખે સુખી અને બીજાને દુઃખે દુઃખી એવો સંકલ્પ મનમાં નહિ આવે ત્યાં સુધી આપણો ઉત્કર્ષ થવો પણ કઠિન છે. દરેક કાર્ય સંપૂર્ણ રીતે ફળીભૂત થવાને પ્રયાસો આદરવાની જરૂર છે પણ પ્રયાસ એકલો કામ કરી શકે નહિ. બીજા તરફથી સાહ્ય મદદની જરૂર પડે છે. દરેક વ્યક્તિએ સમજવું જોઇએ કે મ્હને એક રોટલો મળે છે અને મ્હારો ભાઇ નસીબના યોગે કરીને ભૂખે દહાડા કાઢે છે તો તેની ભૂખ મટાડવી એ આપણું કર્તવ્ય છે.

આપણી ઉન્નતિનો આધાર કેળવણી ઉપરજ છે એવું મત કોઇ માને છે એ તો નિઃસંશયજ છે. સભાની બેઠકમાં બીજે દિવસે એકજ કલાકમાં લગભગ પચીશ હજાર રૂપીયા

જેવી રકમ ભરાઇ ગઇ એ કેવો ઉત્સાહ ! વળી ગામે ગામ આપણી કોમની સભાઓની સ્થાપનાની શરૂઆત પણ થઇ ગઇ છે એ કેવી હર્ષની વાત !-આ સંબંધી મ્હારે એકજ વિનંતી કરવાની છે કે સ્થાનિક ફંડો થયાં હોય તેની વ્યવસ્થા બરાબર થવી જોઇએ. એ ફંડનો કેવો સારો ઉપયોગ થઇ શકે તે સંબંધી સંપૂર્ણ વિચાર કરી અને બરાબર સમજણ ન પડે તો સલાહ આપનારી મંડળીની યોગ્ય સલાહ પ્રમાણે કરવું જોઇએ. દરેક ફંડની યોગ્ય વ્યવસ્થા સારૂ એક કમીટી નીમવી, જે કમીટીના ગૃહસ્થો એવા જોઇએ કે ન્યાતમાં જેનું માન વજન પડવું જોઇએ. વળી તે ગૃહસ્થો પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી પોતાની ન્યાતના છોકરાંઓના માબાપો જે પોતાનાં છોકરાંને નિશાળે ન મોકલતાં હોય યા આગળ ભણાવવાને આચકો ખાતાં હોય તેઓને જાતે શ્રમ લઇને કેળવણીની આવશ્યકતા સમજાવશે અને બોધ આપશે તો ખરેખર તેઓએ જ્ઞાતિની કીમતી સેવા બજાવી એમ કહેવાશે.

વળી આપણી ઘણી ખરી જ્ઞાતિ એવા ગામમાં રહે છે કે જ્યાં અંગ્રેજી નિશાળો હોતી નથી. તેઓને માટે શું કરવું ? તેઓને માટે એક બોર્ડીંગ હાઉસ સ્થાપવાની આવશ્યક્તા સામાન્ય સભાએ બતાવી છે. તે સારૂ એક મધ્યસ્થ ફંડ એકઠું થયું છે અને તે કામ થોડા વખતમાં હાથમાં લેવાશે એમ આશા રખાય છે. મ્હારા ધારવા પ્રમાણે અમદાવાદ જેવા ગામમાંજ તેવી સંસ્થા થવાની જરર છે કે જેથી કરીને કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પણ તેનો લાભ લઈ શકે. પરંતુ મે. જેચંદભાઇએ સામાન્ય સભામાં પોતાના ભાષણમાં તે સંબંધી આપણને કહ્યું હતું તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવા સારૂ પૂરતો બંદોબસ્ત થવોજ જોઇએ નહિ તો અનિષ્ટ ફળ મેળવવાનો સંભવ છે. હું ધારૂં છું કે અમદાવાદમાં તેવા ઉત્સાહી અને કર્તવ્ય પરાયણ પુરૂષો નીકળી આવશેજ અને જો તેમાં સંશય પડતો હોય તો નડિયાદ તો તે કામ ઉપાડી લેવાને તૈયારજ છે. ફક્ત નડિયાદમાં કોલેજ નથી તેટલીજ ખોટ છે. આ સંબંધી વિચાર કરવા સારૂ નીમેલી કમીટી સત્વર મળવી જોઇએ અને કોઇપણ નિશ્ચય ઉપર વેળાસર આવવું જોઇએ. વખત નકામો વહી જવા દેવો જોઇએ નહિ. કોઇ કહેશે કે મધ્યસ્થ ફંડ બરાબર થયા પહેલાં વિચાર શા કામના ? ત્હેમને હું જણાવું છું કે આપણી ઉત્સાહી કોમને હવે તે સંબંધી બહુ કહેવું પડે તેમ નથી. એક કલાકમાં વીસ–પચીસ હજાર રૂપીઆ ભરાયા તે તો તમે નજરે નજર જોયું. બીજી જોઇતી રકમ સત્વર આવી જશે એમાં સંશય નથી કારણ કે ( હું ફરીને જણાવું છું કે ) આપણે એકજ માબાપનાં છોકરાં છીએ એવું ભાન આપણને થવા માંડ્યું છે. કમીટીએ સંપૂર્ણ યોજના ઘડીને બહાર પાડવી જોઇએ. શરૂઆતમાં મુશ્કેલીઓ નડશેજ પરંતુ વિપત્તિ સાથે બાથ બીડી કર્તવ્યમાં મશગુલ રહેશો તોજ અંતે કામ ફળીભૂત થશે. શરૂઆતમાં પૂરતું ફંડ ન હોય તો જે ગામોમાંથી છોકરાઓ બોર્ડીંગમાં રહેવા આવ્યા હોય તે ગામોના સ્થાનિક ( local ) ફંડને શીર છોકરાઓનું થોડુંક ખર્ચ ( ફીનું ચોપડીઓ, લુગડાં વિગેરેનું અગર તો ખાધા ખર્ચ ) નાંખવું અને બાકીનું ખર્ચ બોર્ડીંગ ઉપાડી લે. આ પ્રમાણે કર્યાથી ખર્ચ વહેંચાઇ જશે અને મધ્યસ્થ ફંડને વધારવાની આવસ્યક્તા સર્વ કોઇ જાણશે અને તેમ કરવાને સતત પ્રયાસ જારૂ રહેશે. પરમ કૃપાળુ પરમેશ્વર જ્ઞાતિના ઉત્કર્ષની શુભ પ્રેરણા આપણું દરેકમાં પ્રેરો અને તેને સારૂ યોજાતા પ્રયાસોમાં સહાય કરો ! શ્રી ઇષ્ટદેવ કાર્યકજી પ્રસન્ન હજો ! અસ્તુ !

ૐ શાંતિ; શાંતિ; શાંતિ.

લેખકઃ—હરીલાલ દામોદરદાસ ગાંધી. બી. એ.

પ્રિય જ્ઞાતિબંધુઓ, ગયા અંકમાં નડીઆદ મુકામે આપણી જે મહાન પરિષદ ભરાઇ હતી તેનો અને તેઠરાવો પૂર્ણપણે હેવાલ આપવાની ખાસ જરૂર હતી એટલે બીજા કોઇપણ લેખ ન લઇ શકાયા હોય તો દરગુજર કરશો. તેમજ અમે ધારીએ છીએ કે અમારો આપેલો હેવાલ સંપૂર્ણપણે તો લઇ શકાયો નથી કારણ કે અમે માસિકમાં સાધારણ રીતે જેટલી જગા રોકતા હતા તેના કરતાં બરોબર રોકગણી જ્ઞાતિ હિતનું કાર્ય હોવાથી આવા મોંઘવારીના વખતમાં ખરચનો હીસાબ ગણ્યા સીવાય જગા રોકી તોપણ કેટલીક જગોએ અમોને કાપકુપ કરવી પડી હતી છતાં અમને ખાત્રી છે કે અમારા ઉદાર દીલના જ્ઞાતિબંધુઓ અમારા આપેલા હેવાલને એકંદરે સંતોષકારક માની લેશે. હવે તે પરિષદ વખતે અમારા જ્ઞાતિબંધુઓમાંના ઘણાને પોતાના વિચાર દર્શાવવાની ઉત્કટ ઇચ્છા હતી અને કેટલાક તો પોતાના લેખ અગાઉથી પાસ કરાવવા મોકલાવેલા હતા છતાં વખતની કીમત તરફ ધ્યાન આપતાં પરિષદના કાર્યવાહકો એવા ઠરાવપર આવેલા કે દરેકને પોત પોતાના વિચારો અમે ને વિષયપર દર્શાવવાની છુટ આપવા જતાં ઘણા વખતમાં ઘણું થોડુંજ કામ થઇ શકે તેના કરતાં પસંદ કરેલા મહત્વના વિષયો ઉપર જુદા જુદા ગામના ચુંટી કાઢેલા માણસો પોતાના વિચાર દર્શાવે તો મેળાવડામાં સારી અસર થઇ ધારેલું કાર્ય વધારે સારી રીતે પાર પડે તેપરથી બીજો રસ્તો ગ્રહણ કરવો ઉચિત ધાર્યો. પણ તેથી મારા કેટલાક ઉત્સાહી જ્ઞાતિબંધુઓને પોતાના વિચાર દર્શાવતાં નિરાશ થવું પડેલું તેમને વાસ્તે એવું ઠરાવેલું કે તે પૈકી કેટલાક સારા લેખ આપણી જ્ઞાતિના માસિકમાં છાપવા કે જેથી જ્ઞાતિના ઘણાખરા માણસોના વાંચવામાં આવે અને લખનારનો હેતુ કંઇક અંશે સચવાય. તે ઠરાવને માન આપી અમે તેવા લેખને માટે માસિકમાં ખાસ જગા રાખી છે ને આ વખતે તેમાંના બે લેખને સ્થાન આપીએ છીએ તેમજ હવે પછી બીજા લેખ એક પછી એક લેવામાં આવશે માટે જે કોઇ જ્ઞાતિબંધુ કે બહેનોને તેવી રીતે કોઇ વિષયપર લખવાનો વિચાર થાય અગર પરિષદે કરેલા કાર્ય પરત્વે અથવા તેના પરિણામે બીજા ગામોમાં ફેલાયલા ઉત્સાહથી બીજું કંઇ નવીન શુભ કાર્ય અથવા નવીન સમાજ કે ફંડની સ્થાપના થાય તે વિષે લખવામાં આવશે તો તેને પણ સ્થાન આપવામાં આવશે. તંત્રી.

## જ્ઞાતિહિતાર્થે બે બોલ.

સુજ્ઞ મહાશય,

જ્ઞાતિ હિતાર્થે બે બોલ આપની સમક્ષ બોલવા રજા માગું છુ.

પરમ કૃપાળુ પરમાત્માની શી ગહનગતિ છે ! તેણે આપણી ઉપર કેટલો બધો મદદ ઉપકાર કર્યો છે! એ ઉપકારનો બદલો વાળવા આપણે સમર્થ છીએ? ખરેખર નથીજ. પણ કોઇ કહે, હા, છીએ તો એટલુંજ કહેશું કે આપણી ઉપર જે જે જાતના ઉપકાર થયા છે તે કરનાર તેજ છે. પરમેશ્વરજ છે. અને દરરોજ જેમ આપણી કોઇ વહાલામાં વહાલી ચીજને સંભારીએ છીએ, ભુલતાજ નથી. ચાહ્ય તેવું કામ કરતા હોઇએ છીએ તો પણ તે વહાલી ચીજ આપણા મનમાંથી કદી ખસતી નથી તેવી રીતે આપણે તેને એટલે પરમેશ્વરને પણ મનમાંથી કદી ખસેડવોજ નહીં અને કોઇ પણ કામ કરતાં તે હાજર છે, તે સર્વ જાણે છે. માટે આપણે તેનાથી બ્હીને ખોટું કામ કરતાં અટકવું જોઇએ.

અને આપણે લાયક નીવડીશું એમ સમજી પરમેશ્વરે જે ઉત્તમ જ્ઞાતીમાં જન્મ આપ્યો છે. તે ઉત્તમ જ્ઞાતીના મનુષ્યને છાજે તેવું લાયક કામ કરીએ તોજ આપણે તેના મનથી ખરેખરા લાયક અને નીમકહલાલ ગણાઇએ. જુઓ આપણે આપણા કોઇ વહાલા મીત્રને પત્ર લખીએ છીએ તો તેને મથાળે અને અંતે શું લખીએ છીએ 'તને હર ઘડીએ યાદ કરનાર સ્નેહાધિન' એવા શબ્દો લખીએ છીએ. જુઓ કે એવા માત્ર મનથીજ ધારેલા મીત્રને એવાં એવાં પ્રેમાળ વાક્ય લખી ખરેખર હરઘડીએ યાદ કર્યાંજ કરીએ છીએ. જ્યાંસુધી તેમાં તુટક થતી નથી ત્યાં સુધી: કારણ કે ગમે તેવો જીગરજાન દોસ્ત હશે તોપણ કોઇ વખતે તેની સાથે ઉચુ દીલ થશે, કલેશ થશે. અને વળી એમ પણ કહીએ છીએ કે કોઇએ આપણને એકવખત સહજ ઉપકાર કર્યો હશે તો પણ તે પછી તેવા માણસથી કદાચ અપકાર થશે તો પણ પેલા પહેલો વખતના કરેલા તેના ઉપકાર આગળ તે ખ્યાલમાં લેઇશું નહીં. તો આપણે લાયક નીવડીશું એમ સમજી પરમ કૃપાળુ પરમાત્માએ આપણને ઉત્તમ જ્ઞાતીમાં જન્મ આપવા પુરતા લાયક ઠરાવ્યા તો શું આપણે એવા નાલાયક થઇ જવું કે એની લાયકાતની ખુજ્જ્ર ન કરવી. જો એવા નાલાયક નથી થતા તો હે મારા વણીક જ્ઞાતી બંધુઓ હું તમોને નમ્રતાપુર્વક અરજ કરૂં છું કે આપણને પોતાને આપણામાં જે દુર્ગુણ લાગે તે મુકી દેવો એટલુંજ નહીં પણ કદાચ આપણો દુર્ગુણ આપણને ન લાગે અને બીજો કોઇ સુજ્ઞ ગણાતો માણસ તેવા દુર્ગુણ આપણને બતાવી આપે તો તે શું આપણે ના તજવા ? ખરેખર હું તો સમજું છું કે આપણી લાયકાત મુંજબ આપણે પ્રયત્ને તજવાજ.

મનુસ્મૃતિમાં જણાવ્યા પ્રમાણે પરમકૃપાળુ પરમાત્માએ મુળ ચાર વર્ણ કરેલી એમ કહેવાય છે—૧ બ્રાહ્મણ, ૨ ક્ષત્રીય, ૩ વૈસ્ય, ૪ શુદ્ર. દરેકનાં કર્તવ્ય મારી ટુંક અક્કલ પ્રમાણે જણાવવા રજા લેઉં છું. બ્રાહ્મણે પોતાના શીવાયની અન્યવર્ણોને સદોપદેશ કરવાનો છે. અને પોતે સર્વથી શ્રેષ્ઠ છે એમ માની પોતાની શ્રેષ્ટતાને છાજે એવું સત્કર્મ કરવાનું છે. સમયને અનુસરીને બસે કદાચ તે નોકરી કરે તો પણ તેણે એમ તો માનવુંજ જોઇએ કે હું ઉત્તમ છું અને અમુક કામ મને મારી લાયકાત મુજબ છાજે તેવું નથી માટે તે મારે ન કરવું એમ ખાસ ધ્યાનમાં રાખવુંજ જોઇએ. જો તેમ કરવામાં કસુર કરે છે એટલે કે ચોરી, છીનાળી, જુગારી, કોઇનું ભુંડુ થાય તેમાંજ રાજી થવું. ના ભુંડુ થતુ હોય તો ભુંડુ કરવાનો પ્રયત્ન કરવો અરે તેવું ધારેલું ભુંડુ કામ થાય ત્યારેજ જંપવું એવો દુષ્ટ વિચાર, પરધન હરવા વિચાર, પરનીંદા, ઇશ્વર ભજન કરવાને બદલે કેવળ તેની બોદણીજ કરવી. અને પોતે લાયક નહીં છતાં ઇશ્વર સરખાનાં પણ છીદ્ર જોવા તત્પર રહેવું, કુળ દ્રોહ કરવો, ગુરૂદ્રોહ કરવો વીગેરે દુનીયામાં કહેવાતાં હરકોઇ નીચ દુષ્ટ કર્મોમાંજ મચ્યાં રહેવું એ માણસ—એ બ્રાહ્મણ કેવો સમજવો ? ખરેખર બ્રાહ્મણોનીમાં પુર્વના સંસ્કારે જન્મ થયો હોવા છતાં પણ શુદ્રમાં પણ શુદ્ર, નામદાર સરકારે આપણને જો અમુક કામ સોંપેલું હોય છે તો તે આપણે તનમનથી પરીપુર્ણ કરવા તત્પર થઇએ છીએ તો તેમ કરતાં કસુર કરીએ છીએ તો જરૂર આપણને તે દંડે છે. અને દંડાવા છતાં પણ જો આપણે સારૂ કામ કરતા નથી તો આપણને તે કાઢી મુકે છે. વળી કાઢી મુકતાં છતાં પણ જો કાયદા વીરૂદ્ધ કંઇ કામ કરીએ છીએ તો આપણને કાયદો લાગુ પાડી કેદખાનામાં મોકલે છે. માટે જુઓ

સરકાર આપણને ગુન્હાની યોગ્ય નશીયત કરે છે. તો તે હીસાબે પરમેશ્વરે પણ યોગ્ય શીક્ષા કરવીજ જોઇએ. પણ તે પ્રભુજ દયાળુ છે. દરગુજર કરે છે, આંખ આડા કાન કરે છે. તો આપણે એવા નીષ્ઠુર હૃદયના થવું કે તેના દરગુજર કર્યા તરફ ધ્યાનજ ન આપવું? અને દુષ્ટ કર્મો કરવામાંજ મચ્યા રહેવું? હવે આપણે અન્ય કોમ એટલે કે વણીક કોમ તરફ વીચાર કરવો જોઇએ છીએ. જુઓ! પ્રથમ મનુએ બ્રાહ્મણોને બોધ કરવો તથા ભીક્ષા માગી પોષણ કરવાને કહેલું છે એટલે ખરૂ જોતાં તેઓ ઉચ્ચ કોમમાં-શ્રેષ્ટ કોમમાં ગણાયા છતાં પણ ભીક્ષુક વર્ગમાંજ લેખાય છે. ક્ષત્રીય-બીજે નંબરે મુકયા છે છતાં પણ તેઓને અન્યવર્ણોની રક્ષા કરવાનું કામ છે. એટલે એ કોમ આપણુ સર્વેની-અન્ય કોમની રક્ષા કરનારી રક્ષક કોમ છે. તેમજ શુદ્રને તો ખરેખર પ્રત્યક્ષ દાસત્વ કરવાનુંજ બક્ષેલું છે. તો કહો કે હવે ઉત્તમ કોમ તમો કોને કહેશો? હું તો માત્ર વણીક કોમનેજ ઉત્તમ કહીશ કે એને નથી ભીક્ષા માગી પરાયા પાસે હાથ ધરવાનો કે નથી કોઇની રક્ષા કરવાની કે નથી લક્ષ્મી ઉપાસના શીવાય કોઇનું દાસત્વ કરવાનું તો તેવી કોમને ઉત્તમ કેમ નહીં કહીએ? જ્યારે આવી રીતે વણીક કોમ ઉત્તમ સીદ્ધ થાય છે ત્યારે તેનામાં ઉત્તમ-શ્રેષ્ટ ગુણો હોવાજ જોઇએ અને જો તે નથી હોતા તો હું તેવાને ઉપર કહ્યા પ્રમાણે શુદ્રમાં પણ શુદ્ર લેખીશ. કહો જોઉં મહારા વણીક ભાઇઓ તમે તેવા નીચાં કામ કરનારાઓને મારી માફક શુદ્ર કહેશો કે કહેતાં વીલંબ કરશો? જો કહેશો તો કહો કે તેવાં નીચાં કામ કરનાર તમે શુદ્ર સમાન ગણશો, જો તમોને બધાને એકી અવાજે કહેતાં ધોખાટ થાય તેમ લાગતુ હોય તો તમારે બદલે હું કહું તે સાંભળી તેમાં ઘટતો ફેરફારજ માત્ર કરવા વીનંતી છે. જુઓ કે વણીક કોમ મારા ઉપર કહી ગયા પ્રમાણે શ્રેષ્ટ છે એતો સીદ્ધ થાય છે તો શું તેવી શ્રેષ્ટ કોમને-તેમજ અસલથી કહેવાતું આવ્યુ આવે છે કે વણીક સમો કોઇ ડાહ્યો નહીં-તો તેવી ડાહી કોમને પોતાના કુટુંબ પ્રત્યે-ન્યાતી બંધુઓ પ્રત્યે કોઇ પણ જાતનો ક્લહકલેશ કરવો ઉચીત છે? જો બીજી કોઇ પણ કોમમા એવો કલહ થયો હશે તો તે ટાળવા કોણ ડાહ્યાને બોલાવશે એટલે કે પંચને-મહાજનને અથવા વણીકને બોલાવી નીવેડો લાવશે તો કહો કે તેવીજ ડાહી કોમમાં ક્લેશ થયો હશે તો તમારાથી વીશેષ ડાહ્યાને કોને બોલાવી ક્લેશ મટાડશો? માટે મારૂં માની તમારા કુટુંબમાં-તમારી જ્ઞાતીમાં જે આજકાલ અનહદ ક્લેશ છે તે ગમે તેમ કરી મટાડો. તમારો ક્લેશ આપણા શીવાય બીજા કોઇ મટાડી શકશે નહીં. કારણ કે તારાથી બીજો કયો વધારે ડાહ્યો છે કે તે આવી મટાડશે? વળી ક્લેશ મટાડી મારી એક વીનંતી ધ્યાનમાં લ્યો કે આપણી સુજ્ઞ-શ્રેષ્ટ જ્ઞાતીમાં કન્યાવીક્રય થાય તે કેવું દુષ્ટ કામ ગણાય? કન્યાવીક્રય શા સારૂ કરવો પડતો હશે વારૂ? માત્ર પૈસાની તંગી હોવાથી પૈસો પ્રાપ્ત થવા સારૂજ. તો શું સુજ્ઞ વર્ગના તેવા માણસોને માટે તેવા નિંદ્ય કામને બદલે બીજો કોઇ ઉત્તમ રસ્તો નહીં શોધી કાઢે? કે જેમાં એક પંથને દો કાજ થાય? હું આશા રાખુ છું કે શોધી કાઢશોજ, મારી અલ્પમતી પ્રમાણે જો રજા આપો તો હુંજ આપણી સમક્ષ કહુ કે તેવા લક્ષ્મીની તંગીવાળા વણીકોને માટે જો એવું ફંડ ઉભુ કરવામાં આવે તો તેમાંથી તેવાઓનો નિર્વાહ થવા સંભવ છે અને જ્યારે તેવાઓનો નિર્વાહ થશે તો તેઓને દીકરી નર્કમાં ઘાલવાની જરૂર પડશે નહીં, ત્યારે કહો કે તે ફંડ કેવી રીતે થવું જોઇએ? એની વ્યવસ્થા કેવી રીતે થવી જોઇએ? જો મને

રજા આપો તો હું જ કહું કે આપણી જ્ઞાતીના વણીકને મહાજન તરફથી ફરજ પાડે કે દર રૂપીઆ એકની કમાણીએ આનો એક અથવા બે ફંડ ખાતે જમાં મુકે તેવા ફંડના પૈસા જે ભેગા થાય તે પૈસાવડે એક મહાજન ખાતે પેઢી ખોલો. તેની વ્યવસ્થા કરવા વ્યવસ્થાપકો સર્વાનુમતે અમુક સંખ્યામાં નિમો અને જ્ઞાતીબંધુઓનેજ માત્ર જ્યારે જરૂર પડે ત્યારે તે પૈસા તેને ધીરવા અને તેનું આવેલું કામ નીતીને રસ્તે કાઢવું અને જો તેમ થશે તો કોઇ પણ વણીકને દુષ્ટ કામ કરવાની જરૂર પડશે નહી; એટલુંજ નહી પણ વણીક કોમમાં કેળવણી તો બીલકુલે છેજ નહી કહીએ તો ચાલે માટે દરેક વણીકના બાળકને ફરજીઆત કેળવણી આપવા ફરજ પાડો. જેઓની શક્તિ ના હોય તેવાને ઉપર કહેલા ફંડમાંથી ખરચ કરી કેળવણી આપો, અને તેવી મદદ કરતી વખતે તે વણીક યુવક કેળવણી પામ્યા બાદ તે કેળવણીનો સદઉપયોગ જેટલો બને તેટલો જ્ઞાતી હીતાર્થે કરે તેવું તેને ભાન આપો. મેં તો જો કે દરેક વણીકની દર રૂપીઆ એકની ઉપજે આનો એક અથવા બે ફંડ ખાતે જમાં મુકવા અરજ કરેલી છે. પણ શા સારૂ તેમ? આપણી કોમના માણસોને પોતાનું નીયમીત યોગ્ય ખર્ચ કર્યા બાદ વાર્ષીક જે રકમ ફાજલ—બચત રહે તે આપી રકમ તેવા ફંડ ખાતે જમાં મુકે તો ખોટું? બીજી જગોએ પૈસા વ્યાજે મુકતાં તેઓના પૈસા ધાલ પડવાનો સંભવ રહે છે પણ ન્યાતના ફંડમાં જમે મુકેલા પૈસા ધાલ પડવાનો સંભવજ નહીં. તે પૈસા જમે મુકનારને ફંડના વ્યવસ્થાપકો દરવરસે દરસેંકડે ત્રણ ટકા વ્યાજ આપે અને કોઇ વણીકને તે ફંડમાંથી પૈસા ધીરવા પડે તો તે લેનાર માણસ પાસેથી માત્ર ચાર ટકા વ્યાજ લે. તો તેવા એક ટકાના મારજીનમાં વાસ્તવીક રીતે પેઢીનું ખર્ચ ચાલે અને કોઇના પૈસા ધાલ પડવા વખત આવે નહીં. વળી તે વ્યવસ્થાપકોને એમ સુચવવું કે તેઓએ વધારે વ્યાજની લાલચે બીજી જગોએ તે પૈસા જમાં મુકવા નહીં પણ માત્ર ચાર ટકાના વ્યાજે વણીક કોમમાંજ ધીરવં. જેમ થવાથી જ્ઞાતીને ઉત્તેજન મળે છે. તમારી વણીક કોમની જય બોલાય છે. તમારા પૈસા ધાલ પડતા નથી અને સર્વ સારાં વાનાં થાય છે. હવે જો કોઇ વણીક પોતાની શક્તિ હોવા છતાં લીધેલા પૈસા પાછા આપે નહી તો તેના ઉપર કાયદેસર પગલું નહી ભરતાં તેને અમુક વખત અથવા પૈસા પાછા આપે ત્યાં સુધી જ્ઞાતી ભોજનથી દુર કરવો, વળી જો ઘણીજ સારી રકમ જમાં થાય તો જ્ઞાતીના ઉત્તેજનાર્થે એક કારખાનું (જેવું કે સરખા જીન-મીલ વિગેરે) કાઢવા વ્યવસ્થાપકોને ફરમાવો. તેવા કારખાનામાં બનતા પ્રયત્ને જ્ઞાતી બંધુઓનેજ રાખો અને અમુક જાતના કારીગરોની જ્ઞાતીમાં ખોટ. ભાગે તો ચાલચલાઉ બીજી કોમના કારીગરોને રાખી જ્ઞાતીમાંથી યોગ્ય નીવડે એવા યુવકોને બીજી જગોએ ફંડમાંથી ખરચ આપી શીખવા મોકલો અને તૈયાર થઇ આવ્યા બાદ બીજી કોમના યુવકોને બદલે તેવાને કામે લગાડી યોગ્ય રીતે તેમની પાસેથી તેમની પછવાડે થએલું ખર્ચ તેમનાથી ચાર ટકાના વ્યાજ સાથે વસુલ કરી લો. ઉપર કહેલું અમલમાં આવતાં કોઇ પણ વણીકને કન્યા વિક્રય કરવાની એટલે કે છોકરી વેચવાની જરૂર પડસે નહી. એટલે મોટામાં મોટું દુષ્ટ કામ કરતાં વણીક અટકશે. અને તે બહાને જ્ઞાતીની ઉનતી થશે, વળી જ્ઞાતીની કન્યા જ્ઞાતીમાંજ વરે એવો અસલથીજ ચાલતો આવતો સંપ્રદાય છે તો શા સારૂ વણી-

કાટાં—તોખડાં કરતાં પડે—દરેક માણસે કન્યાનો વીવાહ પોતાના જેટલીજ લાયકાતવાળા

માણુસને ત્યાં યોગ્ય ખર્ચે. પોતાની શક્તિ મુજબના ખર્ચે કરવો જોઇએ. વળી વર-કન્યાની ઉમરમાં ઓછામાં ઓછો ચારથી છ વર્ષનો તફાવત હોવો જોઇએ કે જેથી કન્યેકાં થઇ વ્યભીચારી નીકળવાનો સમય આવે નહીં કારણકે ઉચ કોમમાં કન્યાવીક્રય શો ? વ્યભીચાર શો  સાટુ તેખડુ શું ? અને એવાં નીચાં કામો શાં ? અને જ્યારે સર્વથી શ્રેષ્ટ કોમ તેવાં નીચાં કામો કરશે તો પછી ઉચાં કૃત્યો શું ક્ષુદ્ર કરશે ? એમ કદી બનેજ નહીં. સાટુ તેખડુ કરવું એનો અર્થ મારી અલ્પમતી પ્રમાણે એવો થાય છે કે જેના સાટામાં જેનો વીવાહ કર્યો હોય તે વીવાહીત માણુસ તેનેજ પરણ્યો ગણી શકાય. તે કેટલું અધમ છે ? એવું તો દુષ્ટ લોકો પણ કદાપ્ય કરતા હશે નહીં અને જો કદાચ તેવા લોકો કરતા હોય તો તેઓનો જાતેજ દુષ્ટ રહ્યા એટલે એ લોકો એવુ કરે તો કઇક સંભવતું છે પણ આપણા લોકોથી તેવું નીચુ કામ કેમ થાય ? વળી આપણા લોકો એટલે કે વણીકો લોકની ઉત્તમ પંક્તિમાં ગણાય છે એટલે તેવાઓને નાહક નામ પ્રમાણે નકામા ખર્ચમાં તણાઇ મ-રવાનું થાય છે. જુઓ કે મા-બાપના કારજમાં ખર્ચ કરવુ એ તો કદાચ વ્યાજબી ગણીશું. પણ શ્રીમંતની ન્યાત વરો કરવો-અથવા એવા બીજા નકામા વરા કરી પૈસા ગુમાવવા એતો મુર્ખાઇમાં મરવા જેવુંજ છે. વળી હું ઉપર કહી ગયો છું કે માબાપનુ કારજુ તો કરવું પણ તે કરવામાં પણ જે અતીશયોક્તી થાય છે તે તો બંધ કરવા જેવીજ છે જુઓ મોટી ન્યાતના હીસાબે શક્તિ હોય કે ના હોય તોપણ દેખાદેખી મમતમાં મરવા જેવું કરે છે અને દશમણુ-બારમણુ કે કળશી લોટ વાપરે છે અને તે પ્રમાણમા બીજુ પણ ખર્ચ થાય છે. એટલે કે સહેજ બસો-પાંચસો રૂ. ખરચી નાખે છે. તેને બદલે નજીકના સગાને જમાડી થોડુ બ્રહ્મભોજન કરાવી  બાકીના જે પૈસા વધ્યા હોય તેનો સારો જયવંત ઉપયોગ કરવો જોવો કે પોતાના સમાનકુળવાળાના કેળવણીના ઉપયોગમા વાપરવા-એમ કરવાથી ડહાપણ કર્યું કહેવાશે. અને વળી જેઓની શક્તિજ નથી તેઓએ દેવુ કરી ઘર મુકી ખેતર મુકી ઘરેણાં વેચી વીગેરે વિગેરે કામ કરી ગમે તેટલા ભારે વ્યાજે પણ ˆમ ઉપાડી વરો શા માટે કરવો કે વળી પાછળથી પૈસા અપાય નહીં. લેણદારો દાવા કરે જપ્તી લાવે. કેદ પકડાવે ને ચામડી સુધી તેના કરતાં એવું ફોકટ ખર્ચજ ના કર્યું હોયતો કેવું સારૂ ? શક્તિ હોય નહીં ને નકામું ખર્ચ કરી દેવાદાર બન્યા હોય તેના છોકરાંને કેળવણી આપવાનું સાધનજ ના હોય તેથી કેળવણી આપે ક્યાંથી ? અને કેળવણી મળી હોય નહીં તો તેમાં કેવી ઉત્તમ જાતના માણસો છે અને તેઓને કેવાં ઉત્તમ કામો કરવાનાં છે. તેમજ તેઓએ કેવા ઉમદા વીચારો રાખવાના છે તેનો તો ખ્યાલજ ક્યાથી આવે ? વળી આપણે ખડાયતા વણીક કોમના માણુસો છીએ અને રીવાજ મુજબ આપણું ગોરપદુ આપણી કોમના ખડા-યતા આચરીજ કરે છે. હવે જુઓ કે ખડાયતા ગોર કોમની કેવી અધમ સ્થીતી આવી થઇ છે. જો કે તમો કેટલાકની આર્થીક સ્થીતી કદાચ સારી હશે એમ માનો પણ તે નહીં કે તેઓએ તે પૈસો પોતાની વીદ્વત્તાથી સંપાદન કરેલો છે અથવા-બીજુ કોઇ પ્રસંશાપાત્ર રીતીથી સંપાદન કરેલો છે. તેમના કેટલાકતો કાળા અક્ષરને કુટી મારે એવા છે અને જ્યારે તેમ છે તો તેઓની પોતાની ફરજ શી છે તથા યજમાનો તરફની તેમની વર્તણુક કેવી હોવી જોઇએ તેતો જાણેજ ક્યાંથી ? તો એવા કુટીલ ગોરને નમન કરવું એ હે સુજ્ઞ વણીકો તમોને શરમ આવવા જેવું નથી ? જો છે તો મારા ઉપર કહ્યા પ્રમાણે વર્તવા યત્ન કરો

રજા આપો તો હુંજ કહું કે આપણી જ્ઞાતીના વણીકને મહાજન તરફથી ફરજ પાડો કે દર રૂપીઆ એકની કમાણીએ આનો એક અથવા બે ફંડ ખાતે જમાં મુકે તેવા ફંડના પૈસા જે ભેગા થાય તે પૈસાવડે એક મહાજન ખાતે પેઢી ખોલો. તેની વ્યવસ્થા કરવા વ્યવસ્થાપકો સર્વાનુમતે અમુક સંખ્યામાં નિમો અને જ્ઞાતીબંધુઓનેજ માત્ર જ્યારે જરૂર પડે ત્યારે તે પૈસા તેને ધીરવા અને તેનું આવેલું કામ નીતીને રસ્તે કાઢવું અને જો તેમ થશે તો કોઇ પણ વણીકને દુષ્ટ કામ કરવાની જરૂર પડશે નહીં; એટલુંજ નહી પણ વણીક કોમમાં કેળવણી તો બીલકુલ છેજ નહી કહીએ તો ચાલે માટે દરેક વણીકના બાળકને ફરજીઆત કેળવણી આપવા ફરજ પાડો. જેઓની શક્તિ ના હોય તેવાને ઉપર કહેલા ફંડમાંથી ખરચ કરી કેળવણી આપો, અને તેવી મદદ કરતી વખતે તે વણીક યુવક કેળવણી પામ્યા બાદ તે કેળવણીનો સદઉપયોગ જેટલો બને તેટલો જ્ઞાતી હીતાર્થે કરે તેવું તેને ભાન આપો. મેં તો જો કે દરેક વણીકની દર રૂપીઆ એકની ઉપજે આનો એક અથવા બે ફંડ ખાતે જમાં મુકવા અરજ કરેલી છે, પણ શા સારૂ તેમ? આપણી કોમના માણસોને પોતાનું નીયમીત યોગ્ય ખર્ચ કર્યા બાદ વાર્ષીક જે રકમ ફાજલ-બચત રહે તે આખી રકમ તેવા ફંડ ખાતે જમાં મુકે તો ખોટું ? બીજી જગોએ પૈસા વ્યાજે મુક્તાં તેઓના પૈસા ધાલ પડવાનો સંભવ રહે છે-પણ ન્યાતના ફંડમાં જમે મુકેલા પૈસા ધાલ પડવાનો સંભવજ નહીં. તે પૈસા જમે મુકનારને ફંડના વ્યવસ્થાપકો દરવરસે દરસેંકડે ત્રણ ટકા વ્યાજ આપે અને કોઇ વણીકને તે ફંડમાંથી પૈસા ધીરવા પડે તો તે લેનાર માણસ પાસેથી માત્ર ચાર ટકા વ્યાજ લે. તો તેવા એક ટકાના મારજીનમાં વાસ્તવીક રીતે પેઢીનું ખર્ચ ચાલે અને કોઇના પૈસા ધાલ પડવા વખત આવે નહીં. વળી તે વ્યવસ્થાપકોને એમ સુચવવું કે તેઓએ વધારે વ્યાજની લાલચે બીજી જગોએ તે પૈસા જમાં મુકવા નહીં પણ માત્ર ચાર ટકાના વ્યાજે વણીક કોમમાંજ ધીરવં. જેમ થવાથી જ્ઞાતીને ઉત્તેજન મળે છે. તમારી વણીક કોમની જય બોલાય છે. તમારા પૈસા ધાલ પડતા નથી અને સર્વ સારાં વાનાં થાય છે. હવે જો કોઇ વણીક પોતાની શક્તિ હોવા છતાં લીધેલા પૈસા પાછા આપે નહી તો તેના ઉપર કાયદેસર પગલું નહી ભરતાં તેને અમુક વખત અથવા પૈસા પાછા આપે ત્યાં સુધી જ્ઞાતી ભોજનથી દુર કરવો, વળી જો ઘણીજ સારી રકમ જમાં થાય તો જ્ઞાતીના ઉત્તેજનાર્થે એક કારખાનું (જેવું કે ચરખા કૉટન-મીલ વિગેરે) કાઢવા વ્યવસ્થાપકોને ફરમાવો. તેવા કારખાનામાં બનતા પ્રયત્ને જ્ઞાતી બંધુઓનેજ રાખો અને અમુક જાતના કારીગરોની જ્ઞાતીમાં ખોટ ભાગે તો ચાલચલાઉ બીજી કોમના કારીગરોને રાખી જ્ઞાતીમાંથી યોગ્ય નીવડે એવા યુવકોને બીજી જગોએ ફંડમાંથી ખરચ આપી શીખવા મોકલો અને તૈયાર થઇ આવ્યા બાદ બીજી કોમના યુવકોને બદલે તેવાને કામે લગાડી યોગ્ય રીતે તેમની પાસેથી તેમની પછવાડે થએલું ખર્ચ તેમનાથી ચાર ટકાના વ્યાજ સાથે વસુલ કરી લો. ઉપર કહેલું અમલમાં આવતાં કોઇ પણ વણીકને કન્યા વિક્રય કરવાની એટલે કે છોકરી વેચવાની જરૂર પડશે નહી. એટલે મોટામાં મોટું દુષ્ટ કામ કરતાં વણીક અટકશે. અને તે બહાને જ્ઞાતીની ઉન્નતી થશે. વળી જ્ઞાતીની કન્યા જ્ઞાતીનાંજ વરે એવો અસલથીજ ચાલતો આવતો સંપ્રદાય છે તો શા સારૂ વણીએ સારાં-નખરાં કરવાં પડે-દરેક માણસે કન્યાનો વીવાહ પોતાના જેટલીજ લાયકાતવાળા

પ્રસિદ્ધ કરવાનો લાભ મળ્યો છે તેથી હું મને ભાગ્યવાન માનું છું.

ગ્રહસ્થો ! વિદ્વાનોનો એવો અભીપ્રાય છે કે, કોઇ પણ પ્રાણી, પોતાની શક્તિનો વિચાર કર્યા વગર કોઇ પણ પ્રકારનો કાર્યારંભ કરે; તો તે ઉપહાસને પાત્ર થાય છે. આવું સારી રીતે જાણવા છતાં પણ આ સંસાર સુધારાનો પાયા રૂપ મહાન વિષય મેં હાથ ધર્યો છે.

ગ્રહસ્થો ! કોઇ પણ ઇમારતને મજબૂત, ટકાઉ, અને સુશોભીત બનાવવા માટે તેનો પાયો મજબૂત બનાવવાની ખાસ જરૂર છે. તેવીજ રીતે સંસાર સુખ રૂપ બનાવવાને તેના પાયારૂપ "બ્રહ્મચર્યનું રક્ષણ અને કન્યા કેળવણીમાં સુધારો" કરવાની પ્રથમ જરૂર છે. આવા મહાન વિષયનું વિવેચન સાક્ષર વર્ગમાં યથાર્થ રીતે ન કરી શકાય એ બનવા યોગ્ય છે; પરન્તું "શુભકાર્યમાં યથાશક્ત ઉદ્યોગ કરવો," એ મહા વાક્યને અનુસરી વગર વિદ્વતાએ આ જીંદગીની ઉત્તરાવસ્થામાં પહેલુંજ સાહસ કર્યું છે.

ગ્રહસ્થો ! સુશ્રુતમાં એક શ્લોક છે તેનો અર્થ એવો થાય છે કે, પુરૂષે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું; શાથી કે પુરૂષના શરીરની પચીસ વર્ષ સુધી, અને સ્ત્રીના શરીરની સોળ વર્ષ સુધી વૃદ્ધિ થતાં અટકતી નથી; માટે તેટલી ઉમ્મર પેહેલાં તેઓએ પ્રજોત્પન્ન કરવાના ઉદ્યોગનાં કામો કરવાંજ નહીં આ શ્લોકની પુષ્ટીમાં બીજા પણ ઘણા વૈદિક ગ્રંથોનો ટેકો છે આ નીતિનું પાલન થતું હતું ત્યારે આપણા વડીલો બબ્બે મણ વજનની મુદ્ગલીઓ ડાલી ફુલ્લીઓની પેઠે હાથમાં રમાડતા હતા.

ગ્રહસ્થો ! ગીતામાં પણ કહ્યું છે કે, શાસ્ત્રોનાં વચનોનો પરીત્યાગ કરીને, સ્વેચ્છાથી કોઇ પણ કામ કરવામાં આવે છે તો તે અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, સુખને પામતો નથી, તેમજ પરમ ગતીને કરવા યોગ્ય શું ? એમાં શાસ્ત્રોનોજ આધાર લેવો. બાળા, યુવા, પ્રૌઢ, અને જરા અવસ્થાનાં અનુક્રમે બ્રહ્મચર્ય, ગ્રહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત આશ્રમોનાં અનુક્રમે ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, અને મોક્ષશાસ્ત્ર પૈકી, અર્થશાસ્ત્રની આજ્ઞા એવી છે કે "દંપત્તિએ પરસ્પર નીતિથી વર્તવું, ગ્રહસ્થાશ્રમ ધર્મ પ્રમાણે સંતતી ઉત્પન્ન કરીને તેનું રક્ષણ અને પાલન કરવું, તથા તેને વિદ્યાભ્યાસ કરાવી સદાચરણી બનાવવાં, અને આખી જીંદગી સુધી એક બીજાને સહાયભૂત થવું." આ આજ્ઞાનું પાલન આપણે યથાર્થ રીતે કર્યું હોત તો, હાલ આપણે દુઃખી, નિર્બળ, અને અલ્પાયુષી બાળકો જોઇએ છીએ, તેના બદલે દિર્ઘાયુષી બલીષ્ઠ, અને સુખી પ્રજા જોઇ શકત.

ગ્રહસ્થો ! આપણાં સદ્‌ભાગ્યની નીશાની રૂપ બ્રહ્મચર્યનો વિષય કેટલીક મુદત થયાં આર્યાવર્તમાં જોસભેર ચર્ચાવા લાગ્યો છે અને તેના ફાયદા ઘણા સજ્જનોએ ધ્યાનમાં લીધા છે. તેથી તેના ઉપાય રૂપ બાળલગ્નો કરતા નથી; અને તેમ કરી બ્રહ્મચર્યનું પાલન થયું માની લે છે. બાળલગ્નો ન કરવાં એ પણ એક સર્વોતમ કામ છે. પરન્તું એટલેથી અટકવું એથી પણ આપણો મૂળ હેતુ સચવાતો નથી. કારણ કે સંગ અને પ્રસંગની અસરઉં બળ વિશેષ હોય છે. માટે સોબતનો પ્રસંગ મેળવવાનો ઉપાય કર્યા વગર ફક્ત લેખો લખવાથી, ભાષણો કરવાથી, અથવા સભ્યતમાં સખ્ત અંકુશો મુકવાથી પણ સંગ પ્રસંગના બહિષ્કાર શીવાય આપણો મુખ્ય હેતુ સચવાશે કે કેમ, તે એક સંશયાત્મક સવાલ છે.

ગ્રહસ્થો ! આપણો મૂળ અને મુખ્ય હેતુ ત્યારેજ સચવાશે કે જ્યારે આપણામાં ધર્મ ભાવના પ્રગટ થશે ! ! ! ધર્મ ભાવના ઉપજાવવા માટેજ સંગ પ્રસંગના બહિષ્કારની જરૂર છે. અને ધર્મ ભાવના ઉત્પન્ન થશે ત્યારેજ ફરી દેશીના કઢંગા રીવાજો સામે લડવાને બળ અને હિમ્મત પણ આપો આપજ પ્રાપ્ત થશે. એવી દૃઢ નિશ્ચય વાળી ધર્મભાવના ઉપજાવવા માટે વાંચન લેખનના અને પઠન પાઠનના તથા વ્યાખ્યાનોના ઉપાયો તો પરા પૂર્વથી તે અદ્યાપી પર્યંત થયાજ જાય છે. તોપણ જોઇએ તેવી અસર આપણને થઇ નથી. તેના પુરાવા રૂપ ધર્મશાસ્ત્રોના નીત્યના અભ્યાસ ઉપરાંત બ્રહ્મચર્ય સંબંધનાં પુસ્તકો વાંચવાથી, અને જ્ઞાતના મેળાવડામાં કજીઆ અને બાળ લગ્નોના ભવાડા જોવા છતાં પણ આપણે કજીઆ અને બાળલગ્નો અટકાવી શક્યા નથી. તેમજ કપટનાં પુસ્તકો અને જાદુના ખેલો જોવા છતાં વહેમને વેગળા કરી શક્યા નથી. નીતિનાં અને દીલદર્શકનાં નાટકો જોવા છતા નીતિવાન થઇને હીત સાધી શક્યા નથી. તથા સંસારના ફજેતાનાં ફારસો જોવા છતાં પણ વૃદ્ધ લગ્નો, અને બે બબરી કરવાનાં લગ્નો બંધ કરી શક્યા નથી, તેમજ રડવા કુટવાની કુત્રીમ રૂઢીને કાબુમાં લઇ શક્યા નથી, તદુપરાંત અનેક પ્રકારના જ્ઞાન ભંડારની વાર્તાઓના ગ્રંથમાંથી, અને શાળા ઉપયોગી હેરફેર પુસ્તમાળામાંથી પણ આપણે તત્વસાર લઇ શક્યા નથી. એ પુસ્તકમાળામાં વિદ્વાનો ગુણગ્રાહી એવી સરસ રીતે ગુંથવામાં આવી હતી કે જે પીરસ્યુ સુરીનો અભ્યાસ કરનાર તરુણ ગ્રહસ્થાશ્રમ ચલાવવાનો અને ધર્મ અર્થ, કામ, તથા મોક્ષના પુરૂષાર્થો પ્રાપ્ત કરવાને પરીપૂર્ણ રીતે લાયક બને. આવા વિવિધ પ્રકારના ઉત્તમ જ્ઞાનનો આપણે સદુપયોગ કરી શક્યા નથી. હાલમાં વળી કાઠીઆવાડનાં હોટલોના અને કેન્સીઆઇના ફજેતાના રાસડા ઘણા મધુર રાગમાં ગવાય છે; તેનો પણ હજી કાંઇ લાભ સિવાય અન્ય ઉપયોગ આપણે કર્યો નથી. તેવીજ રીતે ચહા પુરાણ અને તમાકુ સ્તોત્રનાં ગમ્મત આપનારાં ફારસો બનાવીને જન સમાજને ઓછો આભારી કર્યો નથી. કારણ કે ચહા અને બીડી આદિના સામ્રાજ્યમાં કોઇ પ્રકારની ધર્મની મર્યાદા સચવાતી નથી. અને શરીર સંપત્તિની પણ રક્ષા થતી નથી.

ગ્રહસ્થો, મારે ચહા અને બીડી માટે બે વાક્યો વધારે બોલી વખત ગુમાવવો પડે છે. પણ તે સઘળાનું હોવાથી કંટાળો લાવશો નહીં એમ ધારૂં છું. ભાઇઓ ! ચહાને તો જાણે દુધ, સાકર, અને એલચીનો સત્સંગ છે ! અને તેથીજ તેની મહત્તા અને શ્રેષ્ઠતા છે, તથા શ્રેષ્ટ પુરૂષોમાં પુંજાય છે તો પણ હાલમાં તો યથાશાસ્ત્રોક્તવિધિ ના પીરસણે તેની વૃદ્ધિ થતાં અનેક દુઃખનો મંડાઇને મનુષ્ય જીવનને, આરોગ્યને, અને વર્ણાશ્રમ ધર્મનાં ફરમાનોને છીનભીન કરી નાખે છે, તેવીજ રીતે બીડી આદિનો હલકા કુળમાંથી ઉત્પન્ન થએલાં હોઇ, કોઇ પ્રકારનો સ્વાદ કે, કોઇ પ્રકારના ગુણ વગરનાં, અને ક્ષય સરખા દુષ્ટ અને જીવ લેણ રોગની શક્તિ હમેશાં સંગ કરનારાં હોવા છતાં તેનો તીરસ્કાર કરી શક્યા નથી, તેમજ તેનો સંગ પણ છોડી શક્યા નથી. આવા સંજોગોમાં આપણને ધર્મ ભાવના શી રીતે પ્રાપ્ત થાય ? અને ધર્મ ભાવના પ્રગટાવવાના ઉપર બતાવ્યાં છે તેવા અર્વાચીન ઉપાયો ઉપરાંત પ્રાચીન ઉપાયો પણ ઓછા નથી, અને પ્રાચીન ઉપાયો તે આપણા સ્વાર્થ ત્યાગી, અને અભ્યાસી તત્વ જ્ઞાનીઓના બનાવેલા ધર્મ ગ્રંથો છે, એ ધર્મ ગ્રન્થોના તત્વ જ્ઞાનના કથાઓ નિયમીત સાંભળવા છતાં પણ આપણે ધર્મ ભાવના યથાર્થ રીતે ઉત્પન્ન કરી શક્યા નથી

તેનું મુખ્ય કારણ એજ સમજાય છે કે, આપણો શ્રોતા વર્ગ ઘણો કાબેલ બનેલો છે. એટલે માત્ર વક્તાના બોલવાથી લોભાઈને તે પ્રમાણે વર્તન કરે તેવો ભોળો રહ્યો નથી, પણ વક્તાના કર્તવ્યનો તપાસ ઘણી બારીકાઈથી કરે છે, અને કહેણી પ્રમાણેજ કરણી તથા રહેણી જુએ છે તો તેનું અનુકરણ તુર્તજ કરવા માંડે છે. તેટલામાટેજ ધર્મ ભાવના ઉપજાવવા માટે આપણને એવા પુરૂષના સોબતની જરૂર છે કે તે પોતે સ્વાર્થ ત્યાગી હોઇ બોલવા પ્રમાણેજ ચાલનારો અને સમાજના હીતમાંજ પોતાનું હીત માનનારો ( आत्रिरूहं मनुष्येषं सम माचक्षराचरे । अहं ममपरित्यज्य, परोधर्म सः उच्यते ॥ ) એટલે કોઇથી વૈર વગરનો, કોઇ પ્રકારના ઉદ્વેગ વગરનો, અને પ્રાણીમાત્ર ઉપર સમ દ્રષ્ટિ રાખનારો, તથા હજારો ઉપકાર કરવા છતાં મેં કર્યું, અગર હું કરૂં છું એવા મીથ્યાભીમાન વગરનો, અને अक्रोध वैराग्य जितेन्द्रियत्वं, क्षमा दया सर्वजन प्रियत्वं । निर्लोभदाता भयशोक हर्ता ज्ञानी जनानांदश लक्षणंच ॥ આવાં લક્ષણોવાળા પુરૂષોના સોબતની જરૂર છે. માટે તેવા પુરૂષોના અંકુશ નિચે બાળવર્ગથી માંડીને ઠેઠ કોલેજ સુધીના વિદ્યાર્થીઓને મુકવામાં આવશે તોજ આપણી સર્વ પ્રકારની ધારણા સફળ થશે, અને ત્યારેજ આપણો બ્રહ્મચર્યનો હેતુ સચવાશે, કારણ કે સોબતની અસર બહુ બળવાન હોય છે. તેવા પુરૂષોજ પોતાની છાપ શ્રોતવર્ગ ઉપર સારી રીતે પાડી શકશે. તથા ( पच्चाविंशततो वर्षे, पुमा-नारीतु षोडसे । समत्वाहत वियैतौ, जानीयात्कुशलो भिषक ॥ ) સુશ્રુતના શબ્દોનું પણ પરીપૂર્ણ રીતે પાલન કરાવી પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું ધોરણ પણ દાખલ કરી શકશે.

સદસ્યો ! જેવી રીતે છોકરીઓને બ્રહ્મચર્ય પળાવવા માટે અને સદ્ગુણી બનાવવા માટે આગળ બતાવ્યા પ્રમાણેનાં લક્ષણોવાળા પુરૂષોની જરૂર છે તેવીજ રીતે આપણી કન્યાઓને પણ સોળ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી યોગ્ય ગૃહિણી બનાવવા માટે પતિપરાયણ સાધ્વી બાઇની સોબત કરી આપવાની ખાસ જરૂર છે. સર્વ શુભ સંસ્કારોથી વિભુષિત વિદુષી બાઇઓ પોતાના સદ્વર્તનની છાપ આપણી બાળાઓના કોમળ અને નિર્મળ હૃદયમાં ઘણી સારી રીતે પાડશે. અને તે સાથે માબાપો તરફથી પણ નીતિ અને ધર્મ સંબંધી વિચાર તથા સદ્વિદ્યા તરફ લક્ષ લગાડીને ખાનપાન તથા સંગના બંદોબસ્ત કરવામાં આવશે તો આપણી ધારણા સર્વાંશે સફળ થશે એ નિઃસંશય છે.

સદસ્યો ! આપણી કન્યાશાળાઓમાં કેળવણી આપનાર કેળવાએલી બાઇઓજ હોય છે. પરંતુ કેળવણીનું ધોરણ પાશ્ચાત દેશોના જેવું ( સ્ત્રી પુરૂષોના સરખા હક ગણાય છે તેવું ) આપવામાં આવે છે તે આપણને સર્વાંશે અનુકુળ નથી તોપણ જ્યાં સુધી રાષ્ટ્રીય સુધારો થાય નહીં ત્યાં સુધી ઉપર જણાવ્યા પ્રમાણે આપણી (વાણીઆ) કોમની, અથવા બ્રાહ્મણ કોમની પતિ પરાયણ નીતિ નિપુણ બાઇઓનો સહવાસ કરી આપવાની ખાસ જરૂર છે. આવો સહવાસ ચોવીસે કલાકનો કરાવી આપવામાં આવે તો પારસમણી કરતાં પણ અધીક લાભ થવા સંભવ છે, કારણ કે પારસમણી તો લોઢાને સોનું બનાવી શકે છે, પણ પોતાનું રૂપ બનાવી શકે નહીં. પરન્તુ આ પતિવ્રતા બાઇઓ તો આપણી બાળાઓને પોતા રૂપ બનાવી શકશે. અને તેમ થશે એટલે સંસાર સુધારવાને અન્ય કોઇપણ પ્રયત્નની જરૂર રહેશે નહીં, માટે દરેક પ્રકારે સારી સોબત કરાવી આપવાની જરૂર છે.

સદ્‌ગૃહસ્થો! હાલમાં પણ વ્યવહારીક [ પાકશાસ્ત્રનું, વૈદકશાસ્ત્રનું, શીવવાનું, છોકરાં ઉછેરવાનું, અને વહેમ મુક્ત થવા વિગેરેનું ] જ્ઞાન આપવામાં આવે છે છતાં પણ સંપૂર્ણ અસર થતી નથી. તે સર્વ શ્રોતાઓના લક્ષ બહાર નહી હોવાથી વધુ વીસ્તાર કરી અમૂલ્ય વખત નહીં રોકતાં એટલુંજ કહેવાની રજા લઉં છું કે, સોબતના પ્રયોગનો બંદોબસ્ત કરવાની ઘણીજ જરૂર છે. ઇતિ.

વિઠ્ઠલદાસ જીભાઇ શાહ—મહેમદાવાદ.

---

"તા. ૨૭-૧-૧૬ ને રોજે અમારા પંચમાં થએલા ઠરાવની વીગત."

૧ શ્રી મેહેમદાવાદ વીશા ખડાયતા વિદ્યોત્તેજક ફંડના રૂ. ૫૭૦—૦—૦ ત્રણ ટકાના વ્યાજનો ઠરાવ કરી નીચે પ્રમાણે ગોઠવ્યાની વીગત.

| | |
|---|---|
| ૫૨) છનાલાલ મોતીભાઇ | ૫૨) મગનલાલ પુરૂષોત્તમદાસ |
| ૫૨) હીરાચંદ | ૫૨) ચુનીલાલ જેઠાભાઇ |
| ૫૨) વીઠલદાસ જીભાઇ | ૫૨) મોહોલાલ ખાનાચંદ |
| ૫૨) અમરતલાલ જેઠાભાઇ | ૫૧) મગનલાલ પરસુદાસ |
| ૫૨) ઘેલાભાઇ પુરૂષોત્તમદાસ | ૫૧) છોટાલાલ નાથાભાઇ |
| ૫૧) ભોગીલાલ જેઠાભાઇ | |
| | ૫૭૦—૦—૦ |

૨ મફત કેળવણીને માટે એવો ઠરાવ કર્યો છે કે, મેહેમદાવાદમાં વસતા વીશા ખડાયતાના છોકરા તથા છોડીઓ ગુજરાતી અથવા ઇંગ્રેજી સ્કૂલમાં મેહેમદાવાદમાં ભણે ત્યાં સુધી દરેક મહીનાની ફી, તથા ધોરણમાં દાખલ થવા વખતે જોઇતી ચોપડીઓ ફંડમાંથી આપવી તે માટે જે તે સ્કુલોના માસ્તરોને ખબર આપવી કે, ફી, અને ચોપડીઓના પૈસા છોકરાઓ પાસે નહીં માગતાં, વીગતવાર બીલ આપીને સેક્રેટરી પાસેથી મંગાવી લે.

૩ બીજનાં નાણાં માટે જમા મુકેલી રકમોમાંથી અનુક્રમે રકમ ઉપાડવી. અને તેનો હીસાબ સેક્રેટરીએ, તથા દરેક ખાતેદારે કારતીક સુદી ૧૨ રજુ કરવો.

૪ ફંડની ઉપજ વધારવા માટે નવો ઠરાવ ફક્ત એટલોજ કરવામાં આવ્યો છે કે, છોકરાના લગ્નમાં પાંચ રૂપીઆ લેવા અને દરેક ન્યાતે એક રૂપીઓ લેવો. ઉપર મુજબ ઠરાવો થયા છે.

વીઠલદાસ જીભાઇ શાહ.
ઓ. સે.

તેનું મુખ્ય કારણ એજ સમજાય છે કે, આપણો ઓતા વર્ગ ઘણો કાબેલ બનેલો છે. એટલે માત્ર વક્તાના બોલવાથી લોભાઇને તે પ્રમાણે વર્તન કરે તેવો ભોળો રહ્યો નથી, પણ વક્તાના કર્તવ્યનો તપાસ ઘણી બારીકાઇથી કરે છે, અને કહેણી પ્રમાણેજ કરણી તથા રહેણી જુએ છે તો તેનું અનુકરણ તુર્તજ કરવા માંડે છે. તેટલામાટેજ ધર્મ ભાવના ઉપજાવવા માટે આપણને એવા પુરૂષના સોબતની જરૂર છે કે તે પોતે સ્વાર્થ ત્યાગી હોઇ બોલવા પ્રમાણેજ ચાલનારો અને સમાજના હીતમાંજ પોતાનું હીત માનનારો ( आविरूद्धं मनुद्वेगं सम भावश्चराचरे । अहं ममपारित्यज्य, परोधर्मं स. उच्यति ॥ ) એટલે કોઇથી વૈર વગરનો, કોઇ પ્રકારના ઉદ્વેગ વગરનો, અને પ્રાણીમાત્ર ઉપર સમ દ્રષ્ટિ રાખનારો, તથા હજારો ઉપકાર કરવા છતાં મેં કર્યાનું, અગર હું કરૂં છું એવા મીથ્યાભીમાન વગરનો, અને अक्रोध वैराग्य जितन्द्रित्वं, क्षमा दया सर्वजन प्रियत्व । निर्लोभदाता मयशोक हर्ता ज्ञानी जनानांदश लक्षणंच ॥ આવાં લક્ષણોવાળા પુરૂષોના સોબતની જરૂર છે. માટે તેવા પુરૂષોના અંકુશ નિચે બાળવર્ગથી માંડીને ઠેઠ કોલેજ સુધીના વિદ્યાર્થીઓને મુકવામાં આવશે તોજ આપણી સર્વ પ્રકારની ધારણા સફળ થશે, અને ત્યારેજ આપણો બ્રહ્મચર્યનો હેતુ સધવાશે, કારણ કે સોબતની અસર બહુ બળવાન હોય છે. તેવા પુરૂષોજ પોતાની છાપ ઓતવર્ગ ઉપર સારી રીતે પાડી શકશે. તથા ( पचाद्रोततो वर्षे, पूमा-नारीतु षोडसे । समत्वाहत वियौतौ, जानीयात्कुशलो भिषक ॥ ) સુશ્રુતના શબ્દોનું પણ પરીપૂર્ણ રીતે પાલન કરાવી પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું ધોરણ પણ દાખલ કરી શકશે.

ગ્રહસ્થો ! જેવી રીતે છોકરીઓને બ્રહ્મચર્ય પળાવવા માટે અને સદ્‌ગુણી બનાવવા માટે આગળ બતાવ્યા પ્રમાણેનાં લક્ષણોવાળા પુરૂષોની જરૂર છે તેવીજ રીતે આપણી કન્યાઓને પણ સોળ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી યોગ્ય ગૃહિણી બનાવવા માટે પતિપરાયણ સાધવી બાઇની સોબત કરી આપવાની ખાસ જરૂર છે. સર્વ શુભ સંસ્કારોથી વિભુષિત વિદુષી બાઇઓ પોતાના સદવર્તનની છાપ આપણી બાળાઓના કોમળ અને નિર્મળ હૃદયમાં ઘણી સારી રીતે પાડશે. અને તે સાથે માબાપો તરફથી પણ નીતિ અને ધર્મ સંબંધી વિચાર તથા સદવિદ્યા તરફ લક્ષ લગાડીને ખાનપાન તથા સંયમના બંદોબસ્ત કરવામાં આવશે તો આપણી ધારણા સર્વાંશે સફળ થશે એ નિઃશંશય છે.

ગ્રહસ્થો ! આપણી કન્યાશાળાઓમાં કેળવણી આપનાર કુંવારીકા બાઇઓજ હોય છે. પરંતુ કેળવણીનું ધોરણ પાશ્ચાત દેશોના જેવું ( સ્ત્રી પુરૂષોના સરખા હક ગણાય છે તેવું ) આપવામાં આવે છે તે આપણને સર્વાંશે અનુકુળ નથી તોપણ જ્યાં સુધી રાષ્ટ્રીય સુધારો થાય નહીં ત્યાં સુધી ઉપર જણાવ્યા પ્રમાણે આપણી (વાણીયા) કોમની, અથવા બ્રાહ્મણ કોમની પતિ પરાયણ નીતિ નિપુણ બાઇઓનો સહવાસ કરી આપવાની ખાસ જરૂર છે. આવો સહવાસ ચોવીસે કલાકનો કરાવી આપવામાં આવે તો પારસમણી કરતાં પણ અધીક લાભ થવા સંભવ છે, કારણ કે પારસમણી તો લોઢાને સોનું બનાવી શકે છે, પણ પોતાનું રૂપ બનાવી શકે નહીં. પરન્તુ આ પતિવ્રતા બાઇઓ તો આપણી બાળાઓને પોતા રૂપ બનાવી શકશે. અને તેમ થશે એટલે સંસાર સુધારવાને અન્ય કોઇપણ પ્રયત્નની જરૂર રહેશે નહીં, માટે હરેક પ્રકારે સારી સોબત કરાવી આપવાની જરૂર છે.

મહાશયો ! હાલમાં પણ વ્યવહારીક [ પાકશાસ્ત્રનું, વૈદકશાસ્ત્રનું, શીવવાનું, છોકરાં ઉછેરવાનું, અને વહેમ મુક્ત થવા વિગેરેનું ] જ્ઞાન આપવામાં આવે છે છતાં પણ સંપૂર્ણ અસર થતી નથી. તે સર્વ શ્રોતાઓના લક્ષ બહાર નહી હોવાથી વધુ વીસ્તાર કરી અમૂલ્ય વખત નહીં રોકતાં એટલુંજ કહેવાની રજા લઉં છું કે, સોબતના પ્રયોગનો બંદોબસ્ત કરવાની હાલમાંજ જરૂર છે. ઇતિ.

વિઠ્ઠલદાસ જીભાઇ શાહ—મહેમદાવાદ.

---

"તા. ૨૯-૬-૧૬ ને રોજે અમારા પંચમાં થએલા ઠરાવની વીગત."

૧ શ્રી મેહેમદાવાદ વીશા ખડાયતા વિદ્યોતેજક ફંડના રૂ. ૫૭૦—૦—૦ ત્રણ ટકાના વ્યાજનો ઠરાવ કરી નીચે પ્રમાણે ગોઠવ્યાની વીગત.

| | |
|---|---|
| ૫૨) છનલાલ મોતીભાઇ | ૫૨) મગનલાલ પુરૂષોત્તમદાસ |
| ૫૨) હીરાચંદ | ૫૨) ચુનીલાલ જેઠાભાઇ |
| ૫૨) વીઠલદાસ જીભાઇ | ૫૨) મોહોલાલ પાનાચંદ. |
| ૫૨) અમરતલાલ જેઠાભાઇ | ૫૨) મગનલાલ પરશુદાસ |
| ૫૨) ડાહ્યાભાઇ પુરૂષોત્તમદાસ | ૫૨) છોટાલાલ નાથાભાઇ |
| ૫૨) ભોગીલાલ જેઠાભાઇ | |
| | ૫૭૦—૦—૦ |

૨ મફત કેળવણીને માટે એવો ઠરાવ કર્યો છે કે, મેહેમદાવાદમાં વસતા વીશા ખડાયતાના છોકરા તથા છોડીઓ ગુજરાતી અથવા ઇંગ્રેજી સ્કુલમાં મેહેમદાવાદમાં ભણે ત્યાં સુધી દરેક મહીનાની ફી, તથા ધોરણમાં દાખલ થવા વખતે જોઇતી ચોપડીઓ ફંડમાંથી આપવી તે ભાગ જે તે સ્કુલોના માસ્તરોને ખબર આપવી કે, ફી, અને ચોપડીઓના પૈસા છોકરાઓ પાસે નહીં માગતાં, વીગતવાર બીલ આપીને સેક્રેટરી પાસેથી મંગાવી લે.

૩ બીજનાં નાણાં માટે જમા મુકેલી રકમોમાંથી અનુક્રમે રકમ ઉપાડી. અને તેનો હીસાબ સેક્રેટરીએ, તથા દરેક ખાતેદારે કારતીક સુદી ૧૨ રજુ કરવો.

૪ ફંડની ઉપજ વધારવા માટે નવો ઠરાવ ફક્ત એટલોજ કરવામાં આવ્યો છે કે, છોકરાના લગ્નમાં પાંચ રૂપીઆ લેવા અને દરેક ન્યાતે એક રૂપીઓ લેવો. ઉપર મુજબ ઠરાવો થયા છે.

વીઠલદાસ જીભાઇ શાહ.
ઓ. સે.

સુરત—તા. ૨૩ જાનેવારી ૧૯૧૬.

## પ્રથમ કોંગ્રેસની વિજયતાને તેના પ્રતાપે સુરતી વીસા ખડાયતામાં અણઘટતા હાનીકારક રીવાજો બંધ કરી કેલવણીના કામમાં તુરતાતુરજ ભરાએલી રૂા. ૪૫૦૦) ની રકમ.

જો ખરા ઉત્સાહી અને દરેક સારા કામમાં ગ્નાતીનું હીત સાચવનાર કહીએ તો રા. રા. શેઠ નાનુભાઇ ઘેલાભાઇ ટાઇપવાળાજ છે જો તેમણે હમારા સુરતના ગ્નાતીભાઇઓને નીંદ્રામાંથી જાગ્રત ન કીધા હોત તો હજી પણ કુંભકર્ણની નીંદ્રામાંજ રહેતે પણ એ નીંદ્રા ઊડાડવા સારૂ કોંગ્રેસની સમક્ષ મધ્યસ્થ કેળવણી સોસાયટી ફંડમાં રૂ. ૧૦૦૧) તથા સુરત મધે સુરતી વીશા ખડાયતા ગ્નાતીના કેળવણી ફંડમાં રૂા. ૧૦૦૧) આપ્યાનું જાહેર કીધું તેથી આકર્ષાઇ સુરતમધે પરદેશગમનનો પ્રથમ માર્ગ ખુલ્લો મુકવામાં એજ ન્યાતના શેઠ નરોત્તમદાસ માણેકલાલ કે જેવણે સુરતનું પ્રથમ વણીકમહાજન જમાડી પરદેશગમન કરનારાઓને પાવન કરાવ્યા અને ગ્નાતીમાં દાખલ કરાવ્યા તેવણના તરફથી તેવણના ભત્રીજા શા. વીઠલદાસ પ્રાણજીવનદાસે રૂા. ૧૦૦૧) જે આ ગ્નાતીમાં નાહક પડી રહ્યા હતા તે આ ફંડમાં દાખલ કરાવ્યા છે.

હવે એ રૂપીઆની વ્યવસ્થા કરવા સારૂ સુરત મધે ગોર. નાગેસ્વર છગનની વાડીમાં તા. ૯ જાનેવારી. સને ૧૯૭૨) ના પોસ સુદ ૫ રવેઉને રોજ સમસ્ત સાજનું (પંચ). મળ્યું હતું. જે વખતે ઉપરના રૂા. ૨૦૦૨) ની સાથે નીચે મુજબ રકમો ભરાઇ છે. વળી એ રૂપીઆ ભરવામાં પ્રથમ પહેલ કરનાર શેઠ જામાવાળા દાઆભાઇ ગુલાબદાસ તથા ગજ્જરવાળા કાશીદાસ ત્રીભોવનદાસને આશિષ વચન આપવામાં આવે છે કે બીન આનાકાનીએ નીચે મુજબ શરૂઆત કરી છે.

### ફંડમાં રૂપીઆ ભરનાર ગ્રહસ્થોની નામવાર યાદી.

૧૦૦૧) શેઠ નાનાભાઇ ઘેલાભાઇ ટાઇપવાળા
૧૦૦૧) શા. નરોત્તમદાસ માણેકલાલ
૫૦૧) જામાવાળા દાઆભાઇ ગુલાબદાસ
૪૫૧) ગજ્જરવાળા કાશીદાસ ત્રીભોવનદાસ
૨૫૧) ચુનીલાલ ઘેલાભાઇ રેસમવાળા.
૨૦૧) શા. પ્રાણજીવનદાસ માણેકલાલ ખાનદેશી
૧૫૧) શા. લલ્લુભાઇ નારણદાસ બુકસેલર
૧૫૨) શેઠ. ઇશ્વરદાસ ગંગાદાસ કાપડીઆ
૧૫૧) શેઠ વલભદાસ આતમારામ રેસમવાલા
૯૧) શેઠ ઠાકોરદાસ ઇશ્વરદાસ કાપડીઆ.
૭૫) શેઠ જવેરદાસ ગંગાદાસ કણીઆ
૭૫) શેઠ ઠાકોરદાસ નવલશા.
૭૫) જૈન પ્રેસના મેનેજર શેઠ વીઠલદાસ હીરાભાઇ ચોકસી
૭૫) શેઠ ચુનીલાલ માણેકલાલ કણીઆ
૬૧) શેઠ દાઆભાઇ કાસીદાસ કણીઆ.
૫૧) શેઠ મોતીરામ કાશીદાસ.
૧૦૧) શેઠ જમનાદાસ ઇચ્છારામ રેશમવાળા
૫૧) શેઠ પરસુદાસ દયાળદાસ કીનારીવાળા
૫૧) શેઠ ગોવરધનદાસ જમનાદાસ ગજ્જરવાળા
૫૧) શેઠ નગીનદાસ રસીકદાસ કણીઆ
૨૫) શેઠ વીજીભાઇ મોતીરામ. પરવા
૨૫) શેઠ મુલચંદ દયારામ મુખ્તાર
૨૫) શેઠ છોટાલાલ કાળીદાસ
૨૫) શેઠ આતમારામ ભગવાનદાસ રેશમવાળા
૨૧) ભુરાભાઇ માણેકલાલ કણીઆ
૧૫) શેઠ પસુભાઇ દાઆભાઇ રેશમવાળા
૧૫) શેઠ દુલભદાસ આતમારામ
૧૫) શેઠ દાઆભાઇ દયારામ

ભુલથી આ લીસ્ટમાં રહેલાં નામો યાદ આવેથી જાહેરમાં મુકવામાં આવશે.

એ પ્રમાણે હાલ આ ફંડને મદદ મળી છે અને તે છતાં પણ એ ફંડને વધુ મદદની જરૂર જણાવાથી એજ વખતે નવો સુધારો દાખલ કરવામાં આવ્યો કે આપણી ન્યાતમાં શ્રીમંત (અમરણી) ની ન્યાત કરવામાં આવે છે તે હાલના જમાનાને અનુકૂળ લાગતું નહી હોવાથી અત્યાર પછી કોઇને ત્યાં એ શુભ પ્રસંગ આવે તો ન્યાત કરવી નહી અને તેના બદલામાં રૂ. ૨૫) અંકે પચીસ આ ફંડમાં ભરે; જો ન ભરે તો ગોર તેને ત્યાં ધર્મની ક્રીયા કરાવે નહી-એ ઠરાવ સર્વાનુમતે પસાર થયો. ત્યારબાદ બીજો ઠરાવ એ દફતરે નોંધવામાં આવ્યો છે કે લગ્ન પ્રસંગે વરવાળો રૂ. ૧૦) તથા કન્યાવાળો રૂ. ૫) ફંડમાં આ આપે; ન આપે તો ગોર ધર્મ ક્રીયા કરાવે નહી. વળી ત્યારબાદ ઠરાવ ત્રીજો એ કે ચાલીસ વરસની અંદરના કોઇ પણ સખસના મરણની ન્યાત જમાડે નહી અને ગોર ન્યાતના નોતરાં દેય નહી-એ ઠરાવ પણ સર્વાનુમતે પસાર થયો છે વળી ફંડમાં ભરેલા રૂપીઆ ચાલુ સાલના ભાદરવા ૩૦ સુધીમાં લેવા ઠરાવ્યું છે ત્યારબાદ એ રૂપીઆની ક્યા ધોરણ પર શું શું વ્યવસ્થા કરવી તે ઉપર વીચાર કરવા ફરી સાજનું મળનાર છે.

લી. કુબાગીર કપુર ભાણજીકર ઉજમસુ.

સુરતી વીશા ખડાયતા.

## ૨૧. રા. ચુનીલાલ તારાચંદ દલાલના જીવનનો ટુંક વૃત્તાંત.

નડીઆદ મુકામે ભગવદી આપણી પ્રથમ પરિષદનો હેવાલ મળ્યા અંકમાં આવ્યા બાદ તે સભામાં બીરાજમાન થયેલ કર્તવ્ય પરાયણ ને જ્ઞાતિહિતચિંતક તે સભાના પ્રમુખની જીંદગીનો ટુંક હેવાલ આપવો એ અસ્થાને નહી ગણાતા તદન ઉચિતજ લેખાશે. એમનો જન્મ સંવત ૧૯૨૧ ના ભાદરવા શુદ ૧૫ ને દીને નડીઆદ મુકામે પોતાના મામાને ત્યાં થયો હતો. એ પોતે અસલ માતરના વતની હતા. તેમના દાદા ત્યાંના ચોટાના શેઠ હતા ને સીમ દેશ તરફના આડતીઆઓનું કમીશન એજન્ટ તેમજ દલાલીનું કામ ચાલતું હોવાથી તે વખતે પણ કરતા હોવાથી તેમની સ્થિતિ સાધારણ સારી ગણાતી હતી પણ તેમની કલતરાવસ્થામાં તેમના કેટલાક સારા આડતીઆઓ ભાગવાથી પોતાના કમનસીબેજ પોતે પોતાના કોઇપણ જાતના કસુર સીવાય દેવાના ભાર નીચે આવી ગયા હતા ને થોડા વખતમાં તેમનું મરણ થતાં રાજેશ્રી ચુનીલાલભાઇના પીતાશ્રીને તે દેવાનો ભાર ખેંચવો પડયો હતો ને ગરીબાઇમાંજ પોતાના દીવસ કાઢવા પડયા હતા. તેવા ગરીબ ઘેર જન્મ્યા છતાં આટલી ઉંચી સ્થિતિએ રાજેશ્રી ચુનીલાલભાઇ પોહોચ્યા છે તે તેમનામાં રહેલા ઉંચા ગુણનેજ આભારી છે એમ કહ્યા વિના અમારાથી રહી શકાતું નથી ને તે બાબત નીચે રજુ કરેલ કેટલીક વિગતોપરથી વાચકના પણ ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહી એમ અમારૂં માનવું છે.

તેમની માતાપિતા માતરમાંજ રહેતા હોવાથી રાજેશ્રી ચુનીલાલે દશ વર્ષની ઉમર સુધી પોતાનો ગુજરાતી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ માતરજ કર્યો હતો. ત્યાર બાદ તેઓ નડીઆદ આવી તે વખતની ત્યાંની ઉંચેરી એંગ્લોવર્નાક્યુલર નિશાળમાં દાખલ થયા કે જેના હેડ માસ્તર તેમના મામા અનસુખરામ નરસીદાસ પારેખ હતા. ત્યાં તેમણે ૧૦ થી

૧૪ વર્ષ સુધી અભ્યાસ કર્યો કે જે દરમિઆન તેમને ખેડા ડીસ્ટ્રીક્ટ ફંડ તરફથી સ્કોલરશીપ મળતી હતી.

ત્યાર બાદ તેમનાં માતાપિતા સંવત ૧૯૨૬ ની સાલમાં માતર સુકી નડીઆદ આવી વસ્યાં હતાં, પછી બે વર્ષ સુધી અમદાવાદ હાઇસ્કુલમાં અભ્યાસ કરી તેઓ સોળ વર્ષની નાની વયે સને ૧૮૭૧ ની સાલમાં મેટ્રીક્યુલેશન પરીક્ષામાં પાસ થયા. મૂળથીજ તેમને ગણીતશાસ્ત્રના વિષય તરફ વધારે શોખ તેમજ અભિરૂચી હોવાથી તે વિષયમાં તેઓ ઘણા હોંશીયાર હતા તેથી મેટ્રીકની પરીક્ષામાં પાસ થયા પછી તેમને પુનાની સીવીલ એન્જીનીયરીંગ કોલેજમાં મોકલવામાં આવ્યા જ્યાં તેઓ હાઇસ્કુલના કરતાં વધારે ઝળકી નીકળ્યા, સને ૧૮૭૩ માં એફ. સી. ઇ. ની પરીક્ષા તેમણે પહેલા ક્લાસમાં પાસ કરી ને ત્યાર પછીના વર્ષમાં છેલ્લી એલ. સી. ઇ. ની પરીક્ષામાં પણ માન સાથે પહેલા વર્ગમાં બીજે નંબરે ઉત્તીર્ણ થયા. પહેલા બે વર્ષમાં તેઓ ત્યાં સ્કોલર તરીકે ને છેલ્લા વર્ષના ફેબરૂવારીથી તે માણસોર રાજ્યની નોકરીમાં જોડાયા ત્યાં સુધી કોલેજના ફેલો તરીકે કામ કરતા હતા. તે વખતના કોલેજના પ્રીન્સીપાલ ડાક્ટર કુકનો તેમને વાસ્તે એટલો બધો સારો અભિપ્રાય હતો કે જો કે પોતે બીજે નંબરે પાસ થયા હતા તોપણ તેમણે એમ્બે ગવર્નમેન્ટ તેમજ જાહેર કેળવણી ખાતાના ડીરેક્ટરને તેમને વાસ્તે પહેલે નંબર પાસ થનારના કરતાં વધારે મજબુત ભલામણ કરીને તેમાં તેમણે ચોખ્ખી રીતે જણાવ્યું કે તે પહેલે નંબરે નથી આવી શક્યા તેનું કારણ માત્ર એટલુંજ છે કે પોતાની ગરીબ અવસ્થાને લીધે ત્યાં સુધી કોલેજમાં પહેલે નંબરે પાસ થએલા બીજા બધા છોકરાઓ માફક તેઓ એક વર્ષ વધારે રહી શક્યા નથી છતાં ફક્ત ત્રણ વર્ષ અભ્યાસ કરી પહેલા વર્ગમાં આટલે ઉંચે નંબરે ને માન સાથે પાસ થનાર તે એકલાજ છે. એટલી ભલામણ છતાં સાધારણ નિયમ પ્રમાણે મુંબઇ સરકારે પહેલા નંબરવાળાને જગા આપીને તેમને વાસ્તે કંઇ કર્યું નહી. એક રીતે તો તે ચુનીલાલ ભાઇને વાસ્તે સારૂંજ થયું કારણ કે ત્યાર પછી થોડા મહીનામાં એટલે ૧૮૭૫ ના માર્ચ મહીનામાં માણસોર સ્ટેટના ચીફ કમીશનરે ડાક્ટર કુકને લખી જણાવ્યું કે, ૧૮૮૧ ની સાલમાં તે રાજ્યનો વહીવટ રાજાને પાછો સોંપવાનો હતો તેથી કેળવાયેલ યુરોપીયન એન્જીનીયરોના જેવું કામ કરી શકે એવા કેટલાક દેશી એન્જીનીઅરોની તેમને જરૂર હતી, તે પરથી ડાક્ટર કુકની ભલામણથી ચુનીલાલભાઇની ૧૮૭૫ ના એપ્રીલમાં તે રાજ્યમાં આસીસ્ટંટ એન્જીનીઅર તરીકે નિમણુંક થઇ, ને ત્યાં તેમને પોતાનું બુદ્ધિબળ બતાવવાનો સારો પ્રસંગ મળ્યો. અને યુરોપીઅન એનજીનીયર જેટલું કે બલ્કે તેથી પણ સારૂં કામ કરવાની પોતાની શક્તિ સાબીત કરી આપતાં ત્યાં તેમને એક પછી એક સારા ઓહદા મળતા ગયા. ને ડાક્ટર કુકે તેમને વાસ્તે કરેલી ભલામણ અક્ષરે અક્ષર ખરી પાડી. ૧૮૭૫ થી ૧૮૮૦ સુધી તેમણે હાસન અને માણસોર જીલ્લાના ઇરીગેસન ખાતામાં કામ કર્યું. ને ત્યારબાદ ૧૮૮૦ થી ૧૮૯૮ સુધી ૧૮ વર્ષના લાંબી મુદત સુધી માણસોર સ્ટેટના તુમકુર જીલ્લાના એક્ઝીક્યુટીવ એનજીનીયર તરીકે કામ કર્યું જે વખતે તેમના ચાર્જમાં બધાં પ્રાંતિક તેમજ લોકલફંડના નવા રસ્તા તેમજ મકાનો બનાવવાનું અને જુના રીપેર કરવાનું તેમજ જીલ્લાના નહેરખાતાનાં બધાં કામો કરવાનું હતું તે અરસામાં તેમણે એકંદરે ૭૫૦ ઉપરાંત ઇરીગેશન રેઝરવોઅરોને દુરસ્ત કર્યાં, અને આઠ મોટા નવેસરથી બાંધ્યા, તેમજ ખરાબાનવે

પામે નવા રેઝરવોઅરની જગા શોધી કહાડી કે જ્યાંથી આરસો માઇલ ફરતા પડતા વરસાદના પાણીને રોકી એકઠું કરી શકાય અને ત્યાં ૭૦ ફીટ ઉંચી પાકી ડેમ બાંધીને ૫૦૦૦ એકર વિસ્તારવાળુ અને ૬૫ ફીટ ઉંડુ પાણી રહી શકે તેવું મોટું સરોવર બનાવ્યું આ સરોવર મુંબાઇના તાનસા સરોવરથી કંઈ જેવડું છે ને તેની પાછળ અઠ્ઠાવીસ લાખ રૂપીઆ ખરચ થયા છે. તે સીવાય મલ્હાર પાસે પણ ૮૫ ફીટ ઉંચુ કાચું બન્ડ બનાવ્યું. આ બધા કામથી ખુશી થઈ માઇસોર સરકારે તેમને સુપરીટેન્ડીંગ એનજીનીઅરનો હોદ્દો આપ્યો–જ્યાં તેમણે ૧૮૯૮ થી ૧૯૦૪ સુધી કામ કર્યું. જે વખતે તેમણે મારીકન્વેમાં ૧૬૨ ફીટ ઉંચી પાકી ડેમ બાંધી જે પહેલી ડેમ કરતાં ઘણી મોટી ને દુનીઆમાં મશહુર મોટામાં મોટા રેઝરવોઅરમાંનો એક ઘણી બારીકાઈથી બાંધી આપી એમ સાબીત કરી આપ્યું કે જો બરોબર તક આપવામાં આવે તો યુરોપીઅન કરતાં દેશીઓ કોઈપણ રીતે ઉતરતા નથી. આની પાછળ ત્રીસ લાખ રૂપીઆનુ ખરચ કરવામાં આવ્યું છે. ત્યાં સ્કીમ સંબંધી ચાલે છે ને મનુષ્ય બુદ્ધિ કુદરતની કેટલે દરજ્જે નકલ કરી શકે છે તેના નમુના તરીકે ખરેખર જોવા લાયક કામ છે. તેથી સંતોષ પામી માઇસોર સરકારે તેમને "રાજ્યસભાભૂષણ" ની પદ્વી એનાયત કરી અને તેમને વાસ્તે ઘણા ઉંચા અને કોઈ પણ માણસ આનંદથી રીતે મગરૂર થાય એવા શબ્દોમાં રીપોર્ટ કર્યો. પણ ખરી ખુબી તો એ છે કે એટલું બધું માન મળ્યા છતાં ચુનીલાલભાઈ પોતે સાદાઇના નમુનારૂપે ને સરળતાની જીવત મુર્તિરૂપે પોતાનું જીવન ગાળે છે ને નાનુ સરખુ છોકરૂં પણ વિના સંકોચે તેમની પાસે જઈ પોતાની ખરી માગણી રજુ કરી શકે છે. જ્ઞાતિના દરેક કામમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. ને માઇસોર સરકારની નોકરીમાં હતા ત્યારે તેમણે ખડાયતાઓ માટે દામોદરદાસ સ્કોલરશીપ મેળવી આપી જ્ઞાતિ ઉપર અનહદ ઉપકાર કર્યો છે ને જ્ઞાતિને મદદને માટે પોતાના આભાર નીચે મુકી છે.

સને ૧૯૦૫ માં વડોદરા રાજ્યમાં ચીફ એનજીનીઅરની જગા ખાલી પડતાં તે ચુનીલાલભાઈને સોંપવામાં આવી જે વખતે તેમણે માઇસોર સ્ટેટમાંથી બે વરસની ફરલો રજા લીધી ને ત્યારબાદ તે રાજ્યમાંથી પેન્સન લઇ ત્યાંની નોકરીમાંથી મુક્ત થયા. વડોદરા રાજ્યમાં તેઓએ ૧૯૦૫ થી ૧૯૦૯ સુધી કામ કર્યું કે જેને વાસ્તે ત્યાંના તે વખતના દીવાન સાહેબ રોમેશચંદ્ર દત્તે લખ્યું છે કે "મી. દલાલ એક યંત્રશાસ્ત્ર-વિદ્યાવિશારદ અને ઘણાજ લાયક ઓફીસર તરીકે સાબીત થઇ ચુક્યા છે. ઇરીગેશન ખાતાના તેમના બીજા રાજ્યના મહાન અનુભવથી તેમણે આ રાજ્યની ઘણી કીમતી સેવા બજાવી છે અને કેટલીક વખતે પ્લેન ને એસ્ટીમેટમાં ઘણી બારીકીથી તેઓ ફેરફાર કરતા કે કામના ઉપયોગીપણામાં કોઇપણ જાતની ખામી આવ્યા સીવાય ખરચની બાબતમાં રાજ્યને મોટો ફાયદો કરી શકતા."

ત્યારબાદ ૧૯૦૮ ની સાલમાં હૈદ્રાબાદમાં મોટી રેલ આવતાં શહેરના કેટલાક ભાગને નુકસાન પહોંચ્યું તેથી તેવી રેલથી ભવિષ્યમાં શહેરનો બચાવ કરવા કામ કરવાની જરૂર તે રાજ્યને જણાઇ ને તેવું કામ કરવાને માટે ચુનીલાલભાઇ ખાસ લાયક જણાવાથી તેમને ત્યાં સ્પેશીઅલ એનજીનીઅર તરીકે તેજ કામ માટે બોલાવી સેવામાં આવ્યા. તે કામની સ્કીમના એકજ ભાગ પ્રમાણે શહેરને રેલથી બચાવને આર પીવાનું પાણી પુરૂ પાડવા હૈદ્રાબાદથી ૧૨ માઇલ દૂર ગાન્ડીપેટ જેવો મોટો રેઝરવોઅર ૫૮ લાખ રૂપીઆને ખરચે

બાંધવાનો છે. રાજેશ્રી ચુનીલાલભાઇની આ કામ ઉપર ખાસ નીમણુંક કરવામાં આવી છે ને તેમની દેખરેખ નીચે તેમાંનું અરધું કામ તો પુરૂં થઇ ગયું છે.

રાજેશ્રી ચુનીલાલભાઇનાં લગ્ન ૨૩ વર્ષની વયે થયાં હતાં. ને તેમનાં ધર્મપત્નિ નડીઆદના સારા કુટુંબનાં સુશિક્ષિત બાઇ હતાં. પણ તેમનું તે સુખ ચિરસ્થાયી નીવડયું નહી કારણ કે તેમનાં ધર્મપત્નિ ફક્ત ૧૯ વર્ષ તેમની સાથે રહ્યા બાદ સાતમી સુવાવડ વખતે સ્વર્ગવાસી થયાં. તોપણ ઇશ્વર કૃપાથી ચુનીલાલભાઇનાં તે સાતમાંનાં ચાર છોકરાં—ત્રણ પુત્ર ને એક પુત્રી હયાત છે જેમાંના એક મુંબાઇમાં સોલીસીટર છે—બીજા અમદાવાદમાં હોઝીયરી ફેક્ટરીના માલીક છે ને ત્રીજાએ પોતાના બાપનીજ લાઇન એટલે એલ. સી. ઇ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી છે ને વધારે અભ્યાસ કરવાને ત્યારબાદ પોતાના પીતાના જેવી નામના મેળવવાના ઇરાદાથી વિલાયત જવાનો વિચાર ધરાવે છે. ઇશ્વર તેમની તે ધારણા પુરી પાડો ને આવા જ્ઞાતિ રત્નને હાથે જ્ઞાતિ તેમજ સાર્વજનિક હિતનાં હજી અનેક કાર્ય થવા પામે માટે ઇશ્વર તેમને લાંબુ આયુષ્ય બક્ષો એમ ઇચ્છી અમે અત્રે વિરમીએ છીએ.

તે નરરત્નની આ માસિકમાં છબી આપવામાં આવી છે તે એવાજ વિચારથી કે જ્ઞાતિ સુબંધુઓ ને અન્ય બધુઓ તેનાં દર્શન કરી તેમને પગલે ચાલી તેમના બધા નહી તો થોડા પણ ગુણનું અનુકરણ કરવાનો પ્રયત્ન આદરે.

---

## રણછોડલાલ ભોગીલાલ ગોળવાળા.

મુંબઇની રંગના વેપારી આલમમાં અત્યારે જાણીતા થઇ પડેલા આપણી જ્ઞાતિના નડીઆદના વતની મી. રણછોડલાલ ભોગીલાલ ગોળવાળા કે જેઓએ મુંબઇની ખડાયતા સમાજ તરફથી ગઇ તા. ૧. ૨ જાન્યુઆરીના દિવસોમાં નડીઆદ મુકામે આપણી જ્ઞાતિની કોન્ફરેન્સ રૂપે મળેલી સામાન્ય સભા મેળવવાના કામમાં ઘણોજ આગેવાની ભરેલો ભાગ લીધો હતો; તે ગૃહસ્થની જ્ઞાતિને વિશેષ ઓળખ આપવાનું બની શકે તે માટે આ પત્ર સાથે તેમનો ફોટો તથા તેમના સબંધમાં થોડીક માહીતી આપવાનું હમોએ યોગ્ય વિચાર્યું છે.

નડીઆદના વિશાખડાયતા જ્ઞાતિમાં "નદીઆણા" ગોત્રની સાંખ્યામાં ખપાતા તડના આગેવાન ગણાતા. શા. ભોગીલાલ જવેરદાસને ત્યાં સન ૧૯૨૯ ના ફાગણ સુદી ૨ તા. ૨૧ ફેબરૂવારી સન ૧૮૭૩ ના દીવસે ભાઇ રણછોડલાલનો જન્મ નડીઆદમાં થયો હતો. સરૂઆતમાં લગભગ ૧૦–૧૨ વર્ષ સુધી ગુજરાતી કેળવણી લીધા બાદ સન ૧૮૮૫ ના વરસથી અંગ્રેજી કેળવણીની શરૂઆત કરી અને સન ૧૮૯૦ માં તેઓએ થોડોક વખત અભ્યાસ માટે અમદાવાદ ગાળ્યો અને તુરતજ ધંધાની લાઇનમાં મન પ્રવૃત્ત થવાથી વડોદરાના કલાભુવનમાં સન ૧૮૯૧ ની સાલમાં તે વખતના તેમના પ્રોફેસર ગજ્જર અને એક જર્મન પ્રોફેસરના હાથ નીચે તેઓએ રંગના કામમાં લગભગ બે વર્ષ રહીને પુરતું શીક્ષણ મેળવ્યું અને તુરતજ વેપારી લાઇનમાં જોડાઇ તેજ લાઇનના ધંધાની કેળવણી અર્થે જુદી જુદી જર્મન, સ્વીટ્ઝરલેન્ડ, તથા બેલજીઅમ વેપારીઓની પેઢીના અહીંના પ્રતિનીધી રૂપે જનરલ મેનેજર અને સુપરવાઇઝર તરીકે પણ સારૂં કામ બજાવીને પોતાના માલીકોને સારો સંતોષ આપેલ, આ પ્રસંગે તેમને વખતો વખત હીંદુસ્તાનનાં ઘણાંખરાં



રા. રા. રણછોડલાલ ભોગીલાલ ગોળવાળા.

The G. P. Press—AHMEDABAD.

મુખ્ય મુખ્ય શહેરોએ જવાનો પ્રસંગ વારંવાર પ્રાપ્ત થતો કે જેથી તેમના અનુભવી જ્ઞાનમાં મોટો ઉમેરો થવાને બની આવ્યું હતું.

મી. રણછોડલાલ ના જાતીય પરિચયમાં જેઓ વિશેષ આવેલા છે તેઓ જોઈ શક્યા છે કે તેમનો જાતી સ્વભાવ ઘણો ચીવટવાળો છે. અને ધારેલા કાર્યની પરીપૂર્ણતા માટે તે કામની પાછળ મંડ્યા રહેવાનો તેઓ ખાસ ગુણ ધરાવે છે આ ગુણ તેમને તેમના ધંધામાં ઘણોજ ઉપયોગી નીવડ્યો અને રંગના વેપારની લાઈનમાં તેઓ થોડાજ વરસોમાં એટલા પરિપક્વ જણાયા કે જે શાળામાં (વડોદરાનું કલાભુવન) તેમણે અભ્યાસ શરૂ કર્યો હતો ત્યાંના પ્રીન્સીપાલ તરફથી તેમના આ ધંધાના સારા જ્ઞાનને લઈને સન ૧૯૧૪ ની સાલમાં કલા ભુવનમાં માનદ લેકચરર તરીકે કામ કરવાનું ઉપાડી લેવાનું તેમને કહેવામાં આવ્યું અને તે તેમણે સારી ઉલટથી કેટલાક લાંબા વખત સુધી બજાવ્યું અને તે ખાતાની પોતે લીધેલી તાલીમનો બદલો તેના યોગ્ય સ્વરૂપમાં કેટલેક દરજ્જે વાળી આપ્યો.

સન ૧૯૧૫ નું બ્રીટીશ અને જર્મન વીગ્રહનું સ્વરૂપ વેપારી આલમને જુદી જુદી દીશાઓનું ભાન કરાવનાર નીવડ્યું છે જેમાં રંગના વેપારમાં તો કેટલીક બાબતોએ તેનું ખરૂં સ્વરૂપ અને દિશા પણ ફેરવાઈ ગઈ છે, આ સમયમાં એક ખરા કુનેહ બાજ વેપારી તરીકે મી. રણછોડલાલ આગળ આવેલા આપણે જોઈ શક્યા છીએ તે તેમની બાહોશી અને તે ધંધાના પાકટ જ્ઞાનનેજ આભારી છે.

મી. રણછોડલાલનું આ અનુભવીક જ્ઞાન અત્યારે એટલું તો સારૂં જોઈ શકાય છે કે રંગના વેપારમાં તેમના નામથી કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે તેમની કાર્ય દક્ષતા એટલે સુધી હાલમાં ખીલી દેખાય છે કે મોટા મોટા વેપારી અને દલાલ તેમના વાંધાઓનો ફડચો લાવતી વખતે પોતાના એક વિશ્વાસુ જાહેર કરી તેમને લવાદ તરીકે નીમે છે અને તેવા વાંધાઓની બાબતમાં તેઓ નિષ્પક્ષપાત રીતે કામ બજાવી ઉભય પક્ષને સારો સંતોષ આપે છે.

ધંધાની બાબતમાં મી. રણછોડલાલને એક બાહોશ વેપારી તરીકે અત્યારે આગળ આવેલા જોઈ એક જ્ઞાતિબંધુ તરીકે આપણને ખમારી લેવાનું બને તે સ્વભાવીક છે તોપણ તેમની શાખ દેશ અને જ્ઞાતિ પ્રત્યેની ભાવનાઓ સંબંધી તેમના અત્યાર સુધીના કામોનું નિરીક્ષણ કરવું જરૂરનું જણાય છે મી. રણછોડલાલની ઊંચ ભાવના હાલથી નહી પણ વરસો થયા બહાર આવેલી છે, તેઓએ જ્યારથી હીંદુસ્તાનના એક ખુણાથી બીજા ખુણાએ ફરવા માંડ્યું ત્યારથી. તેમના એક એક પરીચીતજનો તેમને ઓળખે છે દીલ્હીની ગુજરાતી જ્ઞાનોદય સભા, ગુજરાતી ક્લબ, લાહોરની, કલકત્તાની દામોદર રતનશી લાયબ્રેરી વગેરે. ક્લબ અને અમૃતસરમાં સેવાજ પ્રકારની ગુજરાતી સભાએ સપડાવું ઉપસ્થીત થતું તેમના સુપ્રયાસનુંજ ફળ ગણાય છે. ઉત્તર હીંદુસ્તાનના ઘણા ખરા મુખ્ય મુખ્ય ગામોમાં ગુજરાત નિવાસી આપણા નવીન જનારા જ્ઞાતિબંધુઓ અને ત્યાં રહેનારાઓને અત્યારે જે ઘરાડમન મળે છે અને સહકાર થાય છે તે સઘળું આ શુભ હીમ્મતભાઈનુંજ ફળ છે આવું પરીણામ તેમના માટે એટલું તો માન ભરેલું આપવાનું જોઈ શકાય છે કે દીલ્હી જેવા એક મોટા શહેરમાં સન ૧૯૧૨ ના વર્ષમાં ઉજ્જૈનમાં મર્હુમ શહેનશાહની તાજપોશી વખતે નામદાર શહેનશાહને મુબારકબાદી આપવા માટે ગુજરાતવાસીઓની એક સારી મીટીંગ ભરાણી તેનું પ્રમુખપદ મી. રણછોડલાલને આપવામાં આવ્યું હતું. સિવાય મર્હુમ નામદાર ગોખલે અમૃતસર પધારેલા ત્યારે તેમને ત્યાંના ગુજરાતી શહેરીઓ તરફથી માન આપવાની મળેલી મીટીંગમાં પણ

તેમને પ્રમુખ તરીકે કામ બજાવવું પડ્યું હતું એ રીતે તેઓ ત્યાંના ગુજરાતી વર્ગમાં એટલાતો આગલ પડતા અને જાણીતા થઇ પડયા છે કે તેમનાં ઉત્તમ કામોની સેવા તરીકે તેમની સારી પીછાણ કરવામાં આવે છે.

શ્રી. રણછોડલાલની જ્ઞાતિય ભાવના પણ ઘણી ઉંચી છે અને તે આપણે હાલ તુરતના દાખલાથી અનુભવી છે. આ સિવાય પણ તેઓ પ્રસંગોપાત જ્ઞાતિહીતના કાર્યોમાં મુખ્યત્વે ભાગ લેતા આવ્યા છે. અને યથાશક્તિ યોગ્ય ફાળો જ્ઞાતિને આપતા રહ્યા છે નડીયાદમાં દશા વિશા-ખડાયતાઓની એકત્ર સંસ્થા "ખડાયતા સુબોધક સભા" શરૂ કરવામાં તેઓ એક આગેવાન પૈકીના હતા.

આ સીવાય નડીયાદમાં વીશા ખડાયતા પ્રથમ એકડાના પંચ સમસ્ત કે જે તડમાં શ્રી. રણછોડલાલ આગેવાન તરીકે કામ કરે છે તેણે પોતાના એ તડમાં કેળવણીના ફેલાવા માટે કેટલોક અયોગ્ય ખરચો કમી કરીને તેમ બીજી રીતે સારૂં ફંડ કરીને ઘટતું કર્યું છે તેમજ જ્ઞાતિના બહારથી આવનાર વિદ્યાર્થીઓના અભ્યાસની અને રહેવા કરવાની સગવડ માટે એક બોર્ડીંગ પોતાના તડ તરફથી ઉઘાડવામાં આવ્યું છે, ને સન ૧૯૧૨ થી ચાલુ છે તે તેમના પ્રયાસનુંજ ફળ છે. અમોને જણાવવાને ખુશી ઉપજે છે કે આ બોર્ડીંગની યોજના ઘડતાં શ્રી. રણછોડલાલે આપણી સમસ્ત જ્ઞાતિ પ્રત્યેની ઉચ્ચ ભાવના દેખાડી આપેલી છે અને બોર્ડીંગના રૂલસમાં છુટ મુકી છે કે જ્ઞાતિનો કોઇ પણ બીજા એકડાનો વિદ્યાર્થી આ બોર્ડીંગમાં રહેવાને ઇચ્છતો હશે તો અગર ખાસ દાખલ કરવાની જરૂર જણાસે તો તેઓને અમુક સરતે દાખલ કરવામાં આવશે મુંબઇની ખડાયતા સમાજ અત્યારે જ્ઞાતિહીતની જે કંઈ સેવા બજાવે છે તે સંસ્થાના શ્રી. રણછોડલાલ એક આગેવાન સભાસદ છે એ રીતે શ્રી. રણછોડલાલની સેવાઓ કેટલીક સારી રીતે આગળ પડતી દેખાય છે તેમને પોતાની-શક્તિના પ્રમાણમાં અત્યાર સુધીમાં જુદા જુદા સ્થલોએ અને પ્રસંગોએ જે સેવાઓ કરી છે, તે રકમ લગભગ રૂપીઆ દસ હજાર કરતાં વધારે થાય છે તેમાંની-રૂપીઆ છ હજારના આસરે એક રકમ ડાકોરમાં ખડાયતા નિવાસ-નામની એક ધર્મશાળા બાંધવામાં કાઢેલી જણાય છે અને તે થોડા વખતમાં બંધાઇ ખુલ્લી મુકાશે.

શ્રી. રણછોડલાલની જ્ઞાતિય અને દેશ ભાવના અત્યારે જે ઉચ્ચ ચારિત્રમાં બહાર આવે છે તે વિશેષ આગલ વધો અને તેમના હાથે તેવાં સારાં કાર્યો કરવાનું વિશેષ બની રહો તેવું અમે અંતઃકરણ પૂર્વક ઇશ્વર પ્રત્યે ઇચ્છીએ છીએ.

---

## ચર્ચાપત્ર.

મે. તંત્રી સાહેબ,

નિચેનો લેખ આવતા અંકમાં પ્રસિદ્ધ કરી આભારી કરશો.

અમારૂં કપડવંજ, આતરસુબા, ખડાલ વિગેરે ગામ ૨૧ ના દશા ખડાયતા વણિકનું પંચ સંવત ૧૯૬૯ ના ફાગણ વદી ૨ ને રોજ મળેલું, જે વખતે જ્ઞાતિના સજ્જનોએ જ્ઞાતિ તરફ દૃષ્ટિ કરી કંઇક રૈમનગર બનાવી જ્ઞાતિ શુભાર્થે કાયદાઓ ઘડેલા; પણ અફસોસની વાત એ છે કે તે કાયદા વાયદા ખાતે મુકાયા છે; એટલુંજ નહિ પણ પંચમાં પટલાઇ કરતા અને જ્યુરીમાં ઉઠતા સજ્જનોએજ તે કાયદાઓનું ઉલંઘન કર્યું છે; અને

ભરવા ઠરાવેલ દંડ ભર્યો નથી. તો હું આશા રાખું છું કે ઉલંઘન કરનાર સજ્જનો પોતાનો દંડ જે વિદ્યોત્તેજક ફંડમાં ભરવા ઠરાવેલ તે ભરી દઈ પોતાની જ્ઞાની હિતેચ્છુ તરીકેની આબરૂને સાચવતા બહાદુર આગળ રહેશે.

બીજું:—હમણાં થોડી મુદત ઉપર ખડાલ ગામમાં ગામના તેમજ એકવીસ ગામના મોટા પંથમાં જ્યુરીમાં ઉઠતા ચાર સજ્જનોના પુત્રોના વિવાહ થએલ છે. જેમાં છોકરાઓની ઉમ્મર એક અને બે વરસની અંદરની છે. અને છોકરીઓની છોકરાઓ કરતાં બે ચાર મહીને નાની છે.

આ વિવાહથી હું ધારૂં છું કે છોકરા છોકરીના માબાપ, અને દાદાદાદીના હર્ષનો પાર નહિંજ રહ્યો હોય; કારણ કે તેમના પુત્રો વરઘોડીઆમાંથી ઝડપાશે અને પુત્રીનાં માબાપ પુત્રી રૂણમાંથી મુક્ત થયાં આથી બાળકોનું ભવિષ્યમાં શું થશે તેનો વિચાર કરવાનું વાંચકને સોંપું છું પણ—

હું આશા રાખું છું કે ઉપરના સજ્જનો કે જેઓએ પોતાનાં બાળકોના નાની વયમાં વિવાહ થવાનું માન ખાટયું છે તેઓ એકવીશ ગામના પંચના કાયદાનું ઉલંઘન કરવા બાબત ભરવા ઠરાવેલ રૂ. ૫૨ વિદ્યોત્તેજક ફંડમાં ભરી માન ખાટવામાં પાછી પાની કરશે નહિ.

લી. હું છું
એક જ્ઞાતિલો.

કપડવંજ ખડાયતા સમાજની સ્થાપના—મુંબાઈની ખડાયતા સમાજના પ્રતાપે નડીઆદ મુકામે ગઈ તા. ૧ લી તથા ૨ જીએ ભરાયલી ખડાયતાની સામાન્ય સભામાં કેળવણી સંબંધી અમારા અત્રેના કેટલાએક ભાઈઓમાં બોધરૂપી રસ રેડવાથી અત્રેના ખડાયતા બંધુએ એ તેની સ્થાપના કરવાની જરૂર ધારી તા. ૭—૧—૧૯૧૬ ના રોજ શરૂઆતમાં નોંધાએલા મેમ્બરોની પ્રાથમીક સભા સમાજની સ્થાપના સબંધી વિચાર કરવા અત્રેના શ્રી રણછોડજીના મંદીરમાં મળી હતી. ત્યારબાદ સમાજની નીયમીત સ્થાપના તા. ૯—૧—૧૯૧૬ના રોજ દશા ખડાયતાની વાડીમાં યોગ્ય ઠાઠ સાથે થઈ હતી. તેમાં એકદમ મેમ્બરોનો વધારો થઈ હાલ મેંબર સંખ્યા ૪૨ ની થયેલી છે.

મેમ્બરો સીવાય અન્ય જ્ઞાતિબંધુઓ તથા તમામ વિદ્યાર્થીઓએ સભાની શોભાર્થે પધારી સંપુર્ણતા આપી હતી.

પ્રથમ પ્રમુખ શ્રી કોઠીવાળજીની જયનો વિજય સ્વીકાર ગાયો હતો અને રા. રા. હરગોવનદાસ મગનલાલ તથા રા. રા. સાંકળચંદ દલસુખરામે સમાજ તરફથી નામદાર બ્રીટીશ સરકારની વફાદારી તથા બાદશાહ સલામતી માટે અસરકારક ભાષણ કર્યું હતું.

ત્યારબાદ સમાજની સ્થાપના, તેનો ઉદેશ, તેની જરૂર અને કેળવણી અને તેથી થતા ફાયદા વિષે રા. રા. વકીલ સાંકળચંદ દલસુખરામ, રા. રા. હરગોવનદાસ મગનલાલ, રા. રા. નગીનચંદ પ્રભુદાસ, રા. રા. મોહનલાલ કેશરભાઈ, રા. રા. ભાઈચંદભાઈ દામોદરદાસ તથા રા. રા. પુનમચંદ સોમેશ્વરે સારાં બોધ ભરતાં ભાષણ કર્યાં હતાં.

ત્યારબાદ વિદ્યાર્થીઓને પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં. અને સમાજ તરફથી પ્રમુખ સાહેબનો આભાર માની દરેકને પુષ્પાહારથી વધાવી લીધા હતા. છેવટ હાજર રહેલા ગૃહસ્થોનો સમાજ તરફથી ઉપકાર માન્યા બાદ પાનસોપારી વહેંચી પ્રથમ બેઠક તા. ૧૫—૧—૧૬ ના રોજ સમાજના બંધારણ સબંધી કામકાજ કરવા મુલતવી રાખ્યા બાદ સભા વીસરજન થઈ હતી.

હજી મેમ્બરોની સંખ્યા વધીને લગભગ ૫૦ થવાની આશા છે.

## ચેયા વર્ષની લવાજમની પહોંચ.

( તા. ૭-૨-૧૬ )

| | |
|---|---|
| ૬૫૬ હરીલાલ મુળજીભાઈ | નડીયાદ |
| ૬૫૭ બાપુજી ભોગીલાલ | ,, |
| ૬૫૮ પ્રભુદાસ ખુશાલદાસ | ,, |
| ૬૫૯ મથુરદાસ રૂઘનાથદાસ | ,, |
| ૬૬૦ ગોરધન જેઠાલાલ દેસાઈ | ,, |
| ૬૬૧ શંકરલાલ બાપુજી | ,, |
| ૬૬૨ ત્રીભોવનદાસ બેચરદાસ | ,, |
| ૬૬૩ હરીવલ્લભદાસ હીરાચંદ | ,, |
| ૬૬૪ મગનલાલ જેઠીશનદાસ | ,, |
| ૬૬૫ જેઠાલાલ હરગોવનદાસ | ,, |
| ૬૬૬ અમૃતલાલ કાળીદાસ | ઉમરેઠ |
| ૬૬૭ રમણીકલાલ ન. પારેખ | મુંબાઇ |
| ૬૬૮ માણેકલાલ પુરૂષોત્તમદાસ | નંડિઆદ |
| ૬૬૯ માણેકલાલ મુળચંદ | અમદાવાદ |
| ૬૭૦ મગનલાલ લલ્લુભાઈ | ભાનપુર |
| ૬૭૧ માણેકલાલ મથુરદાસ | નડીયાદ |
| ૬૭૨ દોશી કેશવલાલ ચુનીલાલ | ડાકોર |
| ૬૭૩ ગાંધી જેઠાલાલ લલ્લુભાઈ | ઉમરેઠ |
| ૬૭૪ ખરી સોમાભાઈ કુબેરદાસ | ,, |
| ૬૭૫ પટેલ ગોરધનદાસ ધનજી | ,, |
| ૬૭૬ મંગળદાસ જગજીવનદાસ | મોરવાળી |
| ૬૭૭ મોહનલાલ દામોદરદાસ | અમદાવાદ |
| ૬૭૮ મોહોલાલ કાળીદાસ | ,, |
| ૬૭૯ મંગળદાસ ગીરધરલાલ | ઉમરેઠ |
| ૬૮૦ ગોરધનદાસ હરિવલ્લભ | ડાકોર |
| ૬૮૧ મગનલાલ મોતીલાલ | મુંબાઈ |
| ૬૮૨ કેશવલાલ રણછોડદાસ | ,, |
| ૬૮૩ વીરચંદ શાંતીદાસ | મ્હાડ |
| ૬૮૪ શંકરલાલ પુંજાલાલ | ભાદરવા. |
| ૬૮૫ નાથજી રધનાથ | કાંકણપુરા |
| ૬૮૬ મણીલાલ અમૃતલાલ | ભાદરવા |
| ૮૭ છગનલાલ મોતીલાલ | કેશટ |
| ૬૮૮ હીરાચંદ માયાચંદ | સીસોદા |
| ૬૮૯ પુરૂષોત્તમદાસ ગુલાબભાઈ | ભાદરા |
| ૬૯૦ કેશવલાલ છોટાલાલ | બોરવા |
| ૬૯૧ ગોરધનદાસ ત્રીભોવનદાસ | પરેલ |
| ૬૯૨ પુંનમચંદ મુળજીભાઈ | સાવલી |
| ૬૯૩ ડાહ્યાભાઈ દામોદરદાસ | મહેમદાવાદ |
| ૬૯૪ હરીલાલ ઝવેરદાસ | ચાણોદ |
| ૬૯૫ કરશનદાસ બી. શાહ | ઇડર |
| ૬૯૬ ગોકળદાસ મનસુખરામ | વટવા. |
| ૬૯૭ હીરાલાલ એમ | પુના. |
| ૬૯૮ મથુરાંલાલ જગજીવનદાસ | અગરવા |
| ૬૯૯ નાનાલાલ મથુરાંદાસ | નડીઆદ |
| ૭૦૦ વ્રજલાલ માધવદાસ | ઉંટખરા |
| ૭૦૧ છગનલાલ દ્વારકાંદાસ | નડીઆદ |
| ૭૦૨ જમનાદાસ ચુનીલાલ | ,, |
| ૭૦૩ રણછોડદાસ ઝવેરદાસ | ,, |
| ૭૦૪ ગોકળદાસ દ્વારકાંદાસ | ,, |
| ૭૦૫ મોહનલાલ લલુભાઈ શેરડીઆ વાળા. | સાવલી |
| ૭૦૬ લલ્લુભાઇ બેચરભાઈ | ,, |
| ૭૦૭ દીહાભાઈ આતમારામ | સુરત |
| ૭૦૮ મંગળદાસ લલુભાઈ | ,, |
| ૭૦૯ રણછોડલાલ મોતીલાલ | નડીઆદ |
| ૭૧૦ છોટાલાલ મોતીલાલ | બીલપુર |
| ૭૧૧ કાશીદાસ હેમચંદ કું. | ચોક |
| ૭૧૨ નાથજી ઝવેરદાસ | ચોક |
| ૭૧૩ દ્વારકાંદાસ દેવચંદ | મેસાણું |
| ૭૧૪ મગનલાલ ભાઈજીવનદાસ | તરકેસર |
| ૭૧૫ શા. હરીલાલ પીતાંબર | નડીઆદ |
| ૭૧૬ શા. નીરૂભલાલ કાળીદાસ | |
| ૭૧૭ શા. ગુલજી મથુરદાસ | |
| ૭૧૮ શા. નાથજી ગીરધર | |

# વૈદકશાસ્ત્ર શું કહે છે?

"ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે વાજીકરણ ઔષધોનો ઉપયોગ કરવો જોઇએ દરેક મનુષ્ય જે વાજીકરણ ઔષધનો ઉપયોગ હમેશાં કરે છે તે હમેશાં બળવાન અને લાંબી આયુષ્ય ભોગવેછે. અમોએ તદન શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી વાજીકરણ વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલ છે. આ વાજીકરણના ઉપયોગથી ધાતુસ્રાવ (સ્પરમેટોરીયા) તથા ધાતુસંબંધી દરેક દરદો દૂર થાય છે. પાચનશક્તિ તેજ રહે છે, કબજીઆત, માથાનો દુખાવો, ચિન્તા, ઉદાસી, નબળાઈ, જીર્ણજ્વર, પ્રમેહ વગેરે દરેક દરદોનો નાશ કરી તેઓના શરીરમાં વિર્યની વૃદ્ધિ કરવા આ પ્રયોગ ઉત્તમ છે. તથા પુષ્ટિ બળ આપનાર છે.





કીંમત એક શીશીનો રૂ, રોક. પોષ્ટ ખર્ચ પાંચ આના.

## ઠેકાણું—સપટ કંપની.

કાલબાદેવી રોડ મુંબઈ.

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું. ] ફાલ્ગુન શુકલ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૨. [ અંક ૫ મો.

## જુઓ આ!

( લેખક—સ. લાકડચી. )

(આશક ખડખુચા જેવા, માશુકનો પુર દમામ—આ રાગ. )

વસ્તુસ્થિતિ વિચારો, સર્વત્ર પોલંપોલ,<br>
સત્વ ગયું સંતાઇ, (જ્ઞાતિ) જાણે તુટેલું ઢોલ; ૧

દ્વેષ-દાવાનળ સળગ્યો, શી રીતે તે હોલવાય,<br>
સુખ શાંતિ ને ગૌરવ, શી પેંડે હોમાય; ૨

જથાવાળો તો જીતે, એકલવાયો માર્યો જાય,<br>
અન્યાય ભલે તો થાતો, મુખથી નવ બોલાય; ૩

ભરમ ભારી તો રાખો, ખીસાં ભલે તો ખાલી,<br>
નાત વરા ઉડાવે, કરજની તાણો ગાલ્લી; ૪

એક દિવસની વાહ વાહ, અમારૂં સ્વર્ગીય સુખ,<br>
પછી પીલ મારીને, રાતું રાખીશું મુખ; ૫

તડોનું આજ તો ફાટયું, થીગડું ક્યાં દેવાય,<br>
ઇર્ષાનું ઝેર જામ્યું, સર્વત્ર લગાડી લ્હાય, ૬

કુલવાનનો પુત્ર, ભલે મુરખ તે હોય,<br>
કન્યા તેને તો મળશે, અધ બને સઉ કોય; ૭

(અમારા) બાપદાદા મોટા, એ વિચારે મશગુલ,<br>
આગળ નહિં વધવાના, ભલે કમા થાયે સુલ; ૮

મન અમારાં મોટાં, નાત વરે મરદાઇ,<br>
(પણ) સ્વાર્થ સાધવા પુરા, બીજા-ભલે મરે ચગદાઇ; ૯

વાતો મોટી કરવી, આરંભે દાખવવું શુર,<br>
અંતે વહેતું મેલો, ભલે જાય અમારૂં નુર; ૧૦

ફંડ સમાજો સ્થાપો, એવું કહેવાને રાજી,
જો પૈસા ભરાવા આવો, તો બનીશું પુરા પાજી;
બાળલગ્ન કરવાના, ભલે વિદ્યાવિત્ત હણાય,
રીવાજ અમારો બાપીકો, કેમ મૂકી દેવાય;
દંડ કોઇનો કરવા, મળીશું અમે જરૂર,
જ્ઞાતિહિત આદરવા, રહીશું સદા દૂર; ૧૩
ભલે બીજા આગળ વધતા, અમારૂં નહિ એ કામ,
રહેવાના અહીંના અહીં, સુધારાનું નહિ નામ; ૧૪
ગામ બહાર નહિ જવાશે, ભલે વેપાર પલટાય,
અમેએવા અચલ! કે દશા નવ બદલાય; ૧૫
દારિદ્રય દેવામાં ડુબીએ, ભલે માગીએ ભીખ,
આલ્યું તે ન છોડવું, એ છે અમારી શીખ; ૧૬
માસિકપત્રો કાઢો, ભાષણ લખાણો આપો,
જ્ઞાતિહિત સાધનો! જમીન અહીંથી માપો; ૧૭
નાતવરા કરાવવા, રખડીશું ઘેરેઘેર,
દુઃખ આવે તો દોડો, દાખવવી નહિ મ્હેર; ૧૮
કુથલી નિન્દા કરવા, અમે છીએ તૈયાર,
પણ જ્ઞાતિ સેવા કરવા, વખત નથી લગાર; ૧૯
મુખે પાડી બોલનાર, કહેવાયે ભાઇ ભાઇ,
હૃદય હોય જો કાળું, તોએ કરે પટલાઇ; ૨૦
મનમાં સમજીએ સર્વ, તોએ આંખ આડા કાન,
છતી આંખે આંધળા, અમ તાનમાં ગુલ્તાન; ૨
ન્યાય બહાર કહેવાનો, ધાર્યું અમે કરવાના,
(ખોટું) માન વડાઇ મેળવવા, રાત્રિદિન મથવાના;
ધક્કા ખાઇશું ધક્કા, આપને કુવે ખુડીશું,
ભલે સર્વ જખ મારે, ઉંડી ખીણે પડીશું;
અમારૂં ખરું સારૂં, અમે ડાહ્યા ને ન્યાયી,
બીજાનું બધું ખોટું, એજ અમારી મરદાઇ;
મોટું અમારૂં નામ, ને જોયાં અમારાં કામ ?
અમને જો કોઇ પૂછે, તો પૂછે તેને રામ.

# અધિપતિની નોંધ.

જ્ઞાતિબંધુઓ, આપ સર્વેએ આ અંકમાં આપેલી ખુશ ખબર મા વધામણી વાંચી હશે. તે પરથી આપ જોઈ શકશો કે તે વધામણી આપનાર મારો યુવાન જ્ઞાતિબંધુ આનંદોર્મિમાં ઝોકાં ખાય છે છતાં અમારે આ જગાએ દીલગીરી સાથે જણાવવું પડે છે કે આપણામાં હજી કર્તવ્યતાનું ખરૂ ભાન આવ્યું હોય એમ અમને લાગતું નથી. અલબત્ત તેણે આપેલી ખબર ખરેખર હર્ષ ઉપજાવે તેવી છે પણ આપણી પરિષદથી સંપ કરવાનો પવન જે બધે ફેલાવવો જોઈએ તેવો અમારી દૃષ્ટિએ પડતો નથી. ખુશ ખબરપત્રી લખે છે તેમ ઉમરેઠમાં જો બધાં તડ એકઠાં થયાં હોય તો અમે દીલગીર છીએ કે તેવી મહત્વની ખુશ ખબર અમને આપવામાં આવી નથી. હજી આપણા લોકોમાં અજ્ઞાન ઘર કરી બેઠેલું લાગે છે. જુદા જુદા ગામની ખબર અંતરો આપવાને અમે ભારે પ્રયાસ કરીએ છીએ છતાં અમને દીલગીરી સાથે જણાવવું પડે છે કે અમને તેવી ખબર બીલકુલ પુરી પાડવામાં આવતી નથી. ખરી રીતે જોતાં આપણી જ્ઞાતિમા ગયો માસ લગ્નગાળાનોજ ગયો ને જ્ઞાતિમાં ઘણાં લગ્ન થયાં હશે ને લગ્ન ઉજવતા કુટુંબોમાં ઘણી ધામધુમ, આનંદ તેમજ ઉત્સાહ વ્યાપી રહ્યો હશે છતાં તેઓ આનંદ વખતે તદન સ્વાર્થી બની જઈ તે આનંદનો લાભ કયાક અંશે બીજાં જ્ઞાતિબંધુઓને બીજી નહીતર ખબરદ્વારા ન આપવો એ એક જાતનું ક્ષુદ્રપણું કહેવાય: તેમજ મારા સુજ્ઞ જ્ઞાતિબંધુઓને જણાવવું જોઈએ કે તેવે વખતે જ્ઞાતિની સેવા બજાવતા આ માસિકને પણ તદન વિસારી નાખવું એ આપણી જ્ઞાતિબંધુ તરીકેની પ્રીતિ ને ભાવ વધારવામાં તેમજ દૃઢ કરવામાં વિઘ્ન કર્તા છે. સર્વે જ્ઞાતિબંધુઓને સુવિદિત તેર છે કે આ માસિક કેટલાક પ્રતિકુળ સંજોગોમાં શરૂ થયેલું છતાં ગયે વર્ષે તેને અન્ય જ્ઞાતિબંધુઓ તરફથી મળેલી મદદ તેમજ ટેકાને લીધે પોતાનું પહેલું વર્ષ પૂર્ણ આબાદીમાં ગુજાર્યું હતું તે વાત યાદ કરતાં ફરીથી પણ માધવલાલ વીરચંદ જેવા સખી જ્ઞાતિબંધુનો ફરીથી પણ ઉપકાર માન્યા સિવાય અમારાથી રહી શકાતું નથી. કે જેણે માસિકની શરૂઆતમાં તેનો શુભ આશય ધ્યાનમાં લઈ વગર પુછ્યે ને વગર માગ્યે એકદમ રૂ. ૧૦૦) જેવી નાદર રકમની બક્ષીસ મોકલાવી હતી. જેથી કરીને / માસિકને કોઈ જાતની ખોટમાં ઉતરવું પડ્યું નહોતું. તેથી ઉત્સાહપૂર્વક થઈ જ્ઞાતિની સેવા બજાવી માસિકે નડીઆદની સામાન્ય સભા ભરવામાં પણ પોતાની તરફથી કેટલેક સારો ભાગ બજાવ્યો હતો તે મારા જ્ઞાતિબંધુઓને અજાણ્યું નથી. આ સેવાની કદર છેક બ્રહ્મદેશ જેવા દૂર દેશમાં વસતા જ્ઞાતિબંધુથી બુજાઈ છે જે તેના પ્રસિદ્ધ કરેલા કાગળપરથી જ્ઞાતિબંધુઓના જાણવામાં આવશે. તેવી ઉચી સેવા બજાવતા માસિકનાં શુભ ભાન તેનાજ તંત્રીને કરવાં પડે તે અમને પસંદ નહી છતાં જ્યારે અમને કેટલીક તરફથી નાસીપાસ જેવાં ચિન્હ માલમ પડયાં ત્યારે જ્ઞાતિહિતની ખાતરજ આટલા ઉદ્ગાર કાઢવા પડયા છે ને અમે આશા રાખીએ છીએ કે અમારા સુજ્ઞ જ્ઞાતિબંધુઓ અમારે માટે એવો વિષમ પ્રસંગ ફરી નહી લાવે. તેથી નીચેની થોડી જ્ઞાતિહિતની બાબતો તરફ અમે અમારા જ્ઞાતિબંધુઓનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

(૧) આવા મોંઘવારીના વખતમાં અમે જે ધોરણે ખરચની બાજુ ધ્યાનમાં લીધા સીવાય ખરા બે આંકથી કામ કરીએ છીએ તે પ્રમાણે હવે બે વખતનાં અમારા છાપખાનાનાં મોટી પણ બાજની બીલ જોતાં અમને ધાસ્તી રહે છે કે ગ્રાહકની સંખ્યા સારી

રીતે વધ્યા છતાં માસિકને ઐચ્છિક ખાસ મદદની જરૂર છે તો તે વખતો વખત એકઠ્ઠાવી અમારા જ્ઞાતિબંધુઓ અમને આભારી કરશે.

(૨) જ્ઞાતિના માસિકને વધારે આકર્ષક બનાવવા માટે જુદા જુદા ગામમાં જ્ઞાતિમાં બનતા બનાવની નોંધ લેવાની ખાસ જરૂર છે કે જેથી ઘેર બેઠાં પણ આપણે એક બીજાને વધારે ઓળખતા થઇએ અને એક બીજાને વધારે નિકટ સંબંધમાં લાવી ભ્રાતૃભાવનો વધારો કરી શકીએ એટલુંજ નહી પણ જુદા જુદા ગામની જુદી જુદી રીતની નોંધ લેતાં એકમાં ગ્રહણ કરવા લાયક હોય અથવા બીજામાં ત્યાગ કરવા લાયક હોય તો તે બાબતો પર જ્ઞાતિબંધુઓનું ખાસ લક્ષ ખેંચી ખાલી લેખથી નહી પણ વ્યવહારૂ રીતે ( practically ) સુધારો દાખલ કરી જ્ઞાતિની ઉન્નતિ સાધી શકીએ.

(૩) સૌથી છેલી પણ ઘણીજ ઉપયોગની બાબત એ છે કે માત્ર જ્ઞાતિબંધુઓ પરિષદ અથવા સામાન્ય સભાથી જ્ઞાતિને સંગીન ફાયદોજ કરવા માગતા હોયતો તે ગંગાજળ શ્રાદ્ધ શુદ્ધ કરનારી સભા વખતે ફેલાયલા ઉત્સાહને સતત ચાલુ રાખવાનો પ્રયત્ન કરવા. જ્ઞાતિનાં હજી સદ્‌ભાગ્ય એમ સમજીએ છીએ કે તે સભાના પરિણામે હજી જુદી જુદી જગાએ જુદી જુદી દીશામાં શુભ પ્રયત્ન થતા દ્રષ્ટિગોચર થાય છે પણ પહેલા મહીના કરતાં બીજા મહીનામાં તેવા પ્રયાસને પ્રયત્નની સંખ્યા ઘટી છે અને બીજા એકાદ બે માસ જતાં તો અમને ધાસ્તી લાગે છે કે તેવા પ્રયત્ન થતા હતો બીલકુલ બંધ થશે અથવાતો લુપ્તપ્રાય થઇ જશે. તેવી સ્થિતિ ઉત્પન્ન થાય તે પહેલાં અમારી જ્ઞાતિબંધુ પ્રત્યે નમ્ર વિનંતિ છે કે બીજી સભા ઉમરેઠ મુકામે ભરાય તે પહેલાં આપણે કંઇ સંગીન કામની શરૂઆત કરવી જોઇએ તેને માટે તેમજ આવતી વખતની બેઠક વધારે ફતેહમંદ થાય ને આપણા ઉમરેઠના બંધુઓને તેમના કામમાં મદદ મળે તે ખાતર આપણી ખડાયતા કેળવણી મંડળ તેમજ આપણી મધ્યસ્થ બોર્ડીંગની યોજનાને વ્યવહારૂ રૂપ આપવા માટે આવતા સુડકાઇ-ઉના તહેવારમાં કે મોડામાં મોડુ આવતા બે માસની રજાના અરસામાં આપણા નાના પાયા-પર કાંઇ ઠેકાણે મળીએ એ ખાસ ઇચ્છવા જોગ છે અને તે બાબતમાં ટુંક વખતમાંજ પ્રયત્ન થતો જોવાની અમે ખાસ અભિલાષા રાખીએ છીએ.

---

## ટુંકી નોંધ.

ગઈ વખતે અમે જણાવ્યું છે તેમ આ વખતે પણ પરિષદ વખતે મળેલા લેખમાંના બીજા બેને આ અંકમાં સ્થાન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે ગઇ વખતે અમે જણાવ્યું છે તેમ પરિષદના કાર્ય પ્રત્યે કે તેના પરિણામે ઉભી થયેલી નવીન સમાજ કે ફંડ બાબતની ખબર અમારા જ્ઞાતિ બંધુઓ અમને આપતા રહેશે. પરિષદ વખતે થયેલી બલામણુની રૂઇએ ખડાયતા કેળવણી મંડળને અંગે જે જનરલ કમિટી ( સામાન્ય સભા )ને માટે જુદા જુદા ગામનાં નામની માગણી અમે કરી છે તે પણ મળતાં બંધ થયાં છે એ ઘણું શોચનીય છે ને દરેક ગામના આગેવાનને વિનતિ કરવામાં આવે છે કે તેમણે હવે તાકીદે તેવાં નામ મોકલવાની મહેરબાની કરી પરિષદના કાર્યમાં સરળતા કરી આપવી કે જેથી કરીને અમે અમારી નોંધમાં જણાવ્યું છે તેમ પરિષદ પહેલાં મળનારી બીજી સભામાં તેવા જ્ઞાતિબંધુઓને આમંત્રણ આપવામાં આવે અગર તેમ ન બનતાં જો કેળવણી મંડળનો ખરડો અમે તૈયાર કર્યો છે તેનો ખરડો તેમની પસંદગી માટે તેમનાપર મોકલવામાં આવે. તંત્રી.

# ભવિષ્ય કથન.

## " અમારો ઉદય ક્યારે થશે. ? "

( લેખક:–એક રમતો રામ )

આજકાલ જ્યાં ત્યાં આખા નગરમાં કાશીના વિદ્વાન પંડિત ગંગાધર ચટ્ટોપાધ્યાયની વાત ચાલી રહી છે. ભાવિક મુસલમાન અને હિંદુ તેમના એક અવાજે વખાણ કરી રહ્યા છે. તેમની " ભવિષ્ય કથન " ની વાતો કેટલેક અંશે સત્ય પ્રતીત થતી હોવાથી લોકો ભવિષ્ય જાણવાની ઇચ્છાથી આકર્ષાઇ ગોળામાં જેમ કીડીઓનાં દરો ઉભરાય છે, તેમ આખા નગરના લોકો ઉભરાયા છે. ભવિષ્ય કથન સાથે તેમને આધુનિક ચમત્કારનો ઉકેલ બહુ સરસ આવડે છે અને તેથીજ તેઓ જનસમૂહમાં પંકાયા છે.

આ શાસ્ત્રીના સમાચારે અમારી જ્ઞાતિના અગ્રેસર મોતીલાલભાઇને માલુમ પાડતાં તેમને પણ તેવોજ એક બુટ્ટો સુઝી આવ્યો કે આપણી જ્ઞાતિ પછાત દશામાં કેમ છે તેનું કંઇ નિદાન શાસ્ત્રીજી બતાવે છે? આ વિચારથી તેમણે ગયા સોમવારે પોતાના રહેવાના મકાનમાં જ્ઞાતિના સન્માનિત ગૃહસ્થોને આમંત્રણ કરી સલાહ પૂછી હતી.

આવી જ્ઞાતિ ઉત્કર્ષની બાબતમાં કોણ આડખીલી નાખે? સર્વે ભાઇઓએ અનુમતિથી હા પાડી તેમાંથી પાંચ ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન શાસ્ત્રી ગંગાધરની મુલાકાતે ગયું.

શાસ્ત્રીએ જતાંવેંત કહ્યું–પધારો! આપ તો જ્ઞાતિનો અભ્યુદય કરવા પધારેલા છો?

આ સાંભળી મોતીલાલ તો અજાયબીમાં ગરકાવ થઇ ગયા અને કંઇક સાથે ખુલાસો મળશે એવી દૃઢ આશાથી તેમને સંપૂર્ણ વિશ્વાસ બેઠો.

"શાસ્ત્રીજી, આપની ધારણા સત્ય છે. અમારો અભ્યુદય કેમ થતો નથી એ જાણવાની ખાતર અમે આપની મુલાકાતે આવ્યા છીએ તો કૃપા કરી કાંઈ તેનો ખુલાસો આપો."

"ઠીક! આપનો શો પ્રશ્ન છે."

શેઠ—અમારો ઉદય ક્યારે થશે?

શા.સ્ત્રી—આપનો પ્રશ્ન ખરેખર ગૂઢ છે, મહત્વનો છે અને અર્થસૂચક છે; સમષ્ટિના વિજયમાં વ્યક્તિનો વિજય સમાઇ જાય છે જ્ઞાતિના અભ્યુદયથી પોતાની ઉન્નતિ તાત્કાલિક થઇ જાય છે. ૧૦૦ સંખ્યામાં બે અંકવાળી અને એક અંકવાળી સંખ્યાનો સમાવેશ થઇ જાય છે એ આપને સમજાવવું પડે તેમ નથી. પોતાનું શુભ થવા ચ્હાનારે જગતનું કલ્યાણ ચ્હાવું એ વેદાંતનો નિયમ છે. તમારા આ પ્રશ્નથી હું ખરેખર ખુશી થયો છું. હું ગણિતની તજવીજે તમારા પ્રશ્નનો ખુલાસો કરીશ. પ્રથમ મને જણાવો કે આપ ક્યાંના રહેવાસી છો?

જી! અમદાવાદના.

ત્યાં આપનાં કેટલાં ઘર છે

લગભગ સાડી ચારસો.

આ કલહયુગમાં તમારામાં કાંઇ ત્રુટિ છે કે?

શેઠ—હાજી! કેમ ના હોય, ના હોય તો યુગનું નામજ ફેરવવું પડે.

શાસ્ત્રી—કેટલાં છે?

શેઠ—પાંચ તડ છે.

શાસ્ત્રી—ઠીક! આજ તમારા પ્રશ્નનું પહેલું કારણ! અરસ પરસ કન્યા આપવાનો રિવાજ છે કે?

શેઠ—ના. તે બારે તો બંધજ છે.

શાસ્ત્રી—ત્યારે કન્યાઓ શી રીતે આપો છો?

શેઠ—ફક્ત એકજ સંભાગમાં.

શાસ્ત્રી—વાહ! વર લાયક ના મળે અથવા ઉમરે પુત્રી કરતાં ન્હાના મળે તો શું કરે?

શેઠ—ન્હાની ઉમરવાળાને આપે-કજોડું થાય, એમાં શું?

શાસ્ત્રી—કજોડાનો કાંઇ અર્થ સમજો છો. ક+જોડું જોડું-યુગલ લાયક નહિ અથવા કલેશ કરનારૂં નિવડશે એવું ભવિષ્ય ભાખેલું જોડું.

તમારા પ્રશ્નનું આ બીજું કારણ:

એકજ જથ્થામાં અથવા એકડામાં પોતાનાં ઘર વિશેષ હોય એટલે ઘણો ભાગ ગોત્રી અને પિતરાઇનોજ હોય અને બાકીનાં થોડાંજ ઘર પુત્રી આપવાને લાયક હોય પણ તેમનામાં વર ના હોય તો એકડા બહાર કન્યા કાઢવામાં વાંધો ખરો?

જવાબ—ના-કદાયજ નહિ. ગમે તેમ કરે પણ ક્ષેત્રની બહાર તો ન નીકળાય. અંદરજ વહેવાર રાખવો પડે.

સવાલ—ત્યારે હું ધારૂં છું કે ગોત્રજમાં પણ કન્યા અપાય ખરી,

જવાબ—હા? એવું બહુ જગાએ બન્યું છે. તેમાં કેટલાકોએ તો ત્રણ ચાર પેઢીના સંબંધમાં વિવાહ કર્યો છે. કંઇ નહિ એ તો હવે રિવાજ થઇ ગયો છે. મહારાજ.

શાસ્ત્રી—વાહ? તમારા પ્રશ્નનું આ ત્રીજું કારણ

સવાલ—ત્યારે તો હવે શેઠજી જણાવો કે તમારા તડમા કેટલાં ઘર છે?

જવાબ—નેવું.

સવાલ—વર યોગ્ય નહિ મળવાની લાલચે બચપણમાંજ વિવાહ કરવાનો રિવાજ છે કે?

જવાબ—હા.

સવાલ—ત્યારે તો બાળલગ્નો થતાં હશે?

જવાબ—કદાચ થાય પણ તે દશવર્ષની ઉપર.

શાસ્ત્રી—અને બારની માંહ એમ પણ સાથે કહોને! આ ચોથું કારણ.

સવાલ—વિદ્યાને ઉત્તેજન આપવાનાં કંઇ પણ સાધનો છે કે.

જવાબ—ના. ગુજરાતી સાત ચોપડીઓ ભણી રહે કે ઉઠાડી મૂકી દુકાનમાં પાવરધા કરીએ એટલે બહુ ભણી મગજફોડ કરવાની શી જરૂર.

શાસ્ત્રી—ઠીક-તમારા પ્રશ્નનું આ પાંચમું કારણ છે.

સવાલ—ત્યારે તો સ્ત્રી કેળવણીની વાતજ શી?

જવાબ—શું મહારાજ બાઇડીઓને ભણાવી હુંડી પત્ર લખાવવી હતી કે શું? ઘરનું કામકાજ ઓછું હશે તે વંચી ભણે.

શાસ્ત્રી—ભાઇ આ તમારી અજ્ઞાનતા છે. તેમજ તમારી અભણ સ્ત્રીઓનું ઘરનું કામકાજ આખો દિવસ પહોંચે એ પણ અજ્ઞાનતા:–વ્યવસ્થાની ખામી હોવાનુંજ તે પરિણામ. નહિંતો ભણેલી સ્ત્રીઓ ઘરના કામકાજમાં, વ્યવસાયમાં, ધર્મમાં, રસોઇમાં અને ગૃહકાર્યમાં, કાંઇ નવનવો ફેરફાર પોતાની બુદ્ધિ અનુસાર કરે છે તેનો સ્વાદ તમને ત્યારેજ મળશે. એક કેળવાએલી સ્ત્રી દશ ગુરૂનું કામ કરે છે એક કેળવાએલું કુટુમ્બ ૧૦૦ શિક્ષકની ગરજ સારે છે. તો તમે તમારી વ્હાલી તનુજાઓને તેવી જોવા હજુ કેમ નથી ચ્હાતા. તેને ઉચ્ચ સંસ્કાર વાળી સાત્વિક ( નહિં કે અધુના આપાની શુષ્ક ) કેળવણી આપવા લલચાઓ. તો તમારો જલ્દી વિજય થશે. એવું કાંઇ ચિહ્ન નહી હોવાથી તમારો પ્રશ્ન ખડો થયો છે એ તેનું છઠ્ઠું કારણ છે.

સવાલ—છોકરો પરણે ત્યારે જ્ઞાતિ ભોજન કરાવવુ પડે છે કે!

જવાબ—હા. બે ન્યાતો! અને દીકરી પરણે ત્યારે ત્રણ અને ચાર સુધી તે ઉપરાંત દશ દિવસ પહેલાં તો નોતરો. કહો, એવુ કરવા છતાં અમે જગતમાં પંકાઇએ નહી એ શું? અરે! શ્રીમંત આવે ત્યારે પણ બે નાતો! ક્યાં પાછા પગ ધારીએ છીએ. તો પણ ઉન્નતિ દૂર જાય છે.

શાસ્ત્રી—ભાઇ? જેમ આ બાબતોમાં તમે આગળ જાવછો તેમ ઉન્નતિ દૂર ભાગે છે. તેને આમંત્રણ કરી પધરાવવી હોય તો આવો અમારી પાછળ.

તમારા પ્રશ્નનું આ સાતમું કારણ છે.

શેઠજી—શાસ્ત્રીજી? એ તો બધુ સમજ્યા કે આવાં કારણો ઉપસ્થિત થયાં છે ત્યારેજ અમે ઉપરોક્ત પ્રશ્ન પૂછવા બહાર આવ્યા છીએ એટલે અમારી સ્થિતિ કેવી થઇ છે તે ખુલ્લા શબ્દોમાં જણાવવાની જરૂર નથી. અત્યારે હવે કૃપાકરીને અમોને ખુલાસોજ આપો કે અમારો ઉદય ક્યારે થશે?

શાસ્ત્રી,—તુરતજ મહાત્માએ આંકડા કરવા માંડયા અને વેઢ ગણવા માંડયા–અમારૂં ભવિષ્ય ભાખવા માંડયું.

બન્ધુઓ! જ્ઞાતિના પટેલ થઇ–આગેવાન થઇ મ્હારૂં આ ભવિષ્ય કથન અમલમાં નહી મુકો તો પ્રભુ તેનો જવાબ લેવા ન્યાયાસને બિરાજે છે. અને હું ખાત્રીથી કહું છું કે તમારો કુતરાનો અવતાર આવશે. દુનિયામાં જે કુતરાં ભટકે છે તેઓ એક વખત જ્ઞાતિ પટેલ જરૂર થઇ આવેલાં છે. એ નક્કી સમજજો.

જો તમે મળેલા અધિકારનો અઘટિત વ્યય કરશો તો આ નામ વાસુદેવ–અમરચંદ શુભ થતાં તમારા નસીબમાં "ધિક્કાર" સિવાય બીજું કાંઇ રહેવાનું નથી એ પણ નક્કી સમજજો.

શેઠ—ત્યારે શાસ્ત્રીજી હવે અમારે શું કરવું તે સમજાવો—

શાસ્ત્રી—જ્ઞાતિ અગ્રગણ્ય ગણાતા તમે જો ધારો તો એકજ પળમાં સવળાનું અવળું અને બીજીજ ક્ષણે અવળાનું સવળું કરવા સમર્થ છો પણ તેવું ખરા ઉમંગથી ધારવુ જોઇએ. તમારી વચ્ચે અને તમારી ભૂમિકા વચ્ચે સાત હોપસીન પડેલા છે જ્યાં સુધી એ

પડદાઓનો નાશ ન થાય ત્યાં સુધી તમે તમારી ધારેલી સ્થિતિએ—ભૂમિકાએ જવાના નથી જ્યારે તમે તે પડદાનો નાશ કરશો ત્યારે તમારો ઉદય દૂર નથી. તમારો સૂર્યોદય પૂર્વમાંજ છે.

**પ્રથમ પડદો**—આપનાં તડ રૂપ છે. કે જે તડોથી ઘણાઓને સગા સંબંધીમાં ઘણુંજ સોસવું પડે છે. આપનાં તડો ( કે જે મમતના પુતળા રૂપ ) છે તેને એકત્ર કરવા ચાહો. તો પણ ઉંચા મનરૂપ તડો સંધાતાં વર્ષો વીતી જાય છે આ દુઃખ જ્ઞાતિના અગ્રેસરના મમતથીજ ઉત્પન્ન થાય છે.

**બીજો પડદો**—કજોડાં છે તેનાથી કેવાં સુખ મળે છે તેનો તો આપને અચ્છો અનુભવ હશે તેથી હું તે કહેવા માગતો નથી. તો પણ કજોડાંની કહાણી જરા વાંચજો. ત્રીજો ડોપસીન ગોત્ર ભંગનો છે ગોત્ર ભંગ કરનારનું સારૂં થયું હોય તો તપાસી જોજો અને પછી મ્હને કહેજો.

**ચોથો પડદો**:—બાળલગ્ન અને વૃદ્ધ લગ્ન છે બાળલગ્ન એ શબ્દજ બતાવી આપે છે કે આ લગ્ન બાળવા યોગ્યજ છે. આ વિવાહ તે શાસ્ત્રોક્ત નથી 'પણ રૂઢીનું' છે.. વૃદ્ધ લગ્નોનું શું પરિણામ આવે ? જવાબમા "મંડુ" બીજું શું.

**પાંચમો પડદો**:—અભણ અબળાઓને લીધે આપણને કેટલું બધુ શોચવું પડે છે તેનો જરા ખ્યાલ કરશો તો સમજાશે કે અમે ઘણા ઉંડા ખાડામાં દટાએલા છીએ. અમારૂં જીવન નષ્ટપ્રાય છે. અમારી દુનિયા કુવાના દેડકાવત છે. સ્ત્રીઓ તરફથી કંઇપણ સંતોષ મળવાની આશા નહિ ત્યાં સુખ કયાંથી હોય ?

**છઠો પડદો**:—પુરુષ કેળવણીનો છે. મમતનાં જ્ઞાતિ ભોજનથી ખાલી થયેલા પુત્રોને કેળવણી શું આપી શકે. તેની ખાસ અગત્ય છે.

છેલ્લો સાતમો—જવનિકા જણાય છે તેને હું જડમુળમાંથી કાઢવાની સંમતિ આપુ છું.

જ્યારે તમે વિચાર કરીને આ સાત પડદાને ચિરશો ત્યારે તમારા અભ્યુદયની દિશા નજીકમાંજ જણાશે. અને ત્યારેજ તમે તમારી ઇષ્ટેચ્છા પાર પાડી શકશો, નહિં તો—

તડથી એમ સાબિત થાય છે કે તમારી જ્ઞાતિમાં કુસંપ છે કુસંપ હોય ત્યાં દૈવી સંપતિ ટકી રહે નહી. અને તેથીજ તમારી સુખ સંપતિ પલાયનમઃ કરી જાય તેમાં શું આશ્ચર્ય છે.

મહારાજ આપનું કહેલું અક્ષરસઃ સત્ય છે. જ્યાં સુધી અમારામાં કુસંપ છે ત્યાંસુધી અમે એક પણ કાર્ય હાથ ધરી શકીશું નહી. તોપણ તેવા ઉચ્ચ આશય ઉપર હાલમાં અમારી જ્ઞાતિ તરફથી "અભ્યુદય" માસિક નિકળે છે તેમાં કુસંપ–તડો–એકત્ર કરવા સંબંધે, બાળલગ્ન સંબંધે, સ્ત્રી કેળવણી સંબંધે અને વિદ્યાર્થીઓના ઉત્તેજનાર્થે વિવિધ લેખો લખવામાં આવે છે પણ તેથી શું.

બહુ લખ્યા લેખો લેખિનિ થાકી ગઇ,
આંખ હોય તો દેખો ભુંગળ વિનાની ભવાઇ.

તેમાંનું કંઇપણ બનતું નથી. હુમ કહેતે જાર હમ સુનતે હય. હુમ લખતે જાર હમ વાંચતે હય. એ પાઠ થાય છે. કિમતી કોલમો ચિતરીએ એટલું એજ.

વચમાંજ મહાત્મા બોલ્યા.

ભાઇ એમ કાર્ય થતું નથી. લેખોથી કાર્ય થતું હોત તો પ્રપૂર્ણ બનાવી આપનાર પુસ્તકો તેના માલિકને ન્યાલ કરત. કુબેરના ભંડાર બતાવનાર નિરક્ષરો પોતેજ લક્ષાધિપતિ થયા હોત. પણ તેવું કાંઇ બન્યું નથી તેથી હવે તો સત્ય સિદ્ધાન્તને મેળવવા હોય તો કમ્મર કસી, સ્વભોગ આપવાની આવશ્યકતા છે.

કિનારે તરનેસે નહિ સચ્ચે મોતી પાવોગે
વો કમ પાવોગે
જબ ગહેરે સમુદ્રમેં ગોતા લગાવોગે.
જબતક ગહેરે સમુદ્રમેં ગોતા ન લગાવોગે,
તબતક સચ્ચે મોતી કભી નહિ પાવોગે,
ઔર કિનારે ફીરનેસે ફુટી તુટી કોડીયાં,
ઔર શંખસેહી ઝોરીમેં જમાવોગે.

બસ સ્વભોગ વિના તમારૂં અભ્યુદય—તે અભ્યુદય કરવા શક્તિવાન નથી. પોતાના પગ ઉપર ઉભા રહેતાં જ્યાં સુધી ન શીખીએ ત્યાંસુધી બેવકુફ઼જ.

શેઠ—અરે મહારાજ, આજસુધીમાં રડવા કુટવાનો ચાલ બંધ કરવા, સીમંતની નાતો અટકાવવા, સ્ત્રી કેળવણી વધારવા, તેમને ધર્મનું જ્ઞાન આપવા, બાળલગ્નો બંધ કરવા, અયોગ્ય જ્ઞાતિ વરા અટકાવવા. વગેરે.

એવા લેખો લખી અભ્યુદયનાં પાનાં બહુજ ભર્યાં પણ અમારે ઘેર છોકરો પરણતો હોય ત્યારે એને અરથે ત્રણ ન્યાત કરવા અમેજ ઉભા થઇએ!

છોકરો ઘોડીયામાંથી ઝડપાતો હોય (માતાના ખપ્પરમાં) વિવાહ થતો હોય તો અમેજ પહેલા હા ભણીએ, પછી વહુ મોટી હોય તોય શું. કંઇ નહીં એ તો મરી રહેશે.

સીમંતની નાનો બંધ કરવાનું લખવામાં કે કહેવામાં તૈયાર પણ આજસુધીમાં એક પણ ન્યાત જમ્યા વિના મુકી નથી તેમ ઘેર આવે તો કર્યા વિના રહ્યા નથી.

સ્વામી:—ભાઇ તેમાંજ તમારી ઉન્નતિ થતી નથી.

મને શું પૂછવા આવ્યા છો. પૂછવા આવવું પડ્યું છે તેનું કારણ એજ છે.

જ્યાં સુધી સ્વભોગ–સ્વાશ્રય કરશો નહિ ત્યાંસુધી તમારી ઉન્નતિ નથી. લખશો તેવું વર્તશો નહી, કહેશો તેવું પાળશો નહિ ત્યાંસુધી તમારી ઉન્નતિ નથી.

કહેણી મીઠી શર્કરા રેણી પાળે કોક,
કહેણી પણ રેણી નહિ તો રિવાજની મૂક પોક.

છોકરાઓને ભણાવવાની વાતો કરવામાં તમે તૈયાર છો. પણ લખવું થાય કે પૈસા કરવા પડે ત્યારે મોઢું મીઠું. આ તમારી વૃતિ ત્યાં ઉન્નતિ ક્યાંથી હોય.

ભાઇ મોતીલાલ! ઉન્નતિ એમ થતી નથી. પેસાનો પરમાર્થને માર્ગે વ્યય કરતાં તેનાં બીજ વપે ત્યારેજ ઉન્નતિનો રંગ લખાય છે. આમ એકાએક સફળની પેઠે જાદુ જાદુથી ઉન્નતિ થતી નથી. પ્રથમ સ્વાશ્રયની અને પછી સ્વભોગની ખાસ જરૂર છે ત્યારેજ ઇચ્છિતાર્થ સાધી શકાય છે. વળી તમે લોકો પૈસાનો અર્થજ સમજતા નથી તેપણ તમારા અવનતિનું એક મોટામાં મોટું કારણ છે.—

હું! જ્ઞાતિના બાળ વિદ્યાર્થીઓને આદર્શરૂપ બનાવવા તે પૈસા નથી.

કોઇ પણ તેવા મૂડીમાંથી વિધવાઓનું સંરક્ષણ કરવું
દર્દીઓને મફત દવા આપવી શું તે પૈસા નથી.
નિરાધારોને આધાર આપવો શું તે પૈસા નથી.

જનહિતાર્થે પૈસાનો વ્યય કરવો તે પૈસા સંગ્રહ કર્યા બરાબર છે અથવા રોપ્યા બરાબર છે. તેનાં મિષ્ટફળો ખાવા આગળ આપણેજ ભાગ્યશાળી નિવડીશું.

ઉપર ઉપરી લેખો લખવાથી સુધારો બંધ કરો, કન્યાવિક્રય બંધ કરો વિધવાઓને બચાવો રડવા કુટવાનું બંધ કરો અયોગ્ય જ્ઞાતિ વરા બંધ કરો.

આમ બહુ ખુમારામાં એક ખરૂં સમજાય નહિ પણ નિશ્ચયયુક્ત અમુક કરો–તે અમલમાં આવવાથી બીજું પછી ત્રીજું કાર્ય હાથ ધરો તો જ તમારો વિજય જલદી થશે. નહિ તો અથડાએ જ જાવ. ઘણા કાળે પણ તમારી ઉન્નતિ નથી. આવી લોકહિતની બાબતોમાં પોતાના થોડે ભોગે જ્ઞાતિના અગ્રેસરો પંડિતો અને ધર્માચાર્યો ધારે તો તેમને તેવી બાબતો બિલકુલ મુશ્કેલીભરેલી નથી, પણ તે બિચારાઓ તે ઉપાધીમાં શામાટે પડે. પડે તો તમારી એકે બાબત ટકી રહે નહિ, અને નિષ્કંટક માર્ગ થઇ રહે–પણ હાલમાં તો તેવું કાંઇ આકાશ કુસુમવત્ છે. થાય તે જુવો અને સહો.

તમારો પુરાણો દોસ્ત.
એક રમતો રામ.

---

## પરિષદને કરવાનાં કાર્ય.

મહેરબાન ખડાયતા કોન્ફરન્સના સેક્રેટરી સાહેબ,

મુ. નડીઆદ.

વિ. વિ. સાથે આપને તસ્દી આપવાની કે ચાલુ સાલે આપણી જ્ઞાતિની પ્રથમ કોન્ફરન્સ નડીઆદ મુકામે ભરવાની છે તે મારા જાણવામાં આવ્યું, ત્યારથી મારા હૃદયમાં એક નવીન જીવન ઉમેરાયું છે ને હવે આપણી જ્ઞાતિને માટે કંઇક સારી આશાઓ બંધાય છે. હું એક સરકારી નોકર હોવાથી તથા મે. રા. ના. સુબા સાહેબનો મુકામ મારા ભાગમાં હોવાથી મારાથી કોન્ફરન્સમાં ભાગ લેઇ શકાય તેમ નથી તેથી હું દીલગીર છું.

આપણી જ્ઞાતિનો ઘણો ખરો ભાગ ગુજરાતમાં ને તે વળી નડીઆદમાં આપણી જ્ઞાતિનાં ઘરોની સંખ્યા બધે કરતાં વિશેષ હોવાથી નડીઆદ એ એક ખડાયતાનું સેન્ટર છે. ને તે કારણે લેઇને પ્રથમ કોન્ફરન્સ ત્યાં ભરાય તે એક વંદનિય વાત છે.

આપણી જ્ઞાતિનો ઘણો ખરો ભાગ સાધારણ અભ્યાસ કરી જમીન ઉપર તથા ધીરધારનો ધંધો કરી ગુજરાન ચલાવે છે. સં. ૧૯૫૬ સાલનો મહાન દુષ્કાળ પડયા પછી જમીને પોતાનો રસ કસ ચોરવા માંડયો તેમજ ત્યાર પછીનાં ચોમાસાં અનિશ્ચીત આવવાથી ખેતીનો પાક કમી થતો ગયો ને તેથી કરીને આ ધંધો કસ વગરનો થઇ પડવાથી કેટલાક જ્ઞાતિબંધુઓ થોડો ઘણો ઇંગ્રેજી અભ્યાસ કરી નોકરી અગર ગુમાસ્તીમાં જોડાય.

[illegible]વી રીતની હાલત [illegible] આપણી જ્ઞાતિ સ્થિતિ હોવાથી તથા કેટલાક દુષ્ટ રિવાજો આપણામાં દાખલ થયેલ હોવાથી આપણી જ્ઞાતિની શારિરીકને સંસારિક સ્થિતિ તેમજ સાંપત્તિક સ્થિતિ દિનપ્રતિદિન બગડતી જાય છે. વળી વાણીક જ્ઞાતિ સાધારણ રીતે કેળવણીમાં પછાત છે. ને તેમાં આપણી જ્ઞાતિને માટે પણ તેવીજ હકીકત છે. તેથી આવી કોન્ફરન્સની ખાસ અગત્યતા છે ને મારી નમ્ર વિનંતી છે કે દર વર્ષે એક વખત અન્ય અન્ય સ્થળે આવી કોન્ફરન્સ ભરાવવાની ચાલુ રહે ને તેમાં તમામ એક સંપ થઇ ભાગ લે તો આપણી સ્થિતિમાં વેલાસર સુધારો થાય. મારા મનમાં ઘણા વખતથી કોન્ફરન્સના વિચારો સ્ફુરેલા હતા તે આજે અમલમાં આપણા જ્ઞાતિબંધુઓએ મુક્યાથી મારૂં સ્વપ્નું ખરૂં પડયું છે.

સાંપત્તિક સ્થિતિ કરતાં શારીરિક સ્થિતિ અને સંસારિક સ્થિતિ સુધારવાની પહેલી જરૂર છે. શારિરીક તથા સંસારિક સ્થિતિ નબળી થવાના કારણો:—

(૧) નિરૂદ્યમ, (૨) બાળલગ્ન, (૩) કેળવણીની ખામી ને (૪) નાણાંની તંગી એ મુખ્ય કારણો છે.

(૧) નિરૂદ્યમ—મનુષ્ય માત્રને ઉદ્યમ એ ખોરાક છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે દુષ્કાળ પડયા પછી વેપાર રોજગાર ને જમીનમાં કસ નહીં રહેવાથી ધંધો મંદ થયો ને તેથી નિરૂદ્યમતા વધી છે. આ નિરૂદ્યમતાથી ઘણાજ દુર્ગુણો જેવા કે આળસ, અનિતી, ઈર્ષા ને કુથળી જન્મ પામ્યા છે ને પોતાનો જુડો દીવસે દીવસે વધારે મજબુત કર્યા જાય છે. તેથી કેવાં ને કેટલાં માઠાં ફળ નીપજ્યાં છે ને હું આ સ્થળે વર્ણવાને માગતો નથી.

(૨) બાળલગ્ન—આ દુષ્ટ રીવાજે આપણા ઉપર એટલો બધો અમલ કર્યો છે કે સાધારણ સમજદાર માણસો તે રીવાજ ખોટો છે તેમ જાણ્યા છતાં પોતે તેમાં ફસાય છે. ને પોતે બીજાને શીખામણ આપે છે કે બાળલગ્નથી આટલું આટલું નુકશાન થાય છે છતાં જ્યારે પોતાનો વખત આવે છે ત્યારે પોતાનાં છોકરાંને નાનાં નાનાંજ પરણાવી મારે છે. રખેને તેમનાં છોકરાં કુંવારાં રહી જાય અગર કુલ હલકું ગણાય જાય અગરતો બીજાની માફક પોતા હાથના લેવામાં વીલંબ પડી જાય કે શું સમજીને તે પ્રમાણે કરે છે તે સમજાતું નથી. બાળલગ્નથી છોકરાંનાં કુમળાં શરીરને ધોકો પહોંચે છે ને તેઓ નવા નવા દુષ્ટ રોગોના ભોગ થઇ પડે છે. વળી કેટલાકના સ્વભાવ મળતા નથી. ને લગ્ન તે શું ચીજ છે ને શાને માટે કરવું જોઇએ તેનો અર્થ નહિ જાણનારમાં એક બીજા સાથે પ્રેમ ક્યાંથી ઉત્પન્ન થાય? તેથી થાય છે એમ કે લગ્નનો અર્થ જોડવું, જોડાવવું તેને બદલે તોડવું તોડાવવું એવો અમલ થાય છે. વળી બાળલગ્નથી કજોડાં થાય છે ને તેથી કેવાં પરીણામ આવે છે તે હું લખવા માગતો નથી. વળી બાળલગ્નથી નાની ઉમરથી સંસાર વહેવારમાં પડવું પડે છે તેથી કેળવણી લેવામાં અટકાવ આવે છે ને પોતાની જુદી બીમારી સહન થતાં નથી.

(૩) કેળવણીની ખામી આ ખામીને લીધે અજ્ઞાનતા ઘર કરી બેઠી છે ને તે અજ્ઞાનતાથી ઘણા ભલા ભોળા માણસો પોતાની શારિરીક સંપત્તિનો નાશ કરે છે.

બાળલગ્નથી થતાં દુ:ખ વહોરી લીધાં અને બાળકોને વિદ્યાભ્યાસની વધતી જતી પરનાળિકાને અટકાવી દીધી. ગામમાંને ગામમાં કન્યાઓ ઉતારવાનાં કારણુ જુદાંજ છે. પરંતુ એકડા બાંધી, સાથે સંબંધમાં જડાયેલાં થોડી વસ્તીવાળાં ગામોને એકડામાં હમેશ માટે રહેવું મુશ્કેલ થઇ પડશે. પોતાના ગામમાં વિવાહસંબંધ જોડનારાને જાન લેઈ જવાનું ખર્ચ બચે છે. જમણવાર માટે ભારે તૈયારી કરવી પડતી નથી. કન્યાને વળાવવા માટે દુ:ખ નથી. વગેરે કારણોના લાભ માટે એ પ્રમાણે પગલાં ભરે છે. ખરી વાત છે કે આ પ્રમાણે કરવું એ ઘરનાં તથા સંબંધીઓને અનુકૂળતાવાળું લાગતું હશે પરંતુ દુ:ખનો વિચાર સુઝતો નથી. નાનાં ગામોવાળાઓને કન્યાઓનો ઉતાર નહિ હોવાથી ઘણા વર અવિવાહિત રહે છે. પૈસાનું સાધન હોય નહિ તેથી અન્ય સ્થળેથી ખડાયતાની કન્યા લવાય નહિ. ભાગ્યે ખપતી કન્યા લાવવાનો ઠરાવ નહિ હોવાથી તે રસ્તે જઈ શકાતું નથી. મનુ મહારાજની આજ્ઞાનો અવિધયોનિ માટે ઉપયોગ થઇ શકતો નથી. પરિણામ એ આવે છે કે સાટાં, તેખડાં કે ચોખડાં કરવાં પડે છે. વખતે કન્યાવિક્રય પણ કરવો પડે છે.

હાલમાં નડીઆદના સમારંભે કંઇક લક્ષ ખેંચ્યું છે. તેથી બોર્ડીંગ થઇ પ્રાથમિક, માધ્યમિક અને હાયર એજ્યુકેશન લેઇ શકવાની ગોઠવણ થાય છે. પ્રભુ તેમના એ કાર્યને નિર્વિઘ્ન પાર પાડો.

જ્યાં ઘણા ડાહ્યા માણસો પોતાનો મમત પાર પાડવા દુરાગ્રહ કરે છે ત્યાં કોઇ પણ જાતનો સુધારો વધારો થવા સંભવ નથી. પોતાના પગપર કુહાડો મારવો નથી અને સામાને ઘેર મોટા ભા થવું છે તે હમેશ ચાલવાનું નથી. પોતે નિયમના ભંગ ન કરવામાં આગેવાની કરે અને કોઇ નિયમનો ભંગ ન થવા પ્રયત્ન કરી વળગ્યો રહે તથા આગેવાનોની કહેલી કથની સહન કર્યા કરે અને પોતાના બાળકો માટે એવા નિશ્ચયપર રહે કે યોગ્ય ઉમર અને ઉંચી કેળવણી લીધા પછી સર્વ સારાં વાનાં થશે. ખરી વાત છે કે એટલી દ્રઢતા પકડવી એ કઠણ કામ છે. આ એકડામાં ઘણા વિદ્વાનો પાકે તેવા છે પરંતુ રૂઢી દેવીના ગુલામ બનવાથી તરી શકતા નથી. માબાપ સાથે જુવાનીઆ અવિવેકથી વરતશે ત્યારે જ દુ:ખ પામશે.

ઘણી વખત એવું સંકટ આવી પડે છે કે કન્યાની ઉમર મોટી થવા દીધા પછી યોગ્ય વર મળતા નથી તેથી કોહેલી છાશ ઉકરડે ઢોળી દીધા જેવું થાય છે. કુળ એ કેળવણીને આપવા જેવું ઘણા ધારતા હશે પરંતુ માબાપોનું લોહી વારસામાં ઉતરે છે અને કેળવાયલાના માબાપ નીચ ખવાસમાં ઉછર્યા હોય તેઓ તાત્કાલિક ઉંચ ખવાસના બનતા નથી. ગટર કનેક્ષનના ભાજરની માફક ગોઠવાશે ત્યારેજ દુર્ગંધ દુર કરશે અને કુળવાનોના સંબંધમાં જોડાશે.

આ એકડા પૈકી કોઇ વિધવાઓને ઉપાડી ઘર બાંધી રહે છે. કોઇ વિધવાઓ પોતે ચાલી ગઇ છે અને ઘણી સધવાઓ તથા વિધવાઓ નીતિનું શિક્ષણ લેવા યોગ્ય છે. ખડાયતા મિત્રની યોજનાઓપર ધ્યાન આપી સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવા પ્રયત્ન કરશે અને માબાપો પોતેજ નાનપણથી પોતાનાં બાળકો અને બાળકીઓને તેમના બાળધર્મ સમજાવી તે પ્રમાણે વરતવાની ફરજ ઉત્પન્ન કરશે તોજ ભવિષ્યમાં તેઓ સુખી થશે અને કરશે.

ધાર્મિક કેળવણી માટે નાનાં નાનાં ખાસ પુસ્તકો તૈયાર થવાની જરૂર છે. વિશેષ ધર્મનાં પુસ્તકો સૌ સૌના સંપ્રદાય માટે છે અને તે પાઠ કરે છે તથા પ્રસંગે ઉપયોગ કરે છે. વળી મનમાં એમ પણ માનતાં હશે કે એથી આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થશે. કોઇ

હૃદયના અીપુરૂષોને માટે ઠીક છે પરંતુ કહેવું ખરૂં પણ વરતવું નહિ તેને એથી લાભ નથી.

સામાન્ય ધર્મ—સત્ય બોલવું, દયા રાખવી, ઇંદ્રીઓ અને મન કબજે રાખવાં, અને મન તથા તનની શુદ્ધતા એ ધર્મોની ખીલવણી આબાદ કરી શકે તેજ બાળકોનાં ભવિષ્ય સુધરવાનાં છે. કુવામાં હોય તો હવાડામાં આવે બાબાપ ઠેકાણે ઠેકાણે આ સામાન્યધર્મનો ભંગ કરતા હોય તો બાળકો પામે આશા રાખવી એ ફોગટ છે.

ધાર્મિક ઉન્નતિ થવાથી ઉપરકૃપા થાય છે. પોતાના વ્યવહારિક ધર્મોની સાથે પારમાર્થિક ધર્મોપર લક્ષ આપશો તો જરૂર પ્રભુ સહાય થશે

વિશેષ ધર્મોમાં સામાન્ય ધર્મ સમાયલો છે. પરંતુ ઘણી વખતે સાંપ્રદાયક વર્તન એક વાડો મજબુત કરવા હોય છે તેથી અન્ય માર્ગોને હલકા પાડવા શીષ્યોને સમજાવવા ગુરૂઓ લખી ગયા છે, વાંચક તે વાતનો વિચાર કરી માર્ગ ગ્રહણ કરવો.

છેવટે માહ ૨૧ ના ચર્ચાપત્રમાં જ્ઞાતિજ્ઞએ જેવી રચના કરી છે તે પ્રમાણે સંવત ૧૯૬૫ માં કરેલા ઠરાવ પ્રમાણે ગુના કરનારનો દંડ વસુલ કરી સમગ્ર એકડાનું ભવિષ્યમાં સુખી થવાનું હિત વિચારી પક્ષાપક્ષ મુકી દેઈ અમલમા મુકશો એવી વિનંતિ છે.

લી૦ જ્ઞાતિસાને ટેકો આપનાર ખડાયતો.

## નવીન સમાચાર.

**મિત્રમંડળની સ્થાપના**—તા. ૫ મી માર્ચ સને ૧૯૧૬ ને રવિવારને રોજ સાવલી મુકામે મિત્રમંડળની સ્થાપના કરવા માટે મોટો મેળાવડો ભરવામાં આવ્યો હતો. બાહારગામથી કેટલાક જ્ઞાતિબંધુઓને આમંત્રણ મોકલવામાં આવ્યું હતુ જેને માન આપી મુંબાઇથી ભાઇલાલ વૃદાવનદાસ કોઠારી તથા વડોદરેથી ચુનીલાલ પુરશોત્તમદાસ શાહ વકીલ હાજર રહ્યા હતા—નાડીઆદ—વડોદરા વિગેરે સ્થળેથી કેટલાક નહી આવી શકેલા તેમણે સહાનુભુતિદર્શક કાગળો મોકલ્યા હતા. વેમજ સાવલી ગામના અધિકારી મંડળે પણ હાજરી આપી મેળાવડાની શોભામાં વધારો કર્યો હતો. પ્રમુખપદ ભાઇલાલ કોઠારીને આપવામાં આવ્યું હતું. શરૂઆતમાં જેઠાલાલ મુળજીભાઇએ મેળાવડો ભરવાનું પ્રયોજન કહી સંભળાવ્યા પછી બીજા કેટલાક વક્તાઓએ તેવા મંડળથી થતા ફાયદા વિષે ટુંક વિવેચન કર્યું હતું. બાદ ચુનીલાલ શાહ તથા અધિકારી મંડળમાંથી મુનસફ સાહેબ મગનલાલ ઠક્કરે કેળવણીના વધારા પર ખાસ ધ્યાન આપવા નવા મંડળને ભલામણ કરી હતી. મુનસફ સાહેબ જાતે બુઝાતા છતાં ગામ વિના દરેક કાર્યમાં બહુ આગળ પડતો ભાગ લેનારને પણ દીલસોજી ધરાવનાર ગૃહસ્થ છે, ને તેમના પ્રયાસથી ત્યાં નેકનામદાર ગાયકવાડ સરકારે સ્થાપેલી ઇંગ્રેજી નિશાળ ચાલુ રહી હતી છતાં વણિક જેવી કોમના છોકરાઓ તેનો પુરતો લાભ લેતા નોહતા. કારણ કે મુનસફ સાહેબના જણાવ્યા પ્રમાણે ૪૦૦ ઘરની વણીક કોમમાંથી ફક્ત ૭ કે ૮ આડત્રીસ છોકરા તે નિશાળમાં ભણતા હતા. આ ઉપરથી પ્રમુખે પણ છેવટે પોતાના ભાષણમાં એજ વિષય પુરતું ધ્યાન આપવા અને આ મિત્રમંડળમાં જો કે સાવલી ગામના ખડાયતા બંધુઓનું બનેલું છતાં પણ તેણે સમગ્ર જ્ઞાતિહિતના કાર્ય જેવા કે ખરીદ કે જ્ઞાતિની સામાન્ય સભામાં પોતાનો યોગ્ય ફાળો ભરવાનું ભાર મુકીને

જણાવ્યું હતું ને તેમ થશે તોજ તેમનું ત્યાં આવ્યાનું સાર્થક થયું ગણાશે. આ સીવાય સાવલીના એકડામાં કેટલાક બે પક્ષ પડી ગયા જેવું તેમની નજરે પડ્યું હતું ને કેટલાક યુવાનો જ્ઞાતિમાં એકદમ સુધારો કરવા ઉત્સુક જણાતા હતા. તેમને પણ સલાહ રૂપે જણાવવામાં આવ્યું હતું, કે આવાં મંડળો શુભ ઉદ્દેશથી સ્થાપન કરવામાં આવે છે તે ધ્યાનમાં લઇ તેને પાર પાડવા માટે પોતાના અંગત મતભેદ કે ઇર્ષ્યા—અદેખાઇ ભુલી જઇ અમુક કામ કરી બતાવવાની તેમની ફરજ હતી ને એવું કરવામાં આવશે તોજ સાવલીનું મિત્રમંડળ ખડાયતા સમાજ મુંબાઇ જેવું યશસ્વી નીવડશે એટલુંજ નહી પણ તે ચિરસ્થાયી થશે ને તેવું થતાં જ્ઞાતિના વૃદ્ધ પુરુષોને પુજ્ય વડીલો પણ તેમની સાથે ખુશીથી જોડાશે ને તેમના કાર્યમાં મદદ કરશે. ત્યારબાદ પાનગુલાબ લઇ મેળાવડો બરખાસ્ત કરવામાં આવ્યો હતો.

તેજ દિવસે રાત્રે ત્યાં બીજા કામ માટે ત્યાંના કેટલાક જ્ઞાતિ બંધુઓ એકઠા થયા હતા. કન્યા ને વરની વચ્ચે ચાર વરસનો તફાવત રાખવો ને જુની કોઇ પણ પ્રકારની નાત કરવી નહી એવી પ્રતિજ્ઞા આશરે જ્ઞાતિના ૪૦ માણસે તા. ૨૨ ફેબ્રુવારીને રોજ લીધી હતી ને તેનો અમલ કરવા તા. ૨૩ ફેબ્રુવારીને રોજ જ્ઞાતિ એકઠી કરવા આશરે ૨૫ માણસની સહી સાથે વિનંતિ પત્ર મોકલ્યું હતું. છતાં કોઇ હાજર નહી થએલ હોવાથી આ દીવસે ફરી એકઠા થવા વિનંતી પત્ર કાઢ્યું હતું. ને રાત્રે એકઠા થયા હતા જો કે બપોરના મેળાવડા વખતે તેમાંના ઘણા ગૃહસ્થો હાજર હતા ને તેમણે સારો ભાગ લીધો હતો. છતાં પ્રતિજ્ઞા લેનારાએ એકાદ અપવાદ સીવાય આજે થયેલા જમણમાં ભાગ નહી લઇ પોતાની પ્રતિજ્ઞા બરોબર પાળી હતી. આ પ્રમાણેજ સત્યાગ્રહની લડાઇ માફક પ્રતિજ્ઞા લેનારા પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેશે તો જરૂર જ્ઞાતિ પર અસર થયા વિના રહેશે નહી અને ભવિષ્યમાં આવાં બીન જરૂરી જમણવાર થતા અટકવાથી નાહક પૈમાનો વ્યય થતો અટકશે. અમારા જ્ઞાતિબંધુઓ, હવે પૈસાનો સદુપયોગ કરતાં જલદી થાઓ એટલુંજ અમે શ્રી કોટયર્ક પ્રભુ પાસે માગીએ છીએ.

વાસ્તુનું મુહૂર્ત—આપણા માનનીય જ્ઞાતિબંધુ બાબુભાઇ દેસાઇ વકીલ ને ત્યાં ફાગણ સુદ ૨ ને વાર સોમને દીને પોતે સેન્ડહર્સ્ટ રોડના ભવ્ય રસ્તા પર બંધાવેલા નવા મકાનનું વાસ્તુ કરવાનું મુહૂર્ત ઉજવવામાં આવ્યું હતું જે વખતે ઘણા માણસોને જમવા માટે નોતરવામાં આવ્યા હતા. આપણી જ્ઞાતિમાં ફક્ત બે માણસો ઓનરેબલ ગોકળદાસ કહાનદાસ પારેખ અને વન્દ્રાવન વ્રજલાલવાળા પોતાની માલકીનાં મકાન મુંબઇ શહેરમાં ધરાવતા હતા જેમાંના વંદ્રાવન વ્રજલાલવાળા નિર્વંશ ગુજરી જવાથી હાલ તો ફક્ત ઓનરેબલ ગોકળદાસજ ધરધણી હતા જેમાં હજેવી બાબુભાઇએ પોતાનું નવું મકાન બાંધી વધારો કર્યો છે. જો કે બીજા કેટલાક સાધન સંપન્ન માણસો મકાન ઉપર પૈસાની ધીરધાર કરે છે પણ ઘરના માલીક નથી તો આગારી જણ પ્રમાણે બાબુભાઇ હાલ બીજાજ છે. મુંબાઇમાં મકાન બાંધવું એ કંઇ નાની સુની વાત નથી. અને હજેવી બાબુભાઇ પોતા વર્ષની વકીલાતમાં તે પ્રમાણે બાંધવા ભાગ્યશાળી થયા છે તેને માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. અને અમારા અન્ય જ્ઞાતિ બંધુઓને જણાવવાને રજા લઇએ છીએ. કે અમરેલીમની ને મુંબાઇની વકીલાતમાં પણ ફેર છે એટલે કે ગુરની બાદેશીને હાજર ચાખી તેમજ મહેનત ને પ્રમાણિકપણું જો માલુમ પડાવવો દોષ તો તે થોડા વખતમાં સ્હેરે કરજો અમે ખરેખરી હકે છે કારણ કે અમેની વકીલાતનું ક્ષેત્ર બહુ મર્યાદિત છે.

# ચર્ચાપત્ર.

આપણા મિત્રના બીજા વર્ષના પ્રથમ અંક અમે વાંચતાં કેટલીક બાબતો ઉપર વિવેચન કરવાના વિચારો મારા દિલમાં સ્ફુર્યા હતા કિંતુ તે સર્વને આ પ્રકારે બહાર નહીં પાડતાં પ્રથમ તો આ પત્રને જે બાબતની જરૂર છે તેજ બાબતને હાથપર લેઇ તે ઉપર કાંઇક બે શબ્દ લખવું ઉચીત ધારી અને તેનેજ બહાર પાડું છું તો આશા રાખું છું કે મારો માનનીય વાંચકવૃંદ તેને માટે યોગ્ય ઉપાય યોજશે.

પત્રમાં વાંચ્યા મુજબ આપણી જ્ઞાતિની છત્રીસ હજાર મનુષ્યની વિસ્તારવાળી વસ્તી ગણાય છે. અને તે અતિશય ખુશી થવા જેવું છે. પણ અફસોસની વાતતો એ છે કે આ પત્રને તે પૈકી માત્ર આઠસોથી હજાર મનુષ્યો આશરો આપે છે. અને તેથી પણ વધારે ખેદ કર્તા તો એ છે કે તેમાંથી પણ કેટલાક મનુષ્યો પોતાનાં નામ ગ્રાહકના લીસ્ટમાંથી કમી કરવા તંત્રી સાહેબને લખી ચુક્યા છે. ગ્રાહકોની સંખ્યા આટલી જુજ હોવા છતાં પત્રનો નિભાવ જુજ લવાજમે થાય છે એ આપણી મુંબાઇની સમાજનેજ વંદનીય છે.

જ્ઞાતિબંધુઓ વિચારો કે ગ્રાહકોની સંખ્યામાં વધારો થાય તો તેમાં લાભ કોને છે. પત્રની આવકમાંનો મોટો ભાગ બચત બનાવીને પડી રહેશે જે થી કરી તેના માનવંતા ઉમંગી તંત્રી-સાહેબને પત્રના કદમાં ઘણો કરતા વધારો કરવાની તક મળશે. તેમાં અનેક લેખો છપાશે અને તે દ્વારા તેના વાંચકોને અનેક પ્રકારનું જ્ઞાન મળશે. જે જે ગામોમાં આપણા જ્ઞાતિબંધુઓ હાલ વિદ્યમાન છે તે તે સઘળા ગામોનો વૃત્તાંત આપણને દરેક મહીને જાણવાનું મળશે. વળી પત્રને કેટલાક વિભાગોમાં વહેંચી નાખી-કવિતા સંગ્રહ-નિબંધસંગ્રહ બાળ સમાચાર-વિદ્યાર્થી લેખકો-સ્ત્રી લેખકો-વૈદક ટુચકા સંગ્રહ વગેરે વગેરે જેટલા જોઇએ તેટલા વિભાગો ઉપજાવી, જ્ઞાતિના નાના મોટા દરેક મનુષ્યોને પોતાના વિચારો છૂટથી પ્રકટ કરવાનો લાભ મળશે. આપણા રિવાજો ગાડરીઆ પ્રવાહ જેવા છે. એક આગળે કાંઇ કરવું, એટલે બીજાને પણ તેમ કરવા ઉશ્કેરશે જેથી કરી ઉમંગી વિદ્યાર્થીઓને ઘણી ઉમદા તક મળશે અને આગળ ઉપર પ્રખ્યાત લેખક થઇ શકશે વળી વધારે ફાજલ પડતી રકમમાંથી પુરાણાં ધાર્મિક પુસ્તકોનું સંશોધન થાય, મૃતપ્રાય વિદ્યાનો ફરીને ઉદ્ધાર થાય અને તે સસ્તે અગરતો પત્રના ગ્રાહકોને વાર્ષિક ભેટ તરીકે અપાય આથી પણ અન્ય અનેક ઉચ્ચતર લાભો છે. પણ તે ઉપર વધારે વખત નહીં માગતાં હું એટલુંજ કહેવા ઇચ્છું છું કે ગ્રાહકોની યાદીમાં બનતી ત્વરાએ વૃદ્ધિ થવી આવશ્યક અને શ્રેયસ્કર છે.

હું આશા રાખું છું કે મારા સુજ્ઞ જ્ઞાતિબંધુઓ આ પત્રને પૂર્ણ ત્વરાથી અને આનંદથી વધાવી લેશે અને થોડાજ સમયમાં ગ્રાહકોની મોટી સંખ્યા જોવાને ભાગ્યશાળી હું થઇશ. બંધુઓ, જો આ વાત ધ્યાનપર લેશો તો કાંઇ કહેવું નથી ફક્ત દિલમાં જ્ઞાતિબંધુઓને વાસ્તે સાચી લાગણીને સ્થાન આપવાની આવશ્યકતા છે. આટલું બસ ધારી હું અત્રેજ વિરમું છું. અસ્તુ.

પી॰ સી॰ પારેખ
મીનજાન બર્મા.

## ત્રીજા અંકમાં સામાન્ય સભા વખતે જુદા જુદા ગ્રહસ્થોએ ભરેલી રકમની ટીપ તેમજ ખડાયતા કેળવણી મંડળની કમિટીના મેમ્બરોનું જે લીસ્ટ આપ્યું છે તેમાં કરવાના સુધારા તથા વધારાઃ—

મહેમદાવાદની વીશા ખડાયતા ન્યાત સમસ્તે મધ્યસ્થ કેળવણી ફંડમાં રૂ. ૫૦) ભર્યા છે.

અક્ષેશ્વરદાસ જાદવજીએ મોડાસા બોર્ડિંગ ફંડમાં રૂ. ૫૨) ભર્યા છે.

ચોકવાળા મુળજી વીરચંદે એજ્યુકેશન સોસાઇટી ફંડમાં રૂ. ૨૦૧) ભર્યા એમ જણાવ્યુ છે પણ તેમણે તેમાં ભર્યા નથી પણ વીરચંદ અગીચંદના નામે મોડાસા બોર્ડીંગ ફંડમાં ભર્યા છે.

તેજ પ્રમાણે ખેમચંદ રખીદાસે પણ રૂ. ૨૫) સોસાઇટીના નહી પણ મોડાસા વીશા બોર્ડીંગ ફંડમાંજ ભર્યા છે.

ભાઇચંદ ગાણેકચંદ શાહે આ ફંડમાં રૂ. ૩૦૦) ભરવાનુ લખ્યું છે તે એકદમ નહી પણ રૂ. ૫૦) ના વાર્ષિક હપ્તે તે રકમ પુરી કરી આપવા જણાવ્યું છે.

### સુરત—દશા.

૧૦૦૧ શેઠ. નરોતમદાસના નામે લખાયા છે તે સુરતી વીશાના ફંડમાં ભરવાના છે ને તેમનું પુરૂ નામ નરોત્તમદાસ માણેકલાલ છે. તથા હલદરવાસના સ્થાનિક ફંડમાં રૂ. ૫૦) ભરનારનું નામ મલુકચંદ ગોરધનદાસ નહી પણ મલુકચંદ મનોરદાસ છે.

### તેમજ

૧૦૧ સોમાલાલ મંગળદાસના કેળવણી મંડળ ફંડમાં લખાયા છે તે સમસ્ત ફંડમાં નહી પણ મંડળ હસ્તક ઉઘાડવાની મધ્યસ્થ બોર્ડિંગ ફંડમાં લેવાના છે.

જમનાદાસ લલ્લુભાઇ દેસાઈ ( મહેમદાવાદ ) વાળાએ પણ તેટલી રકમ તે બોર્ડીંગ ફંડમાં ભરી છે. તેમજ બાપાલાલ વંદ્રાવનદાસ કોઠારીની ૩૦૧) ની રકમ બધી મંડળ ફંડમાં નહી પણ ૨૫૧) મંડળના જનરલ ફંડમાં તથા ૫૦) મધ્યસ્થ બોર્ડીંગ ફંડ ખાતે લેવાના છે.

આકોદાવાળા—અચરતલાલ મોહનલાલ લખ્યા છે તે તેઓ નહી પણ તેમના ઉપરના નામના ગોવિંદલાલ ભાઇચંદ દેસાઇ છે.

અમદાવાદવાળા છગનલાલ નાનાલાલે રૂ. ૧૦૧) મધ્યસ્થ કેળવણી ફંડમાં ભર્યાનું લખ્યું છે તે તેમણે તેમાં નહી પણ અમદાવાદ દશા ખડાયતા કેળવણી ફંડમાં ભર્યા છે.

## સોસાઇટીના મેમ્બરોના લીસ્ટમાં.

### મહેમદાવાદ—વીશામાં.

વીઠ્ઠલદાસ જીભાઈ સાથે છગનલાલ મોતીલાલ અને હીરાચંદ હરસનદાસ બે નામ ઉમેરવાનાં છે.

### મોડાસા—વીશા.

બીજાં નામ સાથે, શાહ ભાઇચંદ નંદલાલ, શાહ શીવલાલ બેચરદાસ, શાહ ધરમચંદ હેમચંદનાં નામ ઉમેરવાનાં છે.

આ સીવાય વધારે સુધારા વધારા માટે અમને લેખીત ખબર આપવામાં આવશે તેમ તે લેવામાં આવશે. સભા વખતે ઘણા ગામ વાળાઓએ પોતાને ગામ જઇ બોર્ડીંગ મેનેજીંગ મંડળની કમિટીમાં પોતાના ગામ તરફથી નામ મોકલવા કહેલું, તેમણે પણ હવે તેવાં નામ તાકીદે મોકલી આપવા મહેરબાની કરવી.

# ખુશખબર યા વધામણી.

મહેરબાન ખડાયતા મિત્રના અધિપતિ સાહેબ,

નીચેની હકીકત આપના પત્રમાં પ્રસિદ્ધ કરવા કૃપા કરશોજી.

લખતાં મને આનંદ ઉપજે છે કે જે નડીઆદ મુકામે પહેલી જાનેવારીએ સભા ભરાયેલી હતી તે સભાના સતત્ પ્રયાસથી અને વાગ્બાણોથી નડીઆદના વીસાખડાયતાના ચકલાવાળા તડમાં જે બે તડ પડેલાં હતાં અને એકમેકના ઉજાગરમાં જે દ્વેષરૂપ અગ્નિનો પ્રવાહ વહ્યા કરતો હતો તે સર્વે એકદમ બંધ પડી એકરૂપ ધારણ કરી રહ્યાં છે, તેમાં અમીરસ સીંચાઈ રહ્યો છે, આનંદની તરંગો ઉછળી મારી રહ્યા છે, એકમેકનાં હૃદયો જેમ કૌમુદી ચંદ્રને દેખી ખીલે છે તેમ ખીલી રહ્યાં છે, થોડા સમયમાં જે કલેશરૂપી રાક્ષસીએ વીશાલરૂપ ધારણ કર્યું હતું તે રાક્ષસીનું છેદન કરી સાનંદાશ્ચર્યમાં ડોલતા જોવામાં આવે છે. મારા સાંભળવા પ્રમાણે ઉમરેઠમાં પણ ઘણા તડ પડેલાં હતાં, વિરના પ્યાલા પીવાતા હતા, દ્વેષની છુરીકાઓ એકમેકની ગ્રીવાઓમાં આરોપાતી હતી તે સર્વે આપણી આ દિવ્ય સભાની વિમળ વાણીથી નાશ થવા પામ્યું અને સર્વ એકમેકનાં ખરા બંધુતા ભરેલાં ગ્લાસો પીતાં થયાં. મારે જણાવવું તો કહેવું પડશેજ કે નડીઆદના ચકલાવાળા તડમાં જે સાનંદાશ્ચર્યના તરંગો ઉછળતા માલુમ પડે છે તે ઉમરેઠની ખડાયતા જ્ઞાતિનોજ પ્રતાપ છે કારણ કે નડીઆદની ખડાયતા જ્ઞાતિઓના સાંભળવામાં આવ્યું કે જ્યારે ઘણા તડ જેમાં થયાં એકરૂપ થયાં તો શું આ બે તડનું એકરૂપ થવું અશક્ય છે ? આજ કારણથી તે તડ અત્યારે એકરૂપ ધારણ કરી શક્યું છે. આ ઉપરથી હું એમ આશા રાખું છું કે આપણી ખડાયતા જ્ઞાતિ તદન વેરવીખરી છે છતાં પણ આવાં શુભાચરણોથી આગળ જતાં સારો લાભ પ્રાપ્ત કરશે, જો કે આવી કોન્ફરન્સો અને સામાન્ય મીટીંગો સુધારા, બાળ વિવાહ બાળકીઓ, વગેરેમાં ભરાય છે પણ તેમનામાં આવાં શુભ પગલાં આટલી જલદીથી પડેલાં જોવામાં આવતાં નથી. આપણી જ્ઞાતિનું આ એક પહેલવહેલું શુભાચરણ છે છતાં સારા પાયા ઉપર આવવાથી હું ઘણો સંતોષ પામું છું—દુઃખમાં નીસાસે છું. બીજું ઉદયનું પગલું એજ છે કે—શાળામાં ભણતાં છોકરાં ( છોકરા અને છોકરીઓ ) માટે જે સારા પાયા ઉપર રકમ એકઠી થઈ છે તે શું જણાવી આપે છે ? બંધુઓ, એ પણ એક ઉદયનો માર્ગ છે ! આપ સર્વે જ્ઞાતિબાંધવોને મારી નમ્ર વિનંતિ છે કે દરેક ગામના આગેવાનો પોતાના ગામમાં ઐક્યતાનું એકરૂપ કરશો કારણકે જ્યાં સુધી તેમ બનવું અશક્ય છે ત્યાં સુધી બહારગામના આગેવાનો પોતાની જ્ઞાતિના ઉદયનો સૂર્ય પ્રકાશવાને માગે છે તે વ્યર્થ છે. બંધુઓ, તમે પોતાના ઘરમાં, કુટુંબમાં અને પોતાના તડમાં જ્યાં સુધી ઐક્યતાનું એકરૂપ ધારણ નહીં કરી શકો ત્યાં સુધી બધી જ્ઞાતિનું એકરૂપ થવું અસંભવિત છે. નડીઆદના દશા ખડાયતા જ્ઞાતિમાં જેવાં બે તડ હાલ પડેલાં છે તેવાં પ્રાચીન સમયમાં નહોતાં. પ્રથમ બધાં એકરૂપ હતાં તોપણ જ્ઞાતિના માણસોએ એકમેક સાથે વેરના ઘુંટડા પીધા તેથી આ એક તડના બે ભાગલા પડ્યા. મારી તેઓને પણ નમ્ર વિનંતિ છે કે એકમેક સાથે જે વેરનો અગ્નિ પ્રગટી રહ્યો છે તેને બુઝાવી નાખો, એકરૂપ થાવ, ઐક્યતાનું પાન કરો, સાનંદાશ્ચર્યના ઝરણાં રેડો અને ઉદય કાજે પગલાં આગળ ધરો. જો સર્વ જ્ઞાતિબાંધવો આમ કરશો તો આ આપણી જ્ઞાતિ સારા પાયા ઉપર આવશે. એવી મારી આશા છે.

લી. બંધુ.

| | | |
|---|---|---|
| ૬૯ | પાનાચંદ કાળીદાસ | સેવાલીઆ |
| ૭૦ | છોટાલાલ લલ્લુભાઇ | અતરાડ |
| ૭૧ | મનસુખલાલ ગણપતદાસ | બારસો |
| ૭૨ | હીરાલાલ ગીરધરલાલ | ખંભાતીઆ |
| ૭૩ | પરી ગોવર્ધનદાસ કાળીદાસ | કરજણ |
| ૭૪ | સુંદરલાલ વ્રજલાલ | છોટાઉદેપુર |
| ૭૫ | ગોકળદાસ દેવચંદ | મોડાસા |
| ૭૬ | ચુનીલાલ લક્ષ્મીદાસ | આલીણા |
| ૭૭ | મોહનલાલ બલદેવદાસ. | મેહેસાણા |
| ૭૮ | કેશવલાલ સોભાલાલ | વડોદરા |
| ૭૯ | જેઠાલાલ મોતીલાલ | કપડવંજ |
| ૮૦ | શામળદાસ સામેશ્વર | ,, |
| ૮૧ | હરગોવનદાસ મગનલાલ | ,, |
| ૮૨ | સોભાલાલ મથુરદાસ. | ,, |
| ૮૩ | જેઠાલાલ મથુરદાસ | આંતરસુંબા |
| ૮૪ | શંકરલાલ ખુશાલભાઇ | જામગ્રા |
| ૮૫ | સખનાથજી પાનાચંદ | ભાલીઆર |
| ૮૬ | અમીચંદ રવચંદ | આકરૂંદ |
| ૮૭ | શા. જેઠાલાલ છગનલાલ | કુશકી |
| ૮૮ | મુળજી હરીભાઇ | વાઘોડીઆ |
| ૮૯ | મંગળજી હરીલાલ | ,, |
| ૯૦ | ત્રીભોવનદાસ હીરાચંદ | ,, |
| ૯૧ | મથુરભાઇ હીરાચંદ | ,, |
| ૯૨ | મોહનલાલ મથુરદાસ | ,, |
| ૯૩ | મગનલાલ હરિલાલ | ,, |
| ૯૪ | છગનલાલ હરીલાલ | ,, |
| ૯૫ | ગીરધરલાલ સાંતીદાસ | આંદરાણા |
| ૯૬ | નહાલચંદ હીરાચંદ | કઠલાલ |
| ૯૭ | છોટાલાલ મુળજીભાઇ | આણંદ |
| ૯૮ | ચુનીલાલ ઝવેરદાસ | માંદરવા |
| ૯૯ | ગીરધર નરોતમ | સુંદરપરા |
| ૧૦૦ | ભાઇલાલ જીવણલાલ | પીલુંદરા |
| ૧૦૧ | પરસોતમ ગોપાલદાસ | પીહાળ |
| ૧૦૨ | જમીતદાસ મોતીલાલ | કલકત્તા |

નોંધ

૨૮ નંબરવાળા હીરાલાલ ભાઇજીભાઇનું નામ ગયા વર્ષમાં બે વખત નં. ૨૩૪ ને ૬૩૮ માં લેવાયેલું તેમાંથી એક કમી કરી આ વર્ષમાં ૨૮ નંબરે લેવાયું છે.

૨૯ છગનલાલ મથુરભાઇનું નામ ગયા વર્ષમાં ૫૧૮ નંબરે લીધેલું તેમણે ગયા વર્ષમાં માસિક નહી લીધેલું હોવાથી તેમના કહેવાથી આ વર્ષે તે પૈસા તેમના નામે ૨૯ નંબરે લેવાયા છે.

---

મિત્રમંડળમાં જોડાયા—વડોદરા પાસે કુંડેલાના રહીશ ગોરધનદાસ ઝવેરદાસે મંડળમાં જોડાઇ લવાજમ પણ રાજીખુશીથી મોકલી દીધું છે આ પ્રમાણે બીજા પણ જોડાશે એવી આશા રાખીએ છીએ.

# વૈદકશાસ્ત્ર શું કહે છે ?

"ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે વાજીકરણ ઔષધોનો ઉપયોગ કરવો જોઇએ



દરેક મનુષ્ય જે વાજીકરણ ઔષધનો ઉપયોગ હમેશાં કરે છે તે હમેશાં બળવાન અને લાંબી આયુષ્ય ભોગવેછે. અમોએ તદન શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી વાજીકરણ વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલ છે. આ વાજીકરણના ઉપયોગથી ધાતુસ્રાવ (સ્પરમેટોરીયા) તથા ધાતુસંબંધી દરેક દરદો દૂર થાય છે. પ્રસન્ન શક્તિ તેજ રહે છે, કળતર, માથાનો દુખારો, ચિન્તા, ઉદાસી, નબળાઈ, જીર્ણજ્વર, પ્રમેહ વગેરે દરેક દરદોનો નાશ કરી તેઓના શરીરમાં વિર્યની વૃદ્ધિ કરવા આ પ્રયોગ ઉત્તમ છે. તથા પુષ્ટિ બળ આપનાર છે.

કીંમત એક શીશીનો રૂા, દોઢ, પોષ્ટ ખર્ચ પાંચ આના.

## ઠેકાણું—સપટ કંપની.

કાલબાદેવી રોડ મુંબઈ.

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જુ ] ચૈત્ર, શુક્લ પક્ષ અકાદશી, સવત ૧૯૭૧ [ અંક ૬ ઠ્ઠો.

## ગ્રાહકોને સૂચના.

---

અમારા કદરદાન ગ્રાહકોને જણાવવાની રજા લઈએ છીએ કે આ અંક તેમને પોહોંચેથી અરધા વરસના એટલે છ અંક તેમના હાથમા આવી જશે. માટે તે પોહોંચ્યા પછી તરત જેમણે પોતાનુ લવાજમ મોકલ્યુ ન હોય તેમણે તરત મોકલી આપવું નહી તો હવે પછીના અંક વે પુપેએબલ પોસ્ટથી મોકલવામા આવશે જે સ્વીકારી જ્ઞાતિહિતના કાર્યમા ઉત્તેજન આપવું

તંત્રી

---

### " ઈશ્વર પ્રાર્થના "

---

હે ઈશ, પ્રેરી દીશ, ફેડી નીશ, ધ્યાન અજ્ઞાનની;
તું જગવજે સાહસિક વૃત્તિ, જનની જે સ્વમાનની
કંકટો કરી કુસંપનો, સૌરભ ભરી સુસંપની;
શુભ શાંતિને પ્રસરાવજે તું, જનની જે સન્માનની
ઉદ્યોગને આરોગ્ય સાથે, શ્રેષ્ઠ વિદ્યાદાનની
બક્ષીસથી નિવાજજે સહુ, જનની જે સન્માનની.
કરી કાર્ય પરમારથ તણું, તજી વૃત્તિ સૌ નિજ સ્વાર્થની,
ધરે ધ્યાન પદામ્બુજનું શુભ, જનની જે સન્માનની

" લી એક જ્ઞાતિ શુભેચ્છક. "

# સામાન્ય સભાએ તાત્કાલિક હાથ ધરવાં જોઇતાં કામ.

( પરિષદ્ વખતે મળેલા લેખમાંનો એક. )

( લેખકઃ—છગનલાલ પુરૂષોત્તમદાસ—વડોદરા. )

આજનો કાલ સમાજોનો છે એમ કહીશું તો ખોટું નથી. દરેક વ્યકિત એકલી એકલી કામ કરે તેમાંથી કાંઇ નિષ્પન્ન થાય નહીં. સમુદાયથી કામ કરવાની પદ્ધતિ શીખવાની અગત્ય છે. પદ્ધતિ શીખવાની અગત્ય છે એમ કહેવાનો હેતુ એવો છે કે—દરેક જ્ઞાતિઓમાં તેનાં પંચ પરાપૂર્વથી હોય છે. આ જ્ઞાતિઓના આગેવાનો અમુક પ્રસંગે મળીને જ્ઞાતિ સંબંધી કામ કરતા આવ્યા છે. પણ આ કામ આખો જ્ઞાતિવર્ગ વખતે મંજુર રાખે છે અને વખતે નથી રાખતો; નથી રાખતો ત્યારે જ્ઞાતિસમૂહના કકડા પડી જાય છે અને જુદાં જુદાં તડમાં જ્ઞાતિ વિભક્ત થઇ જાય છે આમ થવાથી એકતાનું ખંડ તુટી જાય છે. સમૂહના બળની તો બલિહારી છે. "તૃણૈર્ગુણત્વમાપન્નૈર્બધ્યન્તે મત્તદન્તિનઃ" "ઘાસનાં તરણાં પણ જો ઘણાંએક બીજાને વળગી રહીને દોરરૂપે બની જાય છે તો તેનાથી મદોન્મત્ત હાથીઓ પણ બંધાય છે." જ્ઞાતિઓમાં એકતાનું બંધન તુટી જાય છે અને તે જુદાં જુદાં તડમાં વહેંચાઇ જાય છે, તેથી જે નુકસાન થાય છે તે આપ સર્વને સુવિદિત છે એટલે તેનું વર્ણન કરીને આપનો અમૂલ્ય વખત લેવો ઇચ્છવા લાયક નથી. પણ શા માટે આવાં તડ પડે છે? જ્ઞાતિની એકતાનું વિરોધી કોણ છે? આ વાત વિચારવા જેવી છે. મારી અલ્પ બુદ્ધમાં એમ જણાય છે કે 'મમત' એજ એકતાનો વિરોધી છે. એક માણસ પોતાનો કક્કો ખરો કરાવવા કટિબદ્ધ થાય અને બીજો પોતાની હઠ છોડે નહિ ત્યારે ત્યાં વિભાગ પડી જાય છે. શા માટે પોત પોતાનો મતાગ્રહ માણસો નહિ છોડતા હોય? એજ અહીં વિચારવાનું છે. બીજા મતને સહન કરવાનો ગુણ આપણે શીખ્યા નથી. જો સેંકડે સાઠ માણસો એક વાત માન્ય રાખે તો બીજા ચાળીસે "મેજોરીટિ" ને માન આપવું જોઇએ અને પોતાનો મત છોડી દેવો જોઇએ. આ પદ્ધતિ ઉપર તો ફ્રાન્સ, અમેરિકા જેવાં રાજ્યો ચાલે છે અને તેમની એકતાનો ભંગ થતો નથી. આપણે જે પદ્ધતિ શીખવાની છે તે આજ છે. જ્ઞાતિઓની જુની પદ્ધતિમાં આ પ્રમાણે બહુ મતિથી કામ કરવાની પદ્ધતિ નહોતી તેથી તડ પડતાં હતાં; અને આજ બહુ મતને માન્ય આપી પોતાનો મત છોડી દેવાની સુધરેલી પદ્ધતિથી એકત્વ બન્યું રહે છે અને જ્ઞાતિ સંસ્થામાં અનેક સુધારા અને જ્ઞાતિજનોના સુખ પ્રાપ્ત કરવાની તક મળે છે.

આ સ્થલે મારે જણાવવું જોઇએ કે મુંબઇની ખડાયતા સમાજે આ કામની પહેલ કરેલી છે અને ઘણા વર્ષથી તે પોતાનો સમાજ ચલાવે છે આજ આ મોટો સમાજ મેળવવામાં પણ તેજ કારણરૂપ છે તે બદલ તેમનો આભાર ચેયો છે.

સમાજ મળે અને સુધરેલી પદ્ધતિ પ્રમાણે તે પોતાનું કાર્ય સંતત કરે તો જ્ઞાતિજનની ઉન્નતિ અવશ્ય થાય એમ કહેવામાં આવે છે ત્યારે આપણે વિચારવાનું એ છે કે મતભેદને સહન કરી જ્ઞાતિ સમાજ કામ કરે તો તેમણે જ્ઞાતિ સંબંધી શા શાં કામ કરવાનાં છે અને જ્ઞાતિની ઉન્નતિ એટલે શી વસ્તુ છે? પણ તે પહેલાં રમુજની ખાતર એક પ્રશ્ન કરૂં છું કે "જ્ઞાતી" એટલે શું? જ્ઞાતી શબ્દની વ્યાખ્યા શી રીતે થઇ શકે છે? શું

જ્ઞાતિ એટલે એકજ ધર્મને માનનારાનો સમુદાય? શું જ્ઞાતિ એટલે એકત્ર ભોજન કરનારાઓનો સમુદાય? આપ કહેશો કે નહિ, એક ધર્મ તો બ્રાહ્મણ, વાણિઆ, પણ પાળી શકે છે અને ઘણાક વાણિઆ એક બીજાની સાથે ભોજન કરી શકે છે ત્યારે હવે માત્ર બાકી રહે છે એટલુંજ કે જ્યાં બેટી વહેવાર થઇ શકતો હોય તે જ્ઞાતિ. આ વ્યાખ્યામાં કંઇ વાંધો નડે એમ લાગતું નથી કેમકે પણ જ્ઞાતિવાળા પર જ્ઞાતિમાં કન્યાની આપ લે કરતા નથી જ્ઞાતિની જરૂરજ કન્યા આપવા લેવા માટે છે એમ કહીશું તો અતિશયોક્તિ કરી કહેવાશે નહીં જ્ઞાતિ ભોજનને ઠબ્બે પામી, વિદ્યાવૃદ્ધિ, કેટલાક હાનીકારક રિવાજો કમી કરવા, જેથી જ્ઞાતિજનના સુખની વૃદ્ધિ થાય એવી વ્યવસ્થા કરવી એ બહુ ઘટે છે એમ જાણે પહેલો પ્રશ્ન કન્યા આપવા લેવા સંબંધનો તેમને પ્રિય હોવો જોઇએ વસ્તુ સ્થિતિ એવી છે કે એકંદરે ઉંચકોમમા છોકરાઓ કરતા કન્યાઓની ઉત્પત્તિજ કમી છે એવું છેલ્લા વસ્તિપત્ર ઉપરથી માલુમ પડે છે આવી પરિસ્થિતિમાં એટલે વર વધારે અને કન્યાઓ કમી, આમ હોય ત્યા એવો પણ પ્રસંગ આવે કે કેટલાકને મોટી ઉમ્મર સુધી કુંવારા રહેવું પડે અને કેટલાકને દુર્દૈવથી જીંદગીજ કુંવારી અવસ્થામાં ગાળવી પડે પણ કન્યાઓ જ્ઞાતિમાં વધારે ઉત્પન્ન થાય એમ કરવું એ કંઇ આપણા હાથની વાત નથી એ તો ઇશ્વરના આધીન છે આમ બીજી વસ્તુઓના સબંધમાં જેમ “ માગ અને ભાવ ઉપર ભાવ આધાર રાખે છે ” એ અર્થશાસ્ત્રનો નિયમ કન્યા જેવી પવિત્ર અને નિર્દોષ વસ્તુને લાગુ ન પડે તે સારૂ

જ્યાં ક્રય વિક્રયનું બજાર હોય ત્યાં તો એ નિયમ ભલે લાગુ થાય પણ કન્યા કાંઇ ક્રયવિક્રયની વસ્તુ નથી એ તો પેટનું વહાલું સંતાન છે અને તેના સુખે તેના માબાપ સુખી અને દુખે દુઃખી થાય છે. તો પણ આ પાપી રિવાજ ઘણી જ્ઞાતોમાં પસરેલો છે ઘણી જ્ઞાતિઓનો એ દુષ્ટ રિવાજથી અંત આવવા લાગ્યો છે શાસ્ત્ર વિરૂદ્ધ, ધર્મ વિરૂદ્ધ, મનુષ્યોની મનુષ્યતા વિરૂદ્ધ, અને પરમેશ્વરની ઇચ્છા વિરૂદ્ધ આ કળીકાળમાં આ ઘોર રિવાજથી નાશ થવા બેઠો છે આ રિવાજની વિરૂદ્ધ બહુ ગ્રંથો લખાય છે, આખ્યાન માળાઓ અપાય છે, ઉપદેશ કરવામા આવે છે સરકારને તે સબંધે કાયદો કરવાની અરજીઓ થાય છે, પણ જણાવતાં દિલગીર છુ કે તે કશાથી આ રિવાજ અટકતો નથી, ને અટકે પણ નહિ. શાનો અટકે? વસ્તુની છત ઓછી અને ખરાદ ઘણું જ્યારે મનુષ્યના હૃદયમા પાપનો ભય ખરેખર પેસે જ્યારે ધર્મની જરૂર ખરેખરી સમજાય, જ્યારે આ લોકનો વૈભવ ક્ષણિક સમજાય, અને તેનાથી અનંત ઘણો ઉંચો વૈભવ પરલોકમાં પ્રાપ્ત થઇ શકે છે આ વાતની હૃદયમાં સાચેસાચી ભાવના થઇ ગઇ હોય, જ્યારે પરમેશ્વરની આજ્ઞાઓ જે શાસ્ત્ર તેનું ઉલ્લંઘન કરવાથી મહાન વિપત્તી આવી પડે છે એ વાતની શ્રદ્ધા હોય ત્યારેજ મનુષ્ય તાત્કાલિક લાભથી અને કેવળ સ્વાર્થ માત્રથી એકલપેટાપણાથી પોતાની દીકરીનો પૈસો લેવાની બુદ્ધિ કરે નહીં પણ હવે જ્યારે એ વાત

કન્યાના પક્ષના સબંધમાં પણ ગરીબ તવંગર સૌને અનુકૂળ આવે એવીજ વ્યવસ્થા આગેવાન સભાઓ કરે તો તે જ્ઞાતીજન ઉપર ઓછો ઉપકાર કર્યો નહિ કહેવાશે

વિશેષ ભારવવાને સરકારનો કાયદો, જ્ઞાત તરફથી ઠરાવેલો દંડ, અથવા ડિટેકટીવની સિસ્ટમ કામ લાગી શકે નહીં, માત્ર મનુષ્યોના હૃદય ઉપર જ્યારે અસર થાય ત્યારેજ તે અટકી શકે પણ પરિસ્થિતિ એવી છે કે એવી અસર થવી કઠણ છે હાલની તપાસ એ વિષયનું એક મોટું કારણ છે જે નાતના છોકરાને પધારેલજમાઇની કશી કેળવણી મળે

અને સ્થળાની સાધન સુધરે તો પછી એવા પાપના દ્રવ્ય તરફ કોઇ નજર કરશે નહીં, અને આપણા આવા સમાજો દ્વારાજ નાતનાં છોકરાંને ઉંચી કેળવણી આપવાની જોગવાઇ કરી શકાય એમ છે. માટે આવા સમાજ તરફ જ્ઞાતીના દરેક ગૃહસ્થે સદ્‌ભાવના રાખી તેના કાર્યને ટેકો આપવાની ખાસ જરૂર છે.

સંસ્થાઓથી થતા લાભ માટે મને મજબુત શ્રદ્ધા છે. આવાં મંડળોની પ્રવૃતિઓને "કોમી" અથવા "આપમતલબી" જણાવી તેને હસી કાઢવા અથવા ઉતારી પાડવાની કેટલાક સુધારકોની ટેવ હોય છે. પરંતુ તેવી ટીકા કરનારાઓ એક અગત્યનો ભેદ ભુલી જાય છે કે જ્ઞાતિઓની પ્રવૃતિ હમેશાં સંકોચીત એટલે "કોમ"ના સ્વાર્થને માટે હોતી નથી; કેળવણી વિષયના સુધારકો એકત્ર પ્રજા બળની વાતો કરે છે; પરંતુ એ અગાધ કલ્પનાનું કાર્યાન્તર માત્ર સમયના વેવા સાથે અને ધીમે ધીમે સાધ્ય થઇ શકે તેમ છે. સાધારણ મનુષ્ય પ્રયત્નથી અથવા ખાસ કરીને આપણે ભારત વાસીઓ કેળવણી અને સુધારાની જે પરિસ્થિતિમાં હાલ છીએ તે સ્થિતિમાં આપણે એકદમ પ્રાભવ્ય મેળવી શકીએ તે અશક્ય છે તેથી એ દૃષ્ટિબિંદુએ જોતાં જ્ઞાતિઓ અથવા કોમોની પ્રવૃતી વ્યાજબી જણાય છે જ્યાં સુધી તેઓના ઉદ્દેશ પ્રજાકીય ભાવનાથી વિરૂદ્ધ નથી તથા જ્યાં સુધી તેઓ પોતાના સંસારિક હિત માટે સાથે મળીને કાર્ય કરે છે ત્યાં સુધી જ્ઞાતિમંડળોને દરેક મતના નેતાઓએ ઉત્તેજન આપવું ઘટે છે.

કેળવણી શબ્દજ એવો છે કે—જેમાં ધર્મ, નીતિ, બુદ્ધિબળ હુન્નર, કળા, વેપાર, એ સઘળાનો સમાવેશ થઇ જાય છે. આપણી જ્ઞાતિના છોકરાને ઉપર કહી સઘળા પ્રકારની કેળવણીની જરૂર છે એ વાતની કોઇથી ના પાડી શકાય એમ નથી, પણ તે આપવી શી રીતે એ પ્રશ્ન જરા વિચારવા જેવો છે. પ્રાથમિક શાળાઓમાં ફક્ત બુદ્ધિની કેળવણી આપવામાં આવે છે. માધ્યમિક કેળવણી આપનારી સંસ્થાઓમાં કંઇક Dicipline ઉપર વિશેષ ધ્યાન હોય છે અને ઉંચી કેળવણીના વિભાગોમાં હુન્નર કળા ને વેપાર વગેરે કેળવણી મળવાનો સવડ છે. પણ મનુષ્યને આવશ્યક જે ધર્મ અને નીતિ—માણસને ચારિત્ર્યવાન કરવાનાં સાધનો—તેની કેળવણી શી રીતે આપવી તેની ભાંજગડ તો મોટા પંડિતોના મનમાં પણ થયા કરે છે. મારૂં આધિન મત તો એવું છે કે—ધર્મ, અને નીતિનાં આપણે જે સ્વરૂપને ઓળખીએ છીએ તેની કેળવણી જાહેર શાળાઓમાં સંતોષકારક અપાતી કઠણ છે તેને માટે તો ઘર ઉપરજ આધાર રાખવો પડશે. અથવા શામેગામ જ્ઞાતી તરફથી તે બદલ ખાનગી ગોઠવણ થાય તોજ બને. નાતનાં છોકરાંની કેળવણીનો પ્રશ્ન આટલાથીજ પુરતો થતો નથી. છોકરાંને ભણાવવાને પૈસા જોઇએ અને અને તે માટે જેટલું ફંડ મોટું થશે, તેના પ્રમાણમાં વધારે છોકરાંને કેળવણી આપી શકાશે. પારસી વગેરે કોમના ગૃહસ્થોએ એવાં લાખો રૂપીઆના ફંડ કરેલાં છે. આપણી જ્ઞાતીમાં પણ ઇશ્વર કૃપાથી કેટલાક ઉદાર દિલના ગૃહસ્થો છે. તેમની સહાયથી આપણા સમાજે તેવું એક ફંડ કરવાની આવશ્યકતા છે. કેળવણી સાથે આપણા સંસારિક જીવનનો કલુષિત ભાગ નિવારણ કરવો અને તેની ખામીઓ અને અગવડો દૂર કરવી એ પણ ખાસ આવશ્યક છે. તેથી આ મંડળનો એ પછીનો હેતુ "કોમ"ના કાર્યમાં આડે આવતી ભયંકર સંસારિક બદીઓ દૂર કરવી એ છે.

(અપૂર્ણ.)

---




( એક, બાપજ )

જરીપુરાણા ઇતિહાસનું આપણે એકાદ પાનું ઉકેલીએઃ—એક રાજા હતો, તેનું નામ સગરરાજાઃ તે બહુ તપોબળી હતો, સમર્થ હતો, ઐશ્વર્ય સંપન્ન હતો, તેને સાઠ્ય હજાર સંતાન હતાં. કપિલઋષિના શાપથી તે સાઠે હજાર સંતાનો ભસ્મિભૂત થયાં, તેમના ઉદ્ધાર વાસ્તે રાજાએ ઉગ્ર તપ આદર્યાં અને પરિણામે રાજાની–ત્રીજી પેઢીએ ભગિરથ અવતર્યો. આ પુણ્યાત્મ સાધુજન અસીમ પ્રયત્ને ભગવાન–શંકરની પ્રસન્નતા પામ્યા અને એમણે સ્વર્ગમાંથી ગંગા ઉતારી, ગંગાના પ્રતાપે સગરનાં સન્તાનોનો ઉદ્ધાર થયો. ધર્મપરાયણ સજ્જનો હજુ પણ તે પવિત્ર ગંગામૈયાના વહેતા પુણ્યપ્રવાહમાંથી પાન કરે છે, સ્નાન કરે છે અને જીવનને પોષે છે, પોષના સંતોષે છે. ભલા ભૂપાળ ભગિરથનો આ ભગિરથ પ્રયત્ન જગજાહેર છે.

દેવી ભાગિરથી–સ્વર્ગગંગાના જેવીજ તહિંઆં એક બીજી ગંગા છે અને તેનું નામ જ્ઞાનગંગાઃ મહાશયો, આ જ્ઞાનગંગાનો આદેશ અતિ વિશાળ છે, સ્વર્ગગંગા કરતાં તેનો પુણ્યપ્રવાહ વિશેષ છે. રસાળ જ્ઞાનગંગાને કાંઠે એક અમર લેખ મુદ્રાંકિત છે, એ લેખ આવો છે:–

विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

અર્થાત્:—વિદ્વતાને રાજાની પદ્વિ સાથે મૂકી શકાય નહિ; રાજા તો કેવળ પોતાના દેશમાંજ પૂજાય છે, ત્યારે વિદ્વાન તો દેશ–પરદેશ–બધે પૂજાય છે. ( વિદ્વાન એ રાજાનો રાજા છે. ) મહાશયો ! પોતાનો વિશાળ પટ પાથરી વહેતી જ્ઞાનગંગા અને એને મોખરે મુદ્રાંકિત થયેલો આ અમર લેખ સૌને વાસ્તે ખુલ્લો છે, એને પામવાનો અધિકાર સૌને છેઃ કરાંચ તેટલું જ્ઞાનગંગામાંથી પાન કે સ્નાન કરવાના અભિલાષ સૌએ રાખવા ઘટે છે. બન્ધુઓ ! દેવી ભાગિરથી–ગંગામૈયામાં કદાચ અઘોળ ના કરાય તો નવે, જુમનાં પાન કે ગંગાસ્નાન કરવા સારૂં પૈસાની મૂડી એકઠી કરાય તે પહેલાં જ્ઞાનગંગામાં

ડુબકી મારવાનાં સાધન સંપાદન થાય એજ શ્રેયસ્કર છે અને એજ જરૂર છે. કેમકે જ્ઞાનગંગાના બળે વિદ્વતા પામ્યા સિવાય, ભાગિરથીનાં રહસ્ય સમજી શકાય ના. ને રહસ્ય સમજ્યા સિવાય–કાર્યનાં કારણ કલ્પ્યા સિવાય કેવળ અન્ધ શ્રદ્ધાથી કરાતાં આચરણ એતો ધૂળ ઉપર લીપણ જેવાં છે. એમાં કશુંજ સારૂં પરિણામ જોવાય નહિ.

ત્યારે આપણે યત્કિંચિત્ રહસ્યમાં ચંચુપાત કરીએ. ગૃહસ્થો ! ભગીરથ પ્રયત્નવડે સ્વર્ગમાંથી ગંગા ઉતરી, એ ગંગામાં અંઘોળ કરવાનો અધિકાર ભગીરથ જેવા સમર્થ યોગીઓનેજ પહોંચે છે, પ્રતિપળે પાપ કરી ગંગામાં ડુબકાં મારી આવનાર અબુધોને ગંગામૈયા પાવન કરે એવું માનશો મા. જો આમજ એ પાવન કરે તો તો ઇશ્વરી નિયમનો તેણે ભંગ કર્યો કહેવાય. ત્યારે વાસ્તવિક તો એજ છે કે ગંગાની ગોદમાં લાડકોડે રમવા સારૂ આપણે તેને યોગ્ય–યોગ્યતા મેળવવી જોઇએ. સગરનાં સંતાનોના ઉદ્ધાર વાસ્તે ભગિરથ રાજાએ પોતાના તપ અને યોગનો ભોગ આપ્યો, ત્યારેજ તેઓનો ઉદ્ધાર થયો એ વાત પ્રસ્તુત સિદ્ધાન્તને અંગે સાક્ષીભુત નથી ? ગૃહસ્થો ! સગરનાં સંતાનોનો ઉદ્ધાર કરી ગંગામૈયાએ પોતાનું દૈવીસ્વરૂપ પોતાનામાં સંકેલી લીધું, અને જ્યારે જ્યારે તપસ્વીઓ, ધર્મીષ્ઠો, કર્તવ્યદક્ષો અને ભગવાન ગૌતમબુદ્ધ જેવા સમષ્ટિ ભાવનામાં રમતા સ્નેહમસ્તો તે ગંગાનાં પાનસ્નાનને વાંચ્છે છે, ત્યારે ગંગામૈયા સહર્ષ તે સૌનો સત્કાર કરે છે–પોતાના દૈવી સ્વરૂપનાં નૂર તેઓને બક્ષે છે, અને તેથી ઉલટું જે પુણ્યશાળી ન હોય, તપસ્વી, કર્તવ્યક્ષ, ધર્મીષ્ઠ કે સ્નેહમસ્ત, સત્યપરાયણ કે સાત્વિક શ્રદ્ધામય હૃદયો ન હોય તેને માટે તો ગંગાનાં પાણી એ પાણી માત્રજ છે; મહાત્મા કબીરની કવિતા આ મતને ટેકો આપે છેઃ—

" કડવી વેલડી કડવી તુમડીઆં, ક્યું તીર્થ કર આઇરેઃ
" ગંગા ન્હાઇ, યમુના ન્હાઇ તોય ન ગઇ કડવાઇરે.

ત્યારે યોગ્યતા મેળવવા સારૂ આપણે પ્રથમજ જ્ઞાનગંગાનાં પાણીને આપણી હૃદયવાટિકા ભણી વાળવાં જોઇએ. અસુસ લક્ષમાં રાખો, કે ભગિરથની ભાગિરથી પેઠે આ જ્ઞાનગંગાની દૃષ્ટિ સંકૂચિત નથી, જ્ઞાનગંગાનાં ગંભીર વહન સૌને વાસ્તે સર્વોપતાં છે, શક્તિ અને અભિલાષ પ્રમાણે તે વહનને તમે તમારામાં વાળો, જેટલું તેને વધારે પમાશો, તેટલા તમે વધારે ભગીરથ બનશો, અને તેટલા વધારેને ઉદ્ધારી શકશો.

ઉદ્ધારના રસ્તા બે છેઃ બજારમાં રઝળતા લંગોટિયા, વેરાગી–બાવા કે ટહેલીઆઓની ટહેલ સ્વીકારી ધર્માન્ધ ગોડીઆઓ તેઓને ગંગાસ્નાન કે

ગુપ્તદાન રૂપમાં આર્થિક સહાય કરે છે. આવી સહાય કરવામાં તેઓનો આશય પોતાને પુણ્ય થવાનો હોય છે, અને પેલા ટહેલીઆ વગેરેને તે આર્થિક સહાય લેવાનો આશય પણ પોતાને ગંગા-જમનાંના પાને પુણ્યશાળી બનાવવાનો હોય છે.

આ કોટિની પ્રથામાં પુણ્યનો કેટલો અંશ જળવાયલો છે એતો પાત્રાપાત્રના ભેદનો વિચાર કરતાં જે તારવી શકાય એ ખરૂં: પણ દાતાઓનાં દિલ ભેદાઇ જાય, તેઓના કાન બધિર થઈ જાય અને તેમનો આત્મા જાગૃત થાય તેવા પ્રચન્ડ ધ્વનિથી હું એટલું તો કહી શકીશ, કે ઓ બાળકોના પાલકો ! ઓ ધનદો ! ઓ લક્ષ્મીના લાડ કોડમાં ઉછરતા શેઠીઆઓ ! કાળબળે જ્ઞાનગંગામાં તરબોળ થવાનું સામર્થ્ય, જો સમય, વય અને સંજોગોને અંગે તમારામાંથી ક્ષીણ થયું હોય, તો તમારી લક્ષ્મીનું, અમુક અંશે જ્ઞાનગંગાનાં પાન કરનાર કોડીલાં સંતાનોને દાન કરો, ટહેલીઆ વિપ્રોને દાન દઇ ગંગા તટે મોકલવા કરતાં, તમારા, તમારા કુટુમ્બનાં, તમારી જ્ઞાતિનાં, તમારા સમાજનાં બાળકો કે જે જ્ઞાનગંગાની ગોદમાં ખેલવા માટે સર્વાંશે સત્પાત્ર છતાં કેવળ તે ગંગાને કાંઠે પહોંચવા સારૂ આર્થિક સ્થિતિના અભાવે મહત્વાકાંક્ષાને કરમાવી નાખે છે તેવા આત્માઓને તમે દ્રવ્યદાન દઈ, તેમને દોરનાર તરીકે નીવડો. ટહેલીઆ વિપ્રોને દાન કરવામાં જેમ તમે એક બીજાનું હિત સ્વીકારો છો તેમ આ પ્રકારના દાનથી જ્ઞાનગંગામાં પણ પાન કરવા જેટલુંજ પુણ્ય, પાન કરવા જનાર બાળકોને દ્રવ્યદાન દેવાથી થશે અને આ હુંજ નથી કહેતો, આપણા સૌને માન્ય એવી ભગવદ્‌ગીતા કહે છે. ગૃહસ્થો સાત્વિક દાન તે આ ઉપરાંત નથી. સ્મરણ કરો એકાદ શ્લોક:—

अन्नदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम् ।

ગૃહસ્થો, બે સાદાં પણ સંગીન સૂત્રો સ્મૃતિમાં રાખવા જેવાં છે, તે એ કે "હાથે તે સાથે," અને "ભણ્યે તે તરશે." પ્રભુની પ્રસન્નતાનો સર્વોત્કૃષ્ટ માર્ગ જો કોઈ પણ હોય, તો તે એજ કે પોતાની પાસે જે હોય તેનો અમુક અંશ સદ્‌વ્યય થનારા પુણ્યમાર્ગે વાપરવો અને ઉત્તમોત્તમ પુણ્યમાર્ગ વિદ્યાદાન જેવો કયો છે ? કોઇ બતાવી શકશે ? બીજું સૂત્ર "ભણ્યે તે તરશે." એ હૃદયપટમાં અમુકને વાસ્તે કોતરી મુકવા જેવું છે: તમારાં સંતાનોને "ચાર ચોપડી ભણ્યો, તે ઉદરનિર્વાહ જેટલું રળી ખાય એટલે બસ્સ" એવી હલકી ભાવનાને તમારામાં ઉતારવા દેશો મા. એવી ભાવના શાપે હવે પશ્ચિમની હરિફાઇમાં ઉતરનાર હિન્દુસ્થાનને નહિ પાલવે. જુવો છો કે અધુરી કેળવણી દઈ સંતાનોને સ્કુલમાંથી કે કોલેજમાંથી ઉઠાડી મૂકતાં તેઓ ત્રિશંકુની ગતિ ભોગવે છે. અને માટેજ બાલિકા હોય તો તે

'ગૃહસંસાર'' અને ''જીવન'' નાં રહસ્ય સમજાતાં થાય ત્યાં સુધી તેમ તેને જ્ઞાનગંગાનાં પાન કરાવો. બાલિકા તિરસ્કારાતી એટીકેટ–કે પોઝીશન રાખે તેવી કેળવણી દ્વારા તેને મેડમ બનાવો મા. બાલિકાને દેવી બનાવો–બાલિકા માટે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः વાળું સૂત્ર લાગુ પડે ત્યાં સુધી તેને તેવી જ્ઞાનગંગામાંથી પાન કરાવો, તેમ કરવામાં ન્હાનમ સમજનાર ગૃહસ્થોને અમારા નવ ગજથી વન્દન હો, કેમકે પ્રભુના નિયમ પ્રમાણે તેવું સમજનાર તેની બાલિકાના હિતચિંતક નથી. આમજ બાલક હોય, તેને જ્ઞાનગંગામાં ત્યાં સુધી પાન કરાવો કે તેના મનથી ક્ષુદ્ર નોકરીની ભાવના વિલય પામે, બાલક સ્વતંત્ર ધંધાધારી બને, બાલકને જન્મ જીવન અને મરણનું ભાન થાય, બાલક, બાલક મટીને માણસાઈ પામે, બાલક, કહેવાતા સુધારકના વાતાવરણમાં ઘસડાઈ સાહેબલોક જેવા પોષાકે સુધારક બનવાને સ્થાને ઉદ્ધારક બને ત્યાં સુધી, તેને તેવી જ્ઞાનગંગામાં પાન કરવાદો. ગૃહસ્થો! કહેવામાં આવી, તેવી કક્ષાએ તમે સંતાનોને પહોંચાડશો ત્યારેજ તમને તે સંતોષી શકવા શક્ત થશે; ખર્ચાયેલો પૈસો ત્યારેજ ઉગી નીકળશે સંસાર, સૃષ્ટિ અને સ્વર્ગના દરવાજા ત્યારેજ તેને વાસ્તે ખુલ્લા થશે. નહિ તો તેજ સંસારનો તેજ સૃષ્ટિનો ને તેજ સ્વર્ગીય પિતા તરફનો મુંગો મુંગો માર ખમતાં રીબી રીબીને જન્મારો તે નિર્ગમન કરશે. આ શબ્દો લેશ પણ વધારે પડતા માનશો મા, વિચારશીલને સમજાશેજ કે શરીર કરતાં આત્માની કિમ્મત વિશેષ છે અને વાસ્તેજ આત્માની ક્ષુધા કે તૃષા જો ન ટળી હોય, તો શરીરને મુંગો માર ખમવોજ પડે. આત્માની તૃષા ટાળવા સારૂં જ્ઞાનગંગાના પાન વગરનાં ઈતર પાન નકામાં છે; અને ગૃહસ્થો! જ્ઞાનગંગાના-પાનની ખૂબી ઓછી નથી, એ જીવનનું પોષણ છે, એ આત્મકલ્યાણક છે એ પ્રભુની કૃપાના પાત્ર બનાવનાર સાચા સાથીની ગરજ સારનાર છે. જ્ઞાનગંગાનું મહાત્મ આપણી ભાગિરથી–ગંગામૈયા કરતાં હજાર–ગણે તેથીયે વધારે અંશે ચઢિયાતું છે તમને આ વાતો હું કેવળ વાતોથીજ નહિ સમજાવી શકું. તેનું ખરૂં રહસ્ય અનુભવથી સમજાશે. જ્ઞાનગંગાનાં પાનથી વિમુખ રહેલા આત્માઓને તમે જઈને જુવો, તેમનાં મકાનોમાં તમે જાવ, તેમની રહેણી કરણી તપાસો, બેશક, તમને–એટલે જ્ઞાનગંગામાં પાન કરનારને તેવા રાંક–નિર્બળ–આત્માના અજ્ઞાન જીવન પર દયા આવશે તેમની કંગાલ, લાડવા ખાઉ, સ્વાર્થાંધ અને પશુ જેવી જિંદગી પર "અરેરે"ના શબ્દો ટળશે: તેથી ઉલટી સ્થિતિ જ્ઞાનગંગાના પાનના રસિકોની તપાસો, તેમનાં જીવનમાં ઓજસ જોશો, રસ જોશો, ઉન્નતિ જોશો. નમ્રતા આત્મા તેના તરફ અનાયાસ ઢળશે વિશેષ શું? તેના પ્રત્યે તમને સ્વાભાવિક રીતે સ્નેહ, ભક્તિ અને માનની લાગણી ઉત્પન્ન થશે.

ત્યારે મારી જ્ઞાતિને એવી ઉન્નત દશાએ પહોંચેલી જોવાના મને મહા કોડ છે, આ કોડને અંગેજ મારા જ્ઞાતિ બન્ધુઓ પ્રત્યે હું આજીજી કરૂં છું-સૂચના નહિ, શિખ નહિ, પણ વિનતિ કરૂં છું કે બન્ધુઓ ! તમે જ્ઞાનગંગાને તમારી બનાવવા સારૂ ભગીરથ બનો, ભગીરથ બનવામાં અશક્ત હોય તેવા બન્ધુઓને એ પનહો ! તમે આર્થિક આંગળી આપો, તમારૂં આપેલું તમારી સાથે આવશે, અને એથી મારા આત્મ બન્ધુઓ ભણતાં ભવસિન્ધુ તરશે.

ભવસિન્ધુ તરવાની વાતો કેવળ ભાવનામાં ઉડનારી માનશો મા. મિત્રો ! જો તેમજ હત, તો આપણા પૂજ્ય સ્વ. ગોખલે મ્યુનિસિપાલીટીના ફાનસને અજવાળે ભણવાની ટેવ રાખત નહીં ! પગરખાં આગળ બેસીને અર્જુન વિદ્યા શીખવા લલચાત નહીં ! એકલવ્ય ભીલની વાત સૌને જાણીતી હશે, ભ્રમરે પોતાની જંઘા ચીરી નાખી છતાં કર્ણ ડગ્યો ન હતો તે શા સારૂ ? એટલા દુઃખે પણ તેને પરશુરામદ્વારા જ્ઞાનગંગાના પાન કરવા હતાં તેથીજ કે બીજું કાંઇ ? અમેરિકાના મહાન પ્રેસિડંટ તરીકે ખ્યાતિ પામેલા લિંકન અને ગાર્ફીલ્ડની સ્થિતિ તપાસો. રંક માબાપને ઘેર જન્મ્યાં તુટયાં ઝુંપડાંમાં ઉછરી તેઓ કેવા પ્રતિકૂળ સંજોગો વચ્ચે જ્ઞાનગંગાના પાન કરી રહ્યા હતા તે ભાગ્યેજ કોઇને વિદિત નહિ હોય. જોવા જતાં આપણીજ જ્ઞાતિમાંથી એવાં ઘણાં દૃષ્ટાંતો તમને જડી આવશે કે જે સાદી અવસ્થામાં હતા, તે અત્યારે દેશના મ્હોટા ભાગમાં માનનીય થયા છે. આ પ્રતાપ તે જ્ઞાનગંગાનો છે. મહાશયો ! તે ગંગા કહ્યું તેમ સૌને સારૂં છે. ધારો તો સૌ લિંકનના ગુણો ગ્રહણ કરી શકો. બધામાં શક્તિ છે. તે શક્તિને વિકસાવવા સારૂ જ્ઞાનગંગાનાં પાણીનાં સિંચન થવા દો, તે જ્ઞાનગંગા જેમાં હોય, ત્યાંથી તમારામાં વાળો, સત્ય અને જ્ઞાનમાં વટાળ સમજશો મા. ભાગીરથીનાં પાણીમાં વટાળ નથી, તેમાં નામ ન દેવાય તેવી કોમ પણ અંઘોળ કરતી હશે, છતાં તે પાણી પવિત્રજ રહે છે, તો જ્ઞાનગંગામાં પણ આભડછેટ નથી, તે જેનામાં અને જ્યાં હોય, તેનામાંથી અને ત્યાંથી તમારામાં લાવો; કદાચ આલંકારિક વાક્યથી ક્લિષ્ટાર્થ થતો હોય તો સ્પષ્ટ રીતે વ્યક્ત કરવા દો કે જ્ઞાનગંગા વાસ્તે તમારામાં સામર્થ્ય હોય તેટલા તમે ઉંડા ઉતરો, તેટલા દૂર જાવ. બન્ધુઓ ! વિદેશ જતાં તમને તમારી સમજુ જ્ઞાતિ હવે આડચે નહીં આવે, કેમકે હવે જ્ઞાતિના આત્માનો વિકાસ થયો છે, જ્ઞાતિ હેક બીલતી કળી નથી. જ્ઞાતિ જાણે છે કે, પશુ પંખી પણ જંગલમાં ચરવા જાય છે, ત્યારે તે સારો સંગ્રહ કરી શકે છે, રાજ્ય વધારવા રાજાને પણ વિદેશ જવું પડે છે, દલપતરામ કહે છે તેમ સમુદ્રમાંજ જો મોતી રહ્યાં હત, તો તેની કદર શી રીતે અંકાવાની હતી ? ટાગોર, રામતીર્થ, વિવેકાનંદ,

વગેરેનાં દૃષ્ટાંત પણ જાણીતાં છેઃ જાળ તોડીને બહાર નીકળ્યા સિવાય કરોળિયાને પૃથિવીનું અરૂં ભાન ક્યારે થાય છે? કુવામાંનાં વેંતિયાં માણસ જેવું જીવન ગાળતા હો, તેમ તમે તમારા ગામમાં ગોંધાઈ રહો મા. તમને તમારો સમાજ–વર્ગ તેવી સલાહ આપતો હોય એમ હું નહિ માનું. પણ સબુર! વિદેશ જઈ, પોતાની જાતને ભૂલી, નાતને ભુલી, દેશને ભૂલી, દેશના ધર્મને ભુલી, સ્વચ્છંદે સાહેબ લોક બનશો તો જ્ઞાતિ તમને તેનો દંડ દેશે, વિદ્યા સંપાદાન કરવા સારૂ વિદેશ જઈ, મૂળ હેતુ ભુલી જઈ, કૃત્રિમ અનુકરણે ટાપટીપથી નાટકના શણગારેલા પુતળા જેવા બનવા વાસ્તે જ્ઞાતિનો કોઈ ગૃહસ્થ તમને રજા આપશે નહિ. અને તમે જો એમજ કહેતા હો, કે, પરદેશ જતાં પરદેશી પોષાક અને આપણને પથ્ય નહિ એવો પરદેશી ખોરાક લેવોજ પડે છે તો આનંદબાઈ તે દૃષ્ટાંત ખોટું પાડે છે, સિવાય ઘણાં દૃષ્ટાંત છે ગમે ત્યાં જાવ, પણ ચારિત્રમાં ફેર ન પડે તેજ જ્ઞાનગંગાના ઘુંટડા ગળવાને ખરા પાત્ર છે. એવા પાત્રને આર્થિક સ્હાય દેવી એ લક્ષ્મીવંતાની ફરજ છે, એ ફરજ નહિ અદા કરનારને શિર પ્રભુનું મહા કરજ રહે છે, તે કરજથી મુક્ત થવા માટે ધનદોએ હૃદયના ઉદાર થવું ઘટે છે. આંખમાં અમી રાખવી ઘટે છે.

ધનદો, પોતાના ધનનું જ્ઞાનગંગાનાં પાન કરનાર કોડિલાં બાળકોને દાન કરે, અને બાલકો સારી કેળવણી પામે, બાલકો આત્મશિક્ષણના પાઠ પઢે, બાળકો બુદ્ધિશાળી બને, બાળકો મોટે હોદ્દે પહોંચે, ત્યાર પછી પણ તે હોદ્દાધારી વિદ્વાન થનારાઓને એક નમ્ર વિજ્ઞપ્તિ છે, કે તમે તમારી વિદ્યાનો દુરૂપયોગ કરશોમાં. પ્રત્યેક વસ્તુનો બે રીતે ઉપયોગ થાય છે, નઠારામાં નઠારી વસ્તુનો પણ સારામાં સારી રીતે સદ્વ્યય થઈ શકે છે. તેથી ઉલટી વુધ્ધ સારી વસ્તુના દુરૂપયોગને પણ લાગુ પડે છે, અગ્નિના તણખાવડે ધારીએ તો આખું ગામ જમાડી શકશું, એજ અંગારાવડે ગામમાં દાવાનળ સળગાવી શકશું! જ્ઞાનગંગાના સાચા મુમુક્ષુઓ! આ પ્રમાણે તમે તમારી વિદ્યાને રાજસિક વૃત્તિમય કલાઓમાં વાપરશોમાં. તેમ કરવાનો તમને હક્ક નથી. પ્રાપ્ત વિદ્યાવડે પાછા તમે દિલના દાના થજો, અવિદ્વાનોના આત્માના પોષક થજો, તેમનાં જીવનને રસવંતાં બનાવશો, નવી સૃષ્ટિ નિરખવા તેમને નવાં નેત્ર બક્ષજો તેમાંજ તમારૂં, તમારી જ્ઞાતિનું, તમારા સમાજનું અને દેશનુ કલ્યાણ છે.

મિત્રો! કહેનાર તો કહીને છૂટશે, બોજો બધો સાંભળનારને શિર છે, એ બોજો ઓછો કરવા સારૂ, અપચો ન થાય એવી આમાંથી જે કાંઇ વસ્તુ જડી આવે તે તમારી તરીકે સ્વીકારી લેશો, તેને જીરવશો અને તેનો ઉપભોગ કરશો. વિશેષ શું? અવ્યવસ્થિત સ્વરૂપમાં ગૂંથેલા કાલાઘેલા વિચારોનું આટલેથી લતણ વાળતાં આપ સૌને પ્રખ્યાત આંગ્લકવિ શેકસ્પિયરનું એક સ્તુત્ય સૂત્ર

હમેશને માટે સ્મૃતિપટે સાચવી રાખવાની આજીજી કરીયન્તે સૂત્ર આ રહ્યું:—

Labour to learn before you grow old,
Because learning is more precious than silver or gold,
Silver and gold would vanish away,
But acquired knowledge will not decay.

—કેશવ હ. શેઠ—ઉમરેઠ.

---

# મારી વીલાયતની મુસાફરીની ટુંક નોંધ.

( લેખક—ચુનીલાલ પુરૂષોત્તમદાસ શાહ. )

આપ્ત મંડળ, મિત્રો તથા શુભેચ્છકોના મોટા સમુદના ખુશાલીના પોકારો વચ્ચે સને ૧૯૧૫ ના ઓગસ્ટની ૨૯ મી તારીખે હું મુંબાઇ કરનાક બંદરથી આશરે દોઢ વાગે "સ્ટીમ લોંન્ચ" માં (નાની સ્ટીમર) દાખલ થયો. તે દીવસ રવીવાર હતો. જેથી દરેક ગૃહસ્થને બંદર ઉપર આવવાની કુદરતે અનુકુળતા આપી હતી. શુભેચ્છકોએ જે લાગણી તેમજ ઉત્સાહ બતાવ્યો હતો તેને માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. જેનાથી મારામાં નવો ઉત્સાહ પ્રગટ થયો છે.

થોડીક મીનીટમાં "સ્ટીમ લોન્ચ" સ્ટીમર 'સાલસેટ" નજીક આવી પહોંચતાં તે જે બાજુએ સ્ટીમર ઉપર જવા માટે સીડી ગોઠવી હતી તે બાજુ આવી અટકી આગબોટના ઓફીસરની દેખરેખ નીચે બધા ઉતારૂઓ સ્ટીમર ઉપર સહીસલામત રીતે આવી પહોંચ્યા. દરેક ઉતારૂની ટીકીટ તપાસી તેની નિર્મિત કરેલી કેબીન (ઓરડી) તરફ જવાનો માર્ગ બતાવવામાં આવ્યો. મારી કેબીન તુતક નીચે એટલે વચલા ભાગમાં હતી.

**કેબીનની રચના.**

કેબીનઆશરે છ ફુટ લાંબી, સાડાચ ૨ ફુટ પહોળી, ને દશ ફુટ ઊંચી. ઉપરની સીલીંગમાં હવા તથા અજવાળું આવવા માટે વેન્ટીલેટર હોય છે. કેબીનમાં દાખલ થતાં જમણી બાજુએ એક ખુણામાં નાનું સુશોભીત કબાટ તથા ટેબલ (Pegeon Hole table) દીવાલની સાથે ફીટ કરેલું હોય છે. ડાબી બાજુએ જેવી રીતે આગગાડીમાં બીજા વર્ગના ડબ્બામાં ઉપર તેમજ નીચે જેવી બે ગાદીવાળી બેન્ચો (Berths) હોય છે તેજ પ્રમાણે કેબીનમાં પણ હોય છે. ઓશીકું તેમજ ઓઢવાને માટે ગરમ બનુસ (Rug) તેમજ ચાદર રાખેલી હોય છે. એક બાજુએ નાના કબાટના આકારમાં નાની પાણીની ટાંકી તેમજ મોં તથા હાથ ધોવાને માટે વોશ બેસીન (wash basin) ગોઠવેલું હોય છે. એક ઉપરના ખાનામાં પીવાને માટે પાણીની કાચની બાટલી ભરેલી હોય છે. નાના રૂમાલ (Napkins) તેમજ નાહ્યા પછી શરીર સાફ કરવા માટે રૂમાલ (Bath towel) પણ પુરા પાડવામાં આવે છે. દરેક કેબીનમાં વીજળીથી ચાલતા પંખા વીજળીક બત્તી તેમજ કામ પ્રસંગે નોકર (Stewaod) ને બોલાવવા માટે વીજળીના અનુસંધાનવાળુ બટન (Electric bell) પણ હોય છે. સામાન્ય રીતે જો કે હુંકી જગામાં બે માણસને સમાવેશ કરવાનો હોય છે છતાં દરેક જાતની અનુકુળતા તરફ લક્ષ આપવામાં આવેલું હોય છે.

મુંબાઇથી મારા મિત્ર જેઓ પણ લંડન જતા હતા તેમ Berth પણ તેજ કેબીનમાં હતી. જેથી અમને મુસાફરી બહુ અગવડ ભરી લાગી નહિ. અમારો સામાન મેસર્સ ટોમસ કુક અને સનની મારફતે સ્ટીમર ઉપર પહોંચાડવાની તજવીજ કરી હતી. તે સામાન આવી પહોંચતાં સ્ટીમરના ખલાસીઓ દરેક કેબીનનો સામાન જુદો કરી જે તે કેબીનમાં મોકલી ગયા. અત્રે જણાવવાની ખાસ જરૂર છે કે સદરહુ ખલાસીઓને મજુરી દાખલ કાંઇ પણ આપવાનો નિયમ નથી છતાં બક્ષીસ તરીકે તેમને ચાર આનાથી તે એક રૂપીયા સુધી દરેક ઉતારૂને સામાનના પ્રમાણમાં આપવું પડે છે.

સામાન ગોઠવાયા પછી અમે તુતક ઉપર ફરવા ગયા. તપાસ કરતાં માલુમ પડયું કે સ્ટીમર આખી રાત મુંબાઇના ડોકમાંજ રહેવાની છે ને સોમવારે સવારે ૭ વાગે પોતાની મુસાફરી શરૂ કરશે.

આ મારી દરીયાની પહેલીજ મુસાફરી હતી. સ્ટીમરની વ્યવસ્થા પણ જોવાનો પ્રસંગ પહેલોજ હતો. મેલ સ્ટીમરમાં મુસાફરી કરનારને વધુ હાડમારી ભોગવવી પડતી નથી. દરેક જાતની સવળતા હોય છે.

## ખોરાકની રીતભાત.

સવારમાં સાતવાગે સ્ટીવાર્ડ (નોકર) ચાહ બીસક્રીટ તથા કેળાં નંગ ૨ અગર કોઇ પણ જાતનાં ફળ કેબીનમાં મુકી જાય છે. ઘણા અંગ્રેજો દાતણપાણી ચાહનુંજ કરે છે. ચાહ પીધા પછી મોં તથા હાથ ધોઇને વાળ બરાબર કરી કપડાં પહેરે છે. જો કે કેબીનમાં મોં સાફ કરવા માટે પાણી, સાબુ વિગેરે દરેક માણસને પુરાં પાડવાનો રીવાજ છે. સવારે નવ વાગે નાસ્તાને માટે ઘંટ વગાડવામાં આવે છે. દરેક માણસ પોતાની નક્કી કરેલી ખુરસી ઉપર જમવાના ઓરડામાં બેસે છે. ટેબલ ઉપર જે જે વસ્તુઓ જમવા માટે પીરસવાની હોય તેની યાદી (Menu card) એક કાર્ડ ઉપર છાપેલી મુકેલી હોય છે. ને તે લખ્યા પ્રમાણે વારાફરતી નોકર લાવે છે. જેને જે ન ખાવું હોય તેને માટે તે ના કહી શકે છે. સાધારણ રીતે જેઓ ફલાહાર ઉપર રહેવા માગતા હોય તેને માટે દૂધ, પોરીજ (Porridge) જવમાંથી બનાવેલું, બીસક્રીટ, સાકર, કાફી, ચા, કેળાં, સક્કરટેટ, વિગેરે ખાવાના પદાર્થ હોય છે. નાસ્તો પુરો થયા પછી એક વાગે ફરીથી (Lunch) જમવા માટે જવાનું હોય છે. તે વખતે બાફેલા તથા ઘીમાં તળેલા બટાટા, કોબીજ, ભાત, ચટણી, અથાણું, શાકની બનાવેલી દાળ, નારંગી અગર કોઇ પણ જાતનાં ફળ વિગેરે મળે છે. ચાર વાગે ચાહનો વખત થાય છે. તે વખતે ચાહ, બીસ્કીટ, માખણ ખાવાને માટે મળે છે. સાંજે સાત વાગે છેવટનું જમવાનું (Dinner) થાય છે. તે વખતે બપોરે જે વસ્તુઓ મળે છે તે ઉપરાંત જુદી જુદી જાતના આઇસક્રીમ, સુકો મેવો તથા દૂધમાંથી બનાવેલી પનીર (Cheese) આપવામાં આવે છે.

ઉપર પ્રમાણે જમવાની સગવડ સ્ટીમરમાં હોય છે. તે ઉપરથી ખુલ્લી રીતે જણાઇ આવશે કે આગબોટમાં ફળાહાર ઉપર રહેવું કેટલું સહેલું છે. તેમાં ખાસ કરી મને એક ખાસ સગવડ મળી હતી. સ્ટીમરનો અમલદાર કે જેના હસ્તક જમવા વિગેરેની વ્યવસ્થા રહે છે (Purser) તેની સાથે ઓળખાણ હોવાથી સાંજે ભાત તેમજ શાકની બનાવેલી દાળ વધુમાં મને મળતાં હતાં.

સ્ટીમરની બીજી સગવડો.

હજામની દુકાન, કપડાં ધોવાની સગવડ, કાગળો લખવા માટે એક ખાસ ઓરડીમાં (Smoking room) નોટ પેપર, કવર, ખડીઓ તેમજ હોલ્ડર રાખવામાં આવે છે, પોસ્ટ સ્ટેમ્પ, પુસ્તકોની લાયબ્રેરી, તથા દાક્તરની સલાહ. વિગેરે સર્વ સગવડ હોય છે. તબીયત સારી ન હોય તો દાક્તર દવા મફત આપે છે પરંતુ જો તે ઓરડીમાં (Cabin) જોવા આવે તો બે શીલીંગ ને ૭ પેન્સ એટલે રૂ. ૧-૧૪-૦ ફી આપવી પડે છે. નહાવા માટે જુદી ઓરડીઓ હોય છે, ત્યાં ગરમ પાણી દરિયાનું તેમજ મીઠું (Sweet) પાણી ગરમ પુરૂં પાડવામાં આવે છે.

આ સર્વ સગવડો ઉપરથી માલુમ પડશે કે ગોરમોના દીવસો દરિયામાં કોઇપણ જાતની અગવડ વગર સારી રીતે પસાર થઇ શકે છે.

મારો પોતાનો અનુભવ.

સોમવારે સવારે ઉઠતા માલુમ પડયુ કે સ્ટીમરે પોતાની મુસાફરી શરૂ કરી છે. નાસ્તો લીધા પછી થોડા વખત તુતક ઉપર આવ્યા પછી સ્ટીમર આમતેમ વધુ ડોલવા લાગી ને શરીરને બેચેન લાગવા માંડયું. કેબીનમાં આવી પથારીમાં સુતો. એકાદ બે ઉલટી થઇ. પથારીથી જરાપણ પથારીમાંથી બેઠા થવા પ્રયત્ન કરવામાં આવે કે તરતજ ઉલટી થવાની લાગણી (Vomiting sensation) થાય, કાંઇપણ ખાવામાં આવે કે તરતજ ઉલટી થાય. ફક્ત સુતાં સુતાં કાંજી જરા પીવામાં આવતી. આવી માંદગી બરાબર ચાર દીવસ રહી. પાંચમે દીવસે જરા આરામ થયો. આ ચાર દીવસમા દરિયો તોફાની હતો. તેથી સ્ટીમર આમતેમ ડોલતી (Rolling) અને ધેકડા મારતી (Pitching). પાંચમે દીવસે તુતક ઉપર જઇ જરા ખુલ્લી હવામાં બેઠો, ત્યારે પછી દરિયો શાન્ત હતો. છઠ્ઠા દીવસે એડન આવી પહોંચ્યા.

એડન-બંદર.

એડનમાં ઝાઝી વસ્તી નથી. અત્રે ઘણી ખરી સ્ટીમરો કોલસો તથા પીવાનું પાણી લે છે. પાણીની અત્રે ઘણી તંગી છે. પાણી વજનથી વેચાય છે. કિનારા ઉપર આવેલ ગ્યાસેક મકાનો છે ને પથ્થરની ટેકરી ઉપર સરકારી મકાનો તેમજ લશ્કરી અસ્લખાને છે. અત્રે તાપ ઘણો સખ્ત પડે છે. ઝાડપાન કંઇપણ જોવામાં આવતાં નથી—અત્રે એક મિત્ર જેઓ પોલીસ અમલદાર છે તેઓ અમે સ્ટીમર ઉપર મળવા આવ્યા ને પોતાને ત્યાં જમવા માટે લઇ ગયા. સાતમે દીવસે, આપણો સામાન્ય ખોરાક મળવાથી ઘણો આનંદ થયો.

એડને મારે "સાલસેટ" સ્ટીમર બદલી "પરશીયા" માં જવાનું હતું. બરાબર બે વાગે કુલોક સામાન સ્ટીમરના પ્રવાસીઓ "પરશીયા" સ્ટીમરમાં ચઢી ગયા. અને સ્ટીમર પાંચ વાગે એડન બંદરથી હંકારી ગઇ, તા. ૯ મી સપ્ટેમ્બરે સુએઝના પ્રભાત નજીક સ્ટીમરે લંગર નાંખ્યું આખો દીવસ સ્ટીમર સુએઝની નહેરના મુખ આગળ પડી રહી. સુએઝની નહેરમાં સ્ટીમર એકી વખતે આવ જા કરી શકતી નથી કારણકે તે ઘણી સાંકડી છે. આ નહેરની લંબાઇ આશરે ૯૨ માઇલ છે. બન્ને કીનારા ઉપર ઝાડ રોપેલાં છે; અને થોડા થોડા અંતરે ચોકીઓની ગોઠવણ કરેલી છે. જેથી અકસ્માત થવાનું કારણ ભાગ્યેજ બને છે.

સાંજે છ વાગે સુએઝની નહેરમાં અમે દાખલ થયા. મુસાફરી ઘણુંજ ઉંચા જીવવાળી હતી. કારણકે નજીકમાંજ લડાઇનાં તોફાનની નીશાનીઓ માલુમ પડતી હતી. સ્ટીમરના દીવા રાત્રે બુઝાવી નાંખવામાં આવ્યા ને લગભગ દસ વાગ્યાને સુમારે સ્ટીમરને બે કલાક થોભવું પડયું, જ્યારે સહીસલામતીની નીશાની ( Signal ) મળી ત્યારે મુસાફરી શરૂ થઇ. છેવટે અમે બીજે દીવસે સવારમાં પોર્ટસૈદ આવી પહોંચ્યા.

**પોર્ટસૈદ બંદર.**

આ બંદર ઘણું રમણીય ને સુંદર છે. કીનારા નજીક મકાનો ભવ્ય ને પથ્થરના બાંધેલાં છે. દુકાનો મુંબાઇની કોટની દુકાનો માફક મોટી તેમજ તેટલાજ ઠાઠમાઠવાળી જોવામાં આવે છે. સ્ટીમર નજીક ઇટાલીયન પુરૂષ તથા સ્ત્રીઓ સારંગી (Violin) તથા સિતાર (Mandoline) સાથે નાના હોડકામાં (Jouy boat) બેસી આવે છે ને ગાયન તથા સામાન્ય નાચ કરે છે. તે ઘણું આનંદદાયક તેમજ સુંદર હોય છે. ઉતારૂઓ પોતાની શક્તી મુજબ બક્ષીસ આપે છે. બાર તેર વર્ષના નાના સીદી છોકરાઓ દરિયામાં ડુબકી મારી નાનામાં નાની વસ્તુ જે તમે નાંખો તે તુરતજ શોધી કાઢે છે. ઘણા મુસાફરો ત્રણ પેન્સ તથા છ પેન્સના સીક્કાઓ જે આપણી બે આની તથા પાવલી જેટલા કદમાં હોય છે તે દરિયામાં ફેંકે છે તે આ છોકરાઓ તુરતજ ડુબકી મારી લઇ લે છે. અત્રે પાણી ઘણુંજ હોય છે છતાં તેઓ શોધી કાઢે છે એ એક અજાયબી છે.

સ્ટીમર સાંજે છ વાગે ઉપડવાની હોવાથી અમે શહેરમાં ફરવા ગયા, સ્ટીમરથી બંદર સુધી જવા માટે બે પેન્સ આપવા પડે છે અત્રે જો પાસપોર્ટ જે ઉતારૂ પાસે હોતો નથી તેને ઉતરવા દેવામાં આવતો નથી પાસપોર્ટ ઉપર સહી લઇ કસ્ટમસ ખાતા તરફથી ટીકીટ લીધા પછીજ શહેરમાં જવાય છે ને ત્યાં જતા પહેલાં કોઇ પણ જાતના પોસ્ટ કરવાના કાગળો ત્યાં પોષ્ટ કર્યાની તજવીજ પોલીસ અમલદાર કરે છે. શહેરમાં જોવા લાયક દુકાનો વિગેરે બતાવવા માટે પ્રમાણપત્રવાળા દુત ( Certified Guide ) મળે છે જેની ફી કલાક ઉપર હોય છે ઓછામાં ઓછી ફી બે શીલીંગ હોય છે. કેટલીક દુકાનો તેમજ બાગની ચીજો વિગેરે જોયા પછી અમે એક વાગ્યાના સુમારે પરત સ્ટીમરપર આવ્યા. અત્રે ફળ ફળાદી ઘણુંજ જુદી જુદી જાતનાં તથા કિંમતમાં પણ સસ્તાં મળે છે, બપોરે એક જાદુગર હાથ ચાલાકીના ખેલ કરવા સ્ટીમરમાં આવ્યો ને પોતાની હાથ ચાલાકીથી સઘળા ઉતારૂઓને ખુશ કીધા ખાસ કરીને તેની ખપ પુરતી ઈંગ્રેજી ભાષાની માહીતી ઘણી આકર્ષક હતી લગભગ આ માણસને એક પૌંડથી વધારે કમાણી થઇ હશે.

છેવટે સાંજે સ્ટીમર પોર્ટસૈદથી ઉપડી પોર્ટસૈદના બંદર નજીકના દરિયામાં એક મોટી દીવાલ ( Bund ) બાંધેલી છે ને બરાબર મધ્ય ભાગમાં લોર્ડ કીચનરનું બાવલું (Statue) સને મરમરનું તેની યાદગીરી માટે ઉભું કરેલું છે.

સ્ટીમરમાં સઘળા મળીને આશરે અઢીસો ઉતારૂઓ હતા, તેમાં હીંદુઓ ફક્ત પાંચ હતા, દરરોજ લડાઇના જુદા જુદા ફંડ માટે લોટરી કાઢવામાં આવતી હતી, ઇનામની રકમ બાદ કર્યા પછીની બચત રકમ લડાઇના ફંડમાં આપવામાં આવતી હતી, આવી રીતે લગભગ પચાસ પૌંડ ભેગા કર્યા હશે, એક ગાયનનો જલસો લોર્ડ આર્થી કે જેવણ આપણા બેક ધિ ગવર્નર નામદાર લોર્ડ વીલીંગડનના સસરા થાય છે તેમના પ્રમુખપણા નિચે

કરવામાં આવ્યો હતો, તેઓની તબીયત સારી નહી હતી છતાં પોતે હાજરી આપી એક નમુનેદાર ભાષણ કર્યું હતું અને જલસો ઘણો ફતેહમંદ થયો હતો.

આ વખતે જુમધ્ય સમુદ્રમાં સબમરીનનું આક્રમણ દરેકને ચિન્તા ઉપજાવનારૂં હતું. દરેકની કેબીનમાં જીવ બચાવવાનો પટો ( Life belt ) પથારી ઉપર મુકવામાં આવ્યો હતો અને તે દરેકને કેમ પહેરવો તેની સમજુતી આપવામાં આવી હતી, પરંતુ સ્ટીમરના કેપટનની બાહોશીથી અમારી મુસાફરીમાં કોઇ પણ જાતની અડચણ નડી નહી. બીજી બધી રીતે મુસાફરી, અમે મારસેલ્સ પહોંચ્યા ત્યાં સુધી આનંદદાયક હતી, તા. ૧૩ મીએ સવારે દરિયાની મુસાફરી પુરી કરી મારસેલ્સ બંદરે સવારે ૧૧ વાગે ઉતર્યા, બંદર ઉપર ઉતારૂઓની સગવડ માટે થોમસકુક અને મનના માણસો આવે છે તેને અમે અમારો સામાન સોંપી શહેરમાં ગયા.

અમે મજુરી ઘણી આપવી પડે છે સ્ટીમરમાંથી ડોકમાં લાવવાની મજુરી રૂ. ૧–૪–૦ થોમસકુક પાસે અમારો સામાન આખો દીવસ રાખ્યો હતો. ડોકમાંથી સ્ટેશન ઉપર સાંજે સામાન અમને સહીસલામત મળ્યો. થોમસકુકની એજન્ટની મજુરી વિગેરેનું બીલ રૂ. ૪–૨–૦ મારે આપવું પડયું. દાસીના ફક્ત બેજ હતા. પેરીસ જવા માટે ટ્રેન સાંજે ૭ વાગે ઉપડતી હોવાથી તેમજ શહેરમાં બ્રીટીશ કોનસોલની સહી લેવાની હોવાથી અમે મારસેલ્સ શહેરમાં વિક્ટોરીયા ગાડીમાં ગયા.

### મારસેલ્સ શહેર.

ખાસ કરીને દરેક મુસાફરે ફ્રેન્ચ ભાષા જાણવાની જરૂર છે કારણ કે ઘણા થોડા માણસો અંગ્રેજી ભાષા સમજે છે મારી સાથે બીજા બે ગૃહસ્થો હતા જેઓ ફ્રેન્ચ જાણતા નહોતા એટલે અમારે થોડી હાડમારી ભોગવવી પડી. સૌથી પહેલી ફરજ અમારે અમારો પાસપોર્ટ ( Pass port ) બ્રીટીશ કોન્સલ પાસે લઇ જઇ તપાસ કરાવી ( Vised ) મારસેલ્સના ગવર્નર ( Prefect ) ની સહી લેવાની હતી, અમે બ્રીટીશ કોન્સલની ઓફીસમાં ગયા ત્યાં તેઓએ જોયું કે પાસપોર્ટ ઉપર દરેક ઉતારૂની છબી ( Photo ) ચોંટાડેલી હોય છે છતાં વધારેની એક કોપીની માગણી કરી ને જો તે ન આપીએ તો સરકારી અમલદારની સહી મેળવી અશક્ય કહ્યું, અમારી પાસે વધારાની ફોટો કોપી ન હોવાથી અમે સરકારી અમલદારની ઓફીસ ( Base Commander's Office ) એક કલાક રખડીને શોધી કાઢી. ઓફીસર હાજર ન હોવાથી બે કલાક પછી આવવાનો હુકમ મળ્યો. અમે કંઈ પણ ખોરાક લીધેલો ન હોવાથી અમે સખત ભુખ્યા થયા હતા. અત્રે ઘણી હોટેલો તથા ઉપહાર ગૃહો છે પરંતુ દરેકના દરવાજા બંધ રાખવામાં આવે છે કારણ કે પવનનું જોર અત્રે વિશેષ રહે છે. અમે તદન અજાણ્યા અને ભાષાથી અજ્ઞાન હોવાથી કોઇ પણ ઠેકાણે જઇ શક્યા નહિ છેવટે પોલીસના સિપાઇને કોઇ પણ હોટલમાં લઇ જવા માટે સંજ્ઞા કરી સમજાવ્યો ને તે અમને એક ઉપહારગૃહ કે જ્યાં લડાઇના કામ માટે પંજાબમાંથી કેટલાક કોલેજના વિદ્યાર્થીઓ અત્રે દાક્તરી મદદ માટે આવ્યા હતા તેઓ જમતા હતા ત્યાં લઇ આવ્યો. આ ફ્રેન્ચ સિપાઇ એટલો બધો પ્રમાણીકને ગુજરાઇના લક્ષણવાળો હતો કે તેને અમે બક્ષીસ આપવા માગી તે તેને લીધી નહિ એટલુંજ નહિ પરંતુ અમને તેણે ફ્રેન્ચ ભાષામાં પુછયું કે તમે સંતોષ પામ્યા ? આવી ચાલ ચલગતવાળા

**પંચની કાર્ય પદ્ધતિ.**

આ એકડાંનો પંચ ગામ કઠલાલ અને ભાનેર છે. જ્યારે નવે ગામનું પંચ બાકીનાં સાત ગામોમાંથી વારાફરતી એક ગામમાં ભરાય છે. પંચની કાર્ય પદ્ધતિ એકંદરે સારી છે. પ્રથમ કઠલાલ ભાનેરનું પંચ કેટલીક બાબતોમાં તપાસ કરી સાધારણ નાનાં કાગોના નીકાલ કરે છે. મહત્વનાં કામો અને મોટાં ગુન્હાની સુનાવણી નવે ગામના પંચ સમક્ષ ચાલે છે. પ્રથમ સમસ્ત પંચ આગળ કામની સુનાવણી, સવાલ જવાબ, અને જુબાનીઓ વગેરે થયા બાદ કઠલાલનાં પાંચ અને ભાનેરનાં પણ થઇ દીઠ એક એક મળી આઠ અને બાકીનાં દરેક ગામ દીઠ એક એક એમ એકંદર પંદરેક માણસો નીર્ણય કરવા ઉઠે છે. અને તેઓ પૈકીના ચાર પાંચ શિરપંચ તરિકે વીચાર કરી છેવટ ફેંસલો આપે છે. એકંદર વીચાર કરતાં કેવળ નિઃપક્ષપાત ન્યાય તોળવા આ પદ્ધતિ સારી અને સરળ છે. પરન્તુ બીજી રીતે જોતાં તે નામનીજ છે. કેમકે પંચમાં પક્ષાપક્ષનું જોર ઘણું છે. સબળ પક્ષવાળો કે જથાવાળો જીતે છે. વળી પક્ષાપક્ષ વધારે છે તેથી એક કે બે દીવસના કામને બદલે આઠ દશ દીવસ સુધી પંચને રોકાવું પડે છે. અને મોટા ખર્ચમાં ઉતરવું પડે છે. દરેકને ઇન્સાફ મળે અને પંચ ભરાવા પાછળ જે મોટો ખર્ચ થાય છે તે કમતી થાય એવી કોઇ યોજના દાખલ કરવાની જરૂર છે.

**આર્થિક સ્થિતિ.**

એકડાના માણસોની આર્થિક સ્થિતિ સાધારણ છે. વેપાર મુખ્યત્વે કાપડનો, વ્યાજુ ધીરધાર અને અનાજ-ઘી-વગેરેનો છે. સંવત્ ૧૯૫૬ નો દુષ્કાળ અને તે પછીનાં કેટલાંક ખરાબ વર્ષોને પરીણામે આ એકડાના લોકોને ભારે હાની પહોંચી છે. અને હજી સુધી પૂરતી ઘવા વળી નથી. જમાનાને અનુસરી ઉદ્યોગની દીશા બદલી લોકો પોતાની સ્થિતિ સુધારવા બનતો પ્રયાસ કરી રહ્યા છે. હાલમાં કઠલાલ, ભાનેર, મહુધા વગેરે ગામોને રેલ્વેની સગવડતા થવાથી વેપારની વૃદ્ધિ થશે, અને લોકોની સ્થિતિ સુધરશે એવી આશા છે. છતાં પણ સામાન્ય વર્ગમાં કેળવણીનો બહોળો ફેલાવો થશે નહિ ત્યાં સુધી એ આશા વહેલી ફળીભૂત થવા સંભવ નથી.

**કન્યાવિક્રય.**

કન્યાની મોટા પ્રમાણમાં અછત છે. સાટાં-ત્રેખડાંનો રીવાજ પ્રચલીત છે. કન્યાવિક્રય થાય છે, પણ તે જવલ્લે જ. કન્યાવિક્રય કરનાર વધારામાં વધારે રૂ. ૭૫૧) સુધી લેઇ શકે એવો પંચે ધારો બાંધ્યો છે. છતાં પણ વિક્રય થાય છે, ત્યારે તેનો આંકો રહેતો નથી. કન્યાવિક્રય થવાનાં મુખ્ય બે કારણો છે, અને તે ખુલ્લાં જ છે. એક તો અજ્ઞાન અને અભણ લોકો પોતાના વાર્ષિક ખર્ચ જોગ પણ કમાઇ શકતા નથી. અને બીજું કે ઘેર ખર્ચ આવે તે નાતના રીવાજ મુજબ કર્યા વગર છુટકોજ નહિ આમ બન્ને રીતે લોકોને દેવાં થાય છે. અને જ્યારે દેવાની રકમ વધી જાય છે ત્યારે છેવટ કન્યા વેચવા સિવાય તેમને બીજો કોઇ રસ્તો સુઝતો નથી. દેવાના પ્રમાણમાં લોકો આંગણે બાંધેલા ઢોરની માફક પોતાની કન્યાઓની કીંમત મૂલવે છે. અને ઉપજેલા પૈસા માબાપનાં કારજમાં, વહુના સીમન્તમાં કે ચાલુ ખર્ચોને માટે કરેલા દેવામાં અને નાની ઉમ્મરની કન્યાને આધેડ ઉમ્મરના માણસ સાથે પરણાવવા પાછળ નાતો કરવામાં ખર્ચી નાંખી પોતે તો હાથ ઘસતો જ રહે છે. જ્યાં અમાસની મધ્ય રાત્રીના અંધારા જેવી સ્થિતિ છે, ત્યાં સુધારાની ઝાંખી પણ ક્યારે થશે તે કલ્પી શકાતું નથી !

મરણ પાછળના વરા, સીમન્ત પ્રસંગે કેટલાક નિર્લજ રીવાજ વગેરે વગેરે ઘણા અનિષ્ટ અને હાનીકારક રીવાજોના સમ્બન્ધમાં મર્હુમ વકીલ કેશવ-

**વરા, મોટાં ખર્ચો.** લાલ મોતીલાલે સંવત્ ૧૯૫૫ ની સાલમાં સુધારાનો એક ખરડો પણ આગળ વિનતિરૂપે રજુ કરેલો. તેમાં સૂચવેલા સુધારા વધારા એકદમ અમલમાં મૂકવામાં આવ્યા નહોતા. પરન્તુ ત્યાર પછીનાં વર્ષોમાં લોકોની સ્થિતિમાં બહુ મોટો ફેરફાર થયો. ઉઘરાણીઓ ડુબી ગઇ, ખેતરની આવક બંધ થઇ. અને ચાલુ આવક પણ ઘટી ગઇ. ત્યારે લોકોની આંખ ઉઘડી. અને ખર્ચો કમી કરવા તરફ દરેકનું મન દોરાયું. હાલમાં તેનો કંઇક અમલ થયો છે પણ ખરો. મરણ પાછળ એકલું અમીઆરમું કરે ચાલે છે. પછી વધુ ખર્ચ જેને જેટલું કરવું હોય તેટલું થઇ શકે છે. સીમન્ત પ્રસંગે મોટા વરાનો તથા શેરીએ રથમાં બેસાડી ગામમાં ફેરવવાનો રીવાજ બંધ કરવામાં આવ્યો છે. તે પ્રસંગે હાલમાં માત્ર સગાંને જમાડવાનો રીવાજ છે. આટલો પણ રીવાજ સુધારાની નજરે જોતાં હાનિને પાત્ર લાગે છે. માટે તે તદ્દન નાબુદ કરવો જોઇએ.

**કેળવણી.** કેળવણીની બાબતમાં આ એકડો બહુ પછાત છે. એકડાની મુખ્ય વસતિ ગામડાંઓમાં છે. દરેક ગામમાં આજસુધી નિશાળો નહોતી. એટલે લોકો પાસેના મોટા ગામમાં જ્યાં નિશાળ હોય ત્યાં પોતાનાં છોકરાંને મોકલી ભણાવતા. અને સાધારણ લખતાં વાંચતાં આવડે એટલે પોતાના વેપારમાં જોડી દેતા. તે વખતના ત્યાંના વેપાર પણ એવા કે એટલા ભણતરથી ખર્ચ જોગ કમાણી થાય અને કંઇક બચત પણ રહે. કેળવણી આપવા સંબંધીની હાલની ખરી વસ્તુ-સ્થિતિ એવી છે કે માને છોકરૂં ઘેર સાચવવું પડે તેના કરતાં નિશાળમાં છો બેસાતું. આમ બે-ત્રણ વર્ષ કારભાર ચાલે. પછી જો છોકરો હોય તો તેને સમજાવી ફોસલાવી ચાર-પાંચ વર્ષ નિશાળે મોકલે. તે દરમીઆન તેનામાં કેળવણીના સંસ્કાર પડે તેટલા ખરા. પણ છોકરી-ઓને તો તેનાં બીજાં નાનાં ભાઇ બાન્ડુઓને સાચવવા સારૂ નિશાળેથી ઉઠાડી લે—એમ કરતાં નવેક વર્ષની ઉમ્મર થાય એટલામાં તો માબાપને છોકરાં પરણાવવાની ઉતાવળ આવે! જ્યાં આ હકીકત છે ત્યાં છોકરાંને યા છોકરીઓને ભણાવવાનો કે ભણવાનો વખતજ ક્યાં? છોકરાને અંગ્રેજી ભણવા બહાર ગામ મોકલવાનો વખત આવે તે પહેલાં વહુ ઘેર આવેલી બની થઇ હોય, એટલે છોકરાને ઘર છોડી પરગામ રહી વિદ્યાભ્યાસ કરવામાં મન ક્યાંથી રહે? આવી મુશ્કેલીઓ છતાં પણ દેખાદેખી કહો, કે અંગ્રેજી ભણતરમાં લાભ સમાએલો છે, તેથી તે તરફ લોભાઇને કહો, પણ હાલમાં છોકરાઓની મોટી સંખ્યા અંગ્રેજી વિદ્યાભ્યાસ કરે છે. અને આશા છે કે દિનપરદિન એ સંખ્યામાં વધારો થતો જ જશે. અપૂર્ણ.

---

## "શ્રી તુપગામ તડાના ખડાયતા પંચભાઇયોને વિનંતી."

**(જ્ઞાતિનું અવલોકન.)** તુપગામના તડામાં (તડમાં) આઠ ગામો અને ઓગણીસ ઘર છે. તે નીચે મુજબ—

| ગામનું નામ. | ઘર સંખ્યા. | વિસા ખડાયતા. | દસા ખડાયતા. |
|---|---|---|---|
| તુપગામ. | ૧ | ૧ | ૦ |
| ચોક | ૩ | ૨ | ૧ |
| ડોસલપુર. | ૪ | ૩ | ૧ |
| કસોના. | ૧ | ૧ | ૦ |



| | | | |
|---|---|---|---|
| ખાલાપુર. | ૧ | ૦ | ૧ |
| દહિવેલી. | ૬ | ૪ | ૨ |
| કોહીલ. | ૧ | ૧ | ૦ |
| વદપ. | ૨ | ૨ | ૦ |

તેમાં કોહીલ અને વદપ બંને ગામો કોહીલ તડામાં ગણાય છે, પણ તે તુપગામના તડામાં સામીલ છે!

કોહીલ ગામ શિવાય બાકી સરવે ગામોવાળા શ્રી ગુજરાત મધે મોડાસા એકડાના છે. અને તેમાંનો લ્હાણા—હોતરાં, વિગેરેનો સંબા ગુજરાત મધે ચાલે છે. સુમારે સો, પચાસ વરસથી ઉપરના ખડાયતા ભાઇઓ, વેપાર માટે ગુજરાતથી અહીં ( દક્ષણમાં ) આવી ઉપર દાખલ કહેલા ગામોમાં તડા ( તડ ) કરીને રહેલા છે! અને ગુજરાતનાજ રીતરીવાજો મુજબ અત્રે પણ લ્હાણા—હોતરાનો વિગેરે વિગેરે સંબા રાખી રહેલા છેજ! એટલે તુપગામ તરા બાબતે રીતરીવાજો ઉપર દાખલ કરેલા ગામે ચલાવે છે, અને મોડાસા એકડાના, મોટા પંચના રીતરીવાજો ગુજરાત મધે પોતપોતાના ગામોમાં રાખી રહેલા છે!

અને કોહીલવાળા ભાઇ ખાનદેશના એકડાના છે!

હમારા મોડાસા એકડામાં બાળલગ્ન, કન્યાવિક્રય, મરણ પાછળ રડવા કુટવાનું (કાંણ) દાહાડાની નાતો, શ્રીમંત વખતની નાત, વિગેરે વિગેરે રીતરીવાજોમાં હાલના કાળને અનુસરીને ઘણુંજ ફેરફાર કરવાની જરૂર છે, પણ મુળ ગુજરાતના રીવાજો થકીજ રીવાજ ચાલુ થયા છે માટે મોટું પંચ—(એકડાનું—સાજના) ભેગું થયા વિના ફેરફાર થવો અસંભવિત છે! જ્યાં તડામાં ફેરફાર કરવા, તડાના પંચભાઇઓ મુખત્યાર છે, હાલ તુપગામ તરાના પંચભાઇઓ ઘણા દીવસથી એકઠા થયેલા નથી. તેથી કરીને નીચે મુજબ ઓપરવાઇ સાઠી ચાલુ થઇ છે.—

તુપગામ તડામાં પ્રતિ વરસે નીચે મુજબ ચાર ઓચ્છવો જેના તેના ફારા મુજબ ફરતા દરેક ભાઇપો જે કરતા હતા, તે નિચે મુજબ—

૧ શ્રી પવિત્રા એકાદશીનો ઓચ્છવ શ્રાવણ સુદી અગીયારસના દીવસે કરવા માટે, તુપગામવાલા શા. ડુંગરદાસ દલુચંદે રૂપીયા આઠસો તડામાં મુકેલા છે!
૨ શ્રી માણેકઠારી પુનેમનો ઓચ્છવ આસો સુદી પુનેમના દીવસે કરવા માટે, દહિવલીવાલા કે૦ વા૦ શા. ઝવેરદાસ હેમચંદે રૂપીયા ૬૦૦) છસો તડામાં મુકેલા છે!
૩ શ્રી રામનવમીનો ઓચ્છવ ચયતર સુદી નવમીના દીવસે કરવા માટે દહિવેલીવાલા કે૦ વા૦ શા. ઝવેરદાસ કેશવજીએ રૂપીયા ૭૦૦) સાતસો તડામાં મુકેલા છે!
૪ શ્રી કોટયર્કરાયનો ઓચ્છવ કારતક સુદી એકાદશીના દીવસે કરવાનો તે જેના તેના ગાંઠના ખરચથી ફાળા મુજબ ફરતો દરેક ઘેરે કરવાનો ઠરાવેલ છે અને તેરીજ રીતે થતો આવતો હતો?

ઉપરની રકમ દરેક ઘરોમાં સરખા ભાગે વ્યાજે મુકેલી છે અને તેના વ્યાજની ઉપજમાંથી ઓચ્છવનું ખરચ કરવું તેવું ઠરાવેલ છે! હાલ લગભગ ચાર, પાંચ વરસથી સદર તડામાં ખાનગી અદેખાઇના લીધે કુસંપે વાસ કરેલો છે અને તેથી ઓચ્છવો, નાતો વિગેરે વિગેરે બંધ પડયાં છે!

ભાઈઓ વિચાર કરો કે પારકા પઇસા ખરચી ઓચ્છવો કરવાના તે જો બંધ પડયા તો પછી મોંઢનું ખરચી કરવાનો શ્રી ઇષ્ટદેવનો ઓચ્છવ અને મરણ પાછળની નાતો (દહાડા) વિગેરે કોણ કરતું હતું—ઓચ્છવો બંધ થવા થકી તેની વ્યાજની ઉપજની રકમ લગભગ રૂપીયા આડસોના સુમારે એકઠી થઇ છે, તો કોઇ ભાઇઓના વિચાર ચાલે છે જે રહેલા ઓચ્છવની અને મરણ પાછળના દાહડાની વિગેરે નાતો ચાલુ કરી બે માસ સુધી ઘરનું અન ખાવું નહીં એવો સંકલ્પ મુકવો ?

તો કોઇ ભાઇઓ કહે છે જે દહાડાની રહેલી નાતોના ઠરાવ મુજબ રૂપીયા લેઇ, યા ઓચ્છવોની વધેલી વ્યાજની રકમ, કુલ રૂપીયાનું લાંણુ કરવું—તે "તુણગામ તફાના પંચ સમસ્ત"ના નામથી કરવું તેમાં કોઇ ભાઇઓ મત ચલાવે છે જે સોનાની મોહરની વેંટીયો લાવો તો, બીજા કહે છે જે ચાંદીના લોટા થવાનાં અને પીતાંમ્બર લાવો ! અહાહા ? કેવી હસવા જેવી વાત છે ? કે પોતાના નામ રમણીય માટે ઓચ્છવો ચાલુ રાખવા મુકેલી રકમ, લાંણા તરીકે ને વળી તફાના નામથી લાંણું વપરાય ' આ શું અણુઘટતી વાત ઓછી કહેવાય ? હશે ! ઉપરના જ્ઞાતિ ભાઇઓ, જમીન, ધીરધારનો ધંધો, રમસમીલ અને નોકરીનો આધાર કરે છે ? અને સાધારણ સારી સ્થિતિમાં છે. હવે પેટલાદ

(વિનંતી.) હોલમમાં તુણગામ તફાના પંચભાઇઓ એકઠા થવાના છે તેઓને હું વિનંતી કરું છું જે ૧ ગયેલો દીવસ ફરીથી આવતો નથી–વખતવિના વાજાં શોભતાં નથી–નાહક પાછળથી શીરો પુરી, બરફી પેંડા ખાઇને જીભડાની ધન ક્યાંથી ગયેલો અમુલ્ય દિવસ ફરીથી મેળવી શકશો નહીં ' અહે શીરો પુરી ખાવાની છે તો આગળ ના ઓચ્છવો અને નાતો બંધ ના રહે તેની તજવીજ ક્યાં કરશોજી ? આપણી જ્ઞાતિમાં નિરધારી બાળકોની સંખ્યા ઘણી છે. અને નીરાધારી હોવાથી તેમને કેળવણીનું શિક્ષણ બીલકુલ મળતું નથી–તેથી ઉપરની રકમ પાછળથી જમણ જમવામાં તેમજ લાંણા વિગેરેમાં ના વાપરતાં રકમ મુકનાર આસામીના નામથી સ્તકાર્યમાં વાપરવી જોઇયે ? અગર અહે તફાના આગેવાનોને મોટાઇ મેળવવી હોય તો ભલે તફાના નામથી પણ ઉપરની રકમનો વ્યય સ્તકાર્યમાં (કેળવણી ફંડ) થાય તો–તેનો લાભ લેતા બાળકો કેળવણીનો લાભ લેઇ સારી સ્થિતિમાં આવી પહોંચશે. અને જ્ઞાતિનો પણ સુધારો થશેજ ! પણ જુગ જુના ચાલતાંની અદેખાઇ નાબુદ થયા વિના જ્ઞાતિનો સુધારો થવો મુશ્કેલ છે. માટે મારા વહાલા ભાઇઓ આપ આપની અદેખાઇ, મોટાઇ, મિથ્યાભિમાન, કુસંપ વિગેરેનું બીજ નાબુદ કરો બાદ એકઠા થવા ધરના ભદાર પગલું ભરજો ! મેલા ભાઇના તેજમાં ના તણાતાં ખરો ખબર ન્યાય કેવા રીતેજી નહીં તો જુજ ઘરોમાં કદાપિ બે તડ પડવાનો સંભવ છે અને ન કરે નારાયણ —જો બે તડ પડ્યાં તો પછી એકઠું થવું મુશ્કેલ છે ?

કહેલું છે કે— સજન હેરી પ્રેમકી જાન તણોર ટુટ જાય,
તુટે ફેર મંધાય નહીં જોડમે ગાંઠ પડ જાય.

માટે તેજમાં બીન કુલ તણાઇ જવું નહીં ?

આરા ગામોમાં સપ બરાબર જોઇયે–માણસ એકલો રહી શકતો નથી માણસને બીજાની જરૂર પડે છે, સંપથી બધું બાવ ઉત્તમ થાય છે સપ થકી આપણે સારી રીતે રહી શકીયે જીવે ? સુતરના જુદા જુદા તાંતણા ઝટ તુટી જાય છે પણ જો તેનું એક દોરડુ બનાવ્યું તો એક મદોન્મત હાથીને પણ બાંધી રાખે છે આપણે ચોથા ધોરણમાં "ડોસો અને તેના ચાર દીકરાઓ"નો જે પાઠ વાંચેલો છે તેમાંનો સાર આવા કામમાં

ખાસ લેવા જેવો છે–કુસંપ એક જાતનો કીડો છે અને જો તે પેઠો તો કલેજું કોતરી ખાય છે માટે તેને પેસવા દેવામાં ના આવે તેમ સાઈ–કુસંપથી કેવી રીતે માણસોનો સર્વસ્વ નાશ થયો છે તે આપ સર્વેએ ઇતિહાસથી ખબર મેળવેલી છે. માટે કુસંપનો જરૂર જરૂર નાશ કરવો જોઈયે? અને એકઠી થયેલી રકમ જેના તેના નામથી અગર આગેવાનોને સાજતું હોય તો ભલે. **"શ્રી તુપગામ તફાના કેળવણી ફંડ!! ના નામે** એક ફંડ ઉભું કરી તેના વ્યાજની ઉપજમાંથી નિરધારી બાળકોને મદદ કરી શીક્ષણ અપાવવું. અને તેનો હીસાબ રાખવા માટે બે મેંમ્બરો નિમવા અથવા શ્રી ઇષ્ટ દેવ કરશે તો થોડાક સમયમાં આપણા મોડાસામાં એક બોર્ડીંગ સ્થાપન હોવા સંભવ છે તો તેમાં આ રકમ "શ્રી તુપ ગામ તફાના કેળવણી ફંડ" ના નામે જમે મુકાવી ઉપજમાંથી શીક્ષણ આપવામાં વાપરવું. એવો ઠરાવ પ્રસાર થવો જોઈએ. ઉપરના લખાણ થકી, શીરો પુરીના જમણની, અને વીંટીયો, પીતામ્બરની આસા રાખવાવાળા–મ્હારા વ્હાલા બન્ધુઓને ખોટું લાગશે ખરૂં પણ તેમ ના કરતાં નિરધારી બાળકોનું હજાર ઘણું સમાધાન થશે એવું હું ધારૂં છું. તફાના આગેવાનો ઉપર મુજબ મતો મેળવી કેળવણી ફંડ ઉભું કરશે એવી હું નમ્રતાપૂર્વક વિનંતિ કરૂંછું?

હે પરમકૃપાળુ પરમાત્મા શ્રીકોટયર્કરાય—મારા પ્રીય પંચભાઈયોનાં અંતઃકરણોમાં કેળવણી ફંડનું બીજારોપણ કરીશાજ કરીશ. ( સંપૂર્ણ. )

લી० એક ભ્રમર.

કોણ ઓળખી શકે દરદ રૂપી ભ્રમર તણું નામ શું ॥
દરદ ઓળખ્યા વિના ઔષધોનો ઉપાય શું ॥ ૧ ॥
કોણ રસાયણ ના વાપરતાં વનસ્પતિ વિના વળે શું ॥
ઉપલા આધ્યક્ષરો મળી આગળ પવિત્ર માસનું નામ લખી વાંચો–
વિશેષ નામ થાય શું? ॥ ૨ ॥

( ભ્રમર. )

## ચર્ચા પત્ર,

તંત્રી. "ખડાયતા મિત્ર."

જોગ નીચેના ચર્ચાપત્રને તમારા માસિકમાં સ્થાન આપશો.

"ખડાયતા મિત્ર" નો ફાગણ મહિનાનો અંક થોડા દિવસપર મારા ટેબલપર હતો, તે વખતે "અંબુ" ની સહીથી છપાયલું એક ચર્ચાપત્ર મારા દીઠામાં આવેલું: એ ચર્ચાપત્રમાં વિદિત થએલા નડીઆદના સમાચારથી ખરેખર ખુશી થવા જેવું ખરૂં, તથાપિ એટલીજ ગમગીની ઉમરેઠના સમાચારને અંગે ઉપજે છે. મારે જણાવવું જોઇએ કે, મને ઉમરેઠ માટે જેટલી ચોક્કસ ખાતરી છે, તે પ્રમાણે ઉમરેઠની ગ્નાતનાં ગણાતાં લગભગ અગિયાર (?) તડમાં અત્યાર લગણ કશુંજ સમાધાન થયું નથી અને એ ઉમરેઠની ગ્નાતિનો સઘળો પાયો પોતાની કાયમની પદ્ધતિ પ્રમાણે સવ્યાંજ કરે છે. ચર્ચાપત્રીએ કેવી બાતમીથી "ઉમરેઠનાં તમામ તડ એક" થયાનું જણાવ્યું હશે તે કળી શકાતું નથી.

માસિકના તંત્રીને ગ્નાતિને લગતી છાપવા યોગ્ય ખબરો નથી મળી શકતી અને તેથી પોતે દિલગીરી અને લાચારીથી ગ્રાહકોને ઘટતો ઠપકો દે છે એ ઉદાર દિલથી સૌએ ઝીલી

લેવો ઘટે છે. મેં પણ એ નૃપદો લીધો છે અને હવે પછીથી ઉમરેઠની ખડાયતા જ્ઞાતિને લગતી ઝીણી, મોટી, જુદી અને જોઈતી ખબરો પૂરી પાડવાનું હું વડોરી લઉં, તો પત્રના તંત્રીશ્રી તરફથી પત્ર દ્વારા જવાબ મળવો ઘટે છે કે તેઓશ્રી વિના સંકોચે, સાચા અને નિષ્પક્ષપાતી સમાચારો, છાપશે ?

આ ચર્ચાપત્ર ચૈત્ર-મહિનામાં છપાય, ને ચર્ચાપત્રની નીચે તંત્રીની જવાબ રૂપ નોંધ આવેલી જણાય, તો તે પછીના અંકોમાં નિયમિત સમાચારો મોકલાવવાની વ્યવસ્થા ઉપરાંત ઉમરેઠની જ્ઞાતિમાં એટલાં બધાં તડ પડવાનું કારણ અને લાંબી મુદત સુધી પડેલાં કજીયાખોર તડ ટકી રહી, કદી પણ સમાધાન નહિ થવાનું કારણ સુદ્ધાં પ્રતિપાદન કરીશ.

કેશવ હ. શેઠ (ઉમરેઠ.)

---

## તંત્રીનો જવાબ.

અમે જણાવવાને ખુશી છીએ કે અમે ગઇ વખતે લીધેલી નોંધના જવાબમાં અમને આવડું એક પણ ચર્ચાપત્ર મળ્યું છે અને એક પણ મારા યુવાન જ્ઞાતિબંધુએ ઉમરેઠ કે જે આવતી વખતની પરિષદનું સ્થાન છે ત્યાંની આપણી ખડાયતા જ્ઞાતિને લગતી દરેક જાતની છાપવા યોગ્ય ખબર પૂરી પાડવાનું માથે લીધું છે. ઉમરેઠ આ વર્ષને માટે દરેક જ્ઞાતિબંધુનું ધ્યાન ખેંચી રહે એ સ્વાભાવિક છે અને તેને લગતી પુરતી ખબર મળતી રહેશે તો પણ જ્ઞાતિબંધુઓને તેમાંથી ઘણું જાણવાનું મળશે પણ આ ચર્ચાપત્રમાં જણાવ્યા પ્રમાણે ઉમરેઠની જ્ઞાતિમાં હજીપણ અગીઆર તડ હસ્તી ધરાવતા હોય અને બીજા એક ઉમરેઠવાસીના જણાવ્યા પ્રમાણે તેમાં પણ એકનો વધારો થયો હોય તો તે બાબત ખરેખર ખેદકારક છે ને અમે શ્રીડાકોરરાય પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે પરિષદ દેવીની પધરામણી પૂર્વેજ અગર તેના આગમન પછી તેના પરીણામ રૂપે તે તડ તથા તેથી ઉત્પન્ન થતા કુસંપ કલેશ દૂર થઇ સંપની વૃદ્ધિ કરો ને "અણુ" ની આપેલી ખબર ભવિષ્ય વાણી રૂપે ફળી જ્ઞાતિ ઉન્નતિના અમારા કાર્યમાં ઉમરેઠે જે ઉત્સાહથી પરિષદને આમંત્રણ આપવાનું કાર્ય ઉપાડી લીધું છે, તેજ ઉત્સાહથી ઉમરેઠ પહેલ કરો ને બીજાને અનુકરણ કરવા લાયક નીવડો.

ચર્ચાપત્રિનો જવાબમાં અમારે એટલુંજ જણાવવાનું કે અમે અમારી નોંધના (૨) આંક-વાળા પેરામાં જણાવ્યું છે તેથી અમે ફક્ત જુદા જુદા ગામની જ્ઞાતિમાં બનતા બનાવોની નોંધ લેવાની ઇચ્છા રાખીએ છીએ અને ખરી રીતે તેવા બનતા બનાવોની તપસીલ મોકલવામાં પક્ષપાત કે નિષ્પક્ષપાતપણાનો સવાલ ઉભોજ થતો નથી. ખબરપત્રીને તો ફક્ત બનતા બનાવ જેવી રીતે બને તેવીજ તેની ટીપ મોકલવાની છે. પછી તેનાપર ટીકા કરવા જવું તે ખબરપત્રી ખરી ટીકાકાર થાય છે. અલબત્ત કોઇ યુવાન મિત્રને ટીકાકાર બનવામાં પણ કોઇ જાતનો પ્રતિબંધ નથી પણ અમારે તે પ્રમાણે બની કોઇ જાતની ટીકા કોઇપણ બનાવપર પોતે કરેલી હશે તેટલોજ ભાગ લેવો ન લેવો તે અમારી તેમજ કમિટીની મુનસફી ઉપર રહેશે બાકી જુદા જુદા ખબરસ્થળોની નોંધ લેવાને તો અમે પોતે બહુ ઉત્સુક છે અને તે પુરાપુરા લેવામાં આવશે એ બાબતની અમે ખાત્રી આપીએ છીએ.

તેમજ અમે જણાવવાને દીલગીર છીએ મુદ્દાસર અગર બે મહીનામાં મળવાની અમારી દરખાસ્તને ઉમરેઠવાસીઓ અગર બીજા તરફથી હજી સુધી ઉપાડી લેવામાં આવી નથી ને અમે ગયા અંકમાં ખાસ્તી રાખી હતી તે પ્રમાણે પરિષદના કાર્ય તો દીનપરદીન શિથિલતા અગર ઉદાસીનતા દાખવવામાં આવે છે તેથી, અમે હજી પણ આશા રાખીએ ત

અમારા જ્ઞાતિબંધુઓને ફરીથી વિનંતિ કરીએ છીએ કે પરિષદને હાથે ખરેખરજ કંઇ કાર્ય કરાવવું હોય તો જલદી જાગૃત થઇ આ વસ્તુ સ્થિતિને જેમ બને તેમ જલદી દાબી દેવાનાં પગલાં ભરવાં જોઇએ. શ્રીકોટયર્ક પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે અમારી આ વખતની વિનંતી વ્યર્થ જવા નહી દેતાં સફળ કરશે કારણ કે છેવટે તો બધી બાજી તેનાજ હાથમાં છે એટલે તેની પાસે ગયા સીવાય અમારો બીજો રસ્તો નથી.

---

# નવીન સમાચાર.

## મુંબાઇમાં ઉજવાએલી હોળીની ઉજાણી.

મુંબાઇની ખડાયતા સમાજે પ્રીતિ ભોજન કરવાની પહેલ કરી મુંબાઇમાં વસ્તી આંપણી જ્ઞાતિને એકત્ર કરવાનું કામ શક્ય છે એમ માલમ પડવાથી ગઇ શ્રી કોટયર્કજીની ઉજાણી વખતે સમસ્ત જ્ઞાતિ તરફથી આ કામ ઉપાડી લેવામાં આવે તો તે કાર્ય ઘણું સુલભ થઇ પડશે એમ બીજા જ્ઞાતિબંધુઓને જણાવેલું ને તેમની તે બાબતમાં સંમતિ મળતાં હોળી વખતે સમસ્ત જ્ઞાતિ તરફથી તેવી એક ઉજાણી કરવી એમ ઠરાવેલું તેના પરીણામે તે ઉજાણી કરવી કે નહી તેના વિચાર કરવાને માર્ચ મહીનાની તા. ૧૧ ને દીવસે ઓનરેબલ ગોકલદાસને ત્યાં જ્ઞાતિની એક મીટીંગ બોલાવવામાં આવી હતી અને તેની એક ઉજાણી તા. ૨૦ મીને સોમવાર એટલે ફાગણ વદ ૧ ને દીને ડોલ ઉત્સવ નિમિતે ઉજવવી એવો ઠરાવ કરવા કરવામાં આવ્યો હતો. અમને જણાવવાને ઘણી ખુશી થાય છે કે તેમાં બધા જ્ઞાતિ બંધુઓએ પુર્ણ ઉત્સાહથી ભાગ લીધો હતો ને જ્ઞાતિહિતને લગતી કેટલીક બાબતોનો વિચાર પણ તે વખતે કરવામાં આવ્યા હતા. ફક્ત એકજ તડના માણસો પોતપોતાનાજ અંદર અંદરના વિરૂદ્ધ મતને લીધે તેમાં ભાગ લઇ શક્યા નોહોતા તેમને અમારી નમ્ર વિનીત છે કે જો તેઓ સમગ્ર જ્ઞાતિ હિતના કાર્ય વખતે પોતાની અંદરખાનેની વિરૂદ્ધતા દૂર કરી અગર ઘડીભર વિસરી જઇ આમાં ભાગ લેશે તો મુંબાઇનું કાર્ય આપણે બાહાર ગામની જ્ઞાતિઓ માટે આદર્શરૂપ બતાવી શકીશું અને જેવી રીતે મુંબાઇ ખડાયતા સમાજનું કાર્ય બાહાર પ્રશંસાને પાત્ર ગણાય છે તેવીજ રીતે મુંબાઇની સમગ્ર ખડાયતા જ્ઞાતિનું કાર્ય પણ બતાવી શકીશું કારણ મારે અત્રે જણાવવું જોઇએ કે મુંબાઇની જ્ઞાતિનું કાર્ય કોઇપણ જાતના ગામ, એકડા, તડ કે દશા વિસાના પણ ભેદ રાખ્યા સીવાય કરવામાં આવે છે તેથી મુંબાઇમાં જો આપણે તે કાર્યમાં ફતેહમંદ થઇએ તો બાહારના બીજા આપણું અનુકરણ કરે અગર આપણે પોતે પણ આપણું ક્ષેત્ર વધારી શકીએ.

**પ્રીવીયસની પરિક્ષાનું પરિણામ**—કોલેજ તરફથી લેવાએલી પ્રીવીઅસની પરિક્ષામાં આપણી જ્ઞાતિમાંથી (૧) કેશવલાલ મગનલાલ દેસાઇ (માતર) (૨) ચીમનલાલ કેશવલાલ (માતર) (૩) મણીલાલ મુળજીભાઇ (ખેડા) (૪) મોહનલાલ ફુલચંદ (મહિધર) પાસ થયા છે.

**સાવલી ખડાયતા એજ્યુકેશન સોસાઇટી**—જેની સ્થાપના ગયા માસમાંજ થઇ હતી ને જેના ફંડમાં પહેલ કરનાર મોહનલાલ લલ્લુભાઇ રોકડીઆ હતા તેમણે પોતાની માતુશ્રી માંદા હોવાના સમએ તેના ફંડમાં રૂ. ૧૦) ભરી વધારો કર્યો છે. બીજા જ્ઞાતિબંધુઓ પણ મોહનલાલનું અનુકરણ કરી પોતાને ત્યાં બનતા પ્રસંગે પોતાના ગામના કેળવણી ફંડમાં તે કંઇ ભરી તેમાં વધારો કરતા રહેશે તો ફંડના કાર્યવાહકોનું કામ ઘણું સરસ થઇ ઘણા વિદ્યાર્થીઓ જે યોગ્ય છતાં કેટલીક વખતે તેવા ફંડમાંથી મદદ મેળવી શક્તા નથી તેવું બનવા નહી પામે. દરેક જ્ઞાતિબંધુએ પોતાની ફરજ સમજી આ કાર્ય ઉપાડી લેવાનું છે.

# ગોદરેજની તીજોરી

અને

# મોતી.

**ગોદરેજની તીજોરીઓના સંબંધમાં ઝવેરીઓ વારંવાર એવો ઉઠાવે છે કે તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી ખરૂં છે છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનો આબ ઉડી જાય કે નહી.**

ગયા નવેમ્બરમાં ગીરગામ બેંકરોડ ઉપર શેઠ લાલજી દયાળની મોટી આગ થઈ તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની તીજોરી ગોદરેજની બનાવેલી હતી અને તેમાં કાગળો ઉપરાંત મોતીની એક પોટલી હતી. મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજ ઉપર નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે.

મેસર્સ ગોદરેજ અને બોઇસ જોગ—થોડા દહાડા ઉપર ગીરગામ મારાં ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાસમાં તમારી એક તીજોરી હતી. મારી ચાલી જગ્યામાં સઘળું બળીને ખાખ થઈ ગયું હતું અને જ્યાં આગ બહુ જોરમાં હતી ત્યાં તમારી તીજોરી હતી. તે તીજોરીમાં કરન્સી નોટો અને ખતપતરો ઉપરાંત દાગીના હતા. અને થોડાંક છુટાં મોતીની એક પોટલી હતી. તીજોરી ગોદરેજની એટલે સઉની ખાતરી હતી કે કાગળો જરૂર સલામત રહેશે પણ મોતીની સલામત આબ રહેશે કે નહી તે માટે કેટલાકોને શક હતો, તીજોરી ખોલતાં હાજર રહેલાઓની અજાયબી વચ્ચે કાગળો તેમ જ મોતી સંપુર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં, અને મોતીને જરાએ હાની થઈ હતી નહી.

તા. ૧૮-૧૧-૧૪.

**કારખાનું—ગેસ કુંપની પાસે,**

**ગોરધનદાસ વી. પટેલ.**

# વૈદકશાસ્ત્ર શું કહે છે?



"ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે વાજીકરણ ઔષધોનો ઉપયોગ કરવો જોઇએ દરેક મનુષ્ય જે વાજીકરણ ઔષધનો ઉપયોગ હમેશાં કરે છે તે હમેશ બળવાન અને લાંબી આયુષ્ય ભોગવેછે. અમોએ તદન શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી વાજીકરણ વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલ છે. આ વાજીકરણના ઉપયોગથી ધાતુસ્રાવ (સ્પરમેટારીયા) તથા ધાતુસંબંધી દરેક દરદો દૂર થાય છે. પાચનશક્તિ તેજ રહે છે, કળતર, માથાનો દુખારો, ચિન્તા, ઉદાસી, નબળાઈ, જીર્ણજ્વર, પ્રમેહ વગેરે દરેક દરદોનો નાશ કરી તેઓના શરીરમા વિર્યની વૃદ્ધિ કરવા આ પ્રયોગ ઉત્તમ છે. તથા પુષ્ટિ બળ આપનાર છે.

કીમત એક શીશીનો રૂા, દોઢ પોષ્ટ ખર્ચ પંચ આના.

## ઠેકાણું—સપટ કંપની.

**કાલબાદેવી રોડ મુંબઇ.**

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૧ લું.] વૈશાખ, શુકલ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૧. [અંક ૭ મો.

લગ્નગાળાનો માસ હોવાથી તેને અનુકૂળ ગીત લેવું ઉચિત ધારીએ છીએ. તંત્રી.

## લગ્ન ગીત.

(૧)

("મોગરો વાગ્યો વાવ્યું"—એ રાગ; અથવા વિવાહના ધોળનો રાગ.)

પુણ્ય ફળ્યાં સખી! પૂર્વનાં રે હૈડે હરખ ન માય;
જીવન ખીલ્યાં ફુલ આંગણે રે આજ મન ઉભરાય:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

ડાહ્યાં માબાપની દુહિતા રે શશિ-રેખા સ્વરૂપ;
સર્વે સમોવડ રાજવી રે તેજ-કલા અનૂપ:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

વર રાય અજવાળે આતમને રે હોતી તેજ-અંબાર;
અભિષેક સૌન્દર્ય—સ્નેહનો રે વહુજી આરતે સાર:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

મોર બંધનની દોરથી રે! ગ્રહજો ગરવા સદ્‌ગુણ,
દેહ ને દિલે કંચન સમા રે ચરણમ! રહેજો નિપૂણ:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

કલ્યાણ પન્થે કોડામણાં રે પુણ્યના માંડીએ પાય,
આશિષ પામતાં દેવની રે વિવાહ વૈકુંઠ વંચાય:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

અવિચળ રહો વરવેલડી રે, યશ, દેશ વિદેશ,
અમર વેલ એ વાધજો રે, વાડી વેલો વિશેષ:
સાહેલડી! લાડી લાખેણી લાવ્યો લાડકો.

અમદાવાદ: ૨૦-૪-૧૧. } કેશવ હ. શેઠ.

# " મેઘાડંબર ગાજે. "

(૨)

( એવો તે ચન્દ્રમાનો ઉલાળો-એ રાગ. )

( એક લગ્ન ગીત. )

સજનીને મંગલ-માંડવે-મેઘાડંબર ગાજે !
ફાલ્યા ફૂલ્યા ફૂલ આંગણે-મેઘાડંબર ગાજે !

મોતી પૂર્યા મણિ ચોકમાં-મેઘાડંબર ગાજે !
પ્રભુતા અર્પ્યા પ્રભુ લોકમાં-મેઘાડંબર ગાજે !

આજે ધન્ય ઘડી લગ્નની-મેઘાડંબર ગાજે !
આંખી ઝગે દેવ-યજ્ઞની-મેઘાડંબર ગાજે !

લાડઘેલાં લાડી-લાડણો-મેઘાડંબર ગાજે !
શશિ-રવિ શાં સોહામણાં: મેઘાડંબર ગાજે !

વાજે દુંદુભિ દેવનાં : મેઘાડંબર ગાજે !
કલ્યાણ ઇચ્છતાં એઉનાં : મેઘાડંબર ગાજે !

સંસાર આરો સોહ્યલો : મેઘાડંબર ગાજે !
દેવોને કાજેય દોહ્યલો : મેઘાડંબર ગાજે !

એવે મોંઘે લવ-નાંતરે બેસે દંપતી આજે !
સફર ઈશ કૃપા વડે સખી ! સફળ છાજે :

મોતી પૂર્યા મણિ ચોકમાં-મેઘાડંબર ગાજે !

# સામાન્ય સભાએ તાત્કાલિક હાથ ધરવાં જોઇતાં કામ.

( લેખક—છગનલાલ પુરૂષોત્તમદાસ—વડોદરા. )

( ગતાંક પાને ૧૪૮ થી ચાલુ. )

કન્યા કેળવણીનો પણ ફેલાવો થવો જોઇએ એમ આજ ચારે તરફથી બોલાય છે હું પણ તેમાં સામેલ થાઉં છું પણ છોકરીઓને કેળવણી કેવા પ્રકારની આપવી એ વિષે વિચાર ચાલી રહ્યો છે. કેટલાક માને છે કે છોકરા અને છોકરીઓ સર્વેને સરખી કેળવણી આપવી કેટલાક કહે છે કે સ્ત્રી પુરૂષના કર્તવ્યમાં પણ ફેર છે માટે કેળવણીમાં પણ તફાવત રાખવો. કેટલાક કહે છે કે સ્ત્રીઓને અંગ્રેજી ભાષા શીખવાને ઉંચી કેળવણી આપવી, કેટલાક છોકરાઓની પેઠે છોકરીઓની પણ બોર્ડિંગો રાખી તેમને કેળવવાને સલાહ આપે છે, કેટલાક કહે છે કે છોકરીઓને સાધારણ લેખન, વાંચન, ઘરનો હિસાબ રાખતાં, ભરત સિવણ એટલુંજ શિખવવું બસ છે કેટલાક કહે છે કે નહિ, તેમને ગાયન. ચિત્રકામ, હિંદી કે સંસ્કૃત-ભાષા વગેરે પણ શીખવવાની આવશ્યકતા છે, ગ્રહસ્થો—છોકરીઓને કેવી કેળવણી આપવી હિત કારક છે અને કેવી આપવાથી સમાજની સ્થિતિ બગડશે તેનો વિચાર આપને કરવાનો છે હું તો માત્ર એટલુંજ જણાવવા માગું છું કે આજની પ્રગતિના સમયમાં હવે છોકરી-ઓને કેવળ મુંઢ રાખવાથી નભવાનું નથી. જ્ઞાતિમાં કેટલાક શ્રીમાન ગ્રહસ્થોને બાદ કરતાં બાકીના વર્ગની સ્ત્રીઓને ઘર કામ જાતે કરવાનું હોય છે દુર્ભાગ્યે કેટલીક સ્ત્રીઓને પોતાનું ગુજરાન પોતાની જાતેજ કરવાનું હોય છે એવા વર્ગ ઉપર વિચાર કરી તેમને ઉપયોગી થાય એવીજ કેળવણી આપવી ઉપયોગી નિવડશે કારણ કે પણ એવા વિચારનો કરી કે અમારી છોકરીઓને અમારે નોકરી કરવા મોકલવી નથી, અમારે તો છાણું વાસીદું, તથા આગોગથી ખાવું ખવરાવવાનું હોય છે. માટે તેમને ભણાવીને શો ઉપયોગ છે? આવી માઠી અસર જો કોઇને થઇ હોય અને તેથી તેઓ કન્યા કેળવણીની વિરૂદ્ધમાં હોય તો તેનો દોષ આજની સુધરી ગયેલી સ્ત્રીઓને માથે છે, દુનિયાદારીની સામાન્ય મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને કેટલીક સ્વતંત્ર થઇને વર્તે છે તેમને જોઇને નીતિમાન, ધર્મશીલ, અને મર્યાદામાં રહેનાર લોકોને અણગમો પેદા થાય એ વાત ખરી છે; પણ તે દોષ કેળવણીનો નથી, પણ કેળવણી આપવાના પ્રકારનો અને પરિસ્થિતિનો છે કેટલાક અંગ્રેજી વિદ્યામાં વિદ્વાન થયેલા, સારા હોદ્દાની નોકરી મેળવ્યા કરી બેઠેલા, અને ધનવાન થયેલા યુવાન માણસો પરદેશી લોકોના રીતિ રિવાજને અને રહેણી કરણીનેજ સુધારો માનીને ક્રમમાં મૂકતા હોય છે તેઓ પોતાના કુટુંબ ની સ્ત્રીઓને પણ સભામાં આગળ કરવી પુરૂષો સાથની નાટકની વખતમાં ન્યુસપેપરો વાંચવી, સાથેજ બેસી ગીત ગાયનની વાતો કરવી વગેરેમાં ભાગ લેવા કેટલીક ખર્ચે ક્રિયાઓનો પણ ત્યાગ કરવી, સ્ત્રી પુરૂષ: સમાન છે સ્થાપિત કરવાને કોશીશ કરવી, નવરાશને વખતે ઘરમેળનિયમ ઉપર ચાલન કરવી એવી જોરૂને આતુર હોય છે. અને તેના પરિણામમાં તેઓ સ્ત્રીઓને એવી ધુર આપવાની હિંમત કરે છે આ રીત સારી છે કે ખોટી તે ઉપર હું કાંઇ અભિપ્રાય આપું તે કરતાં સમાજમાં ભરાયેલા ગ્રહસ્થો વધારે સારૂં સમજે છે એમ હું માનું છું પણ તેવો પ્રકાર જોઇને તેનો દોષ પવિત્ર

વિવાહિતોને માથે આરોપવો એ કોઇને યોગ્ય કહેવાશે નહિ, અને તેથીજ હું ભલામણ કરૂં છું કે કન્યાઓને અક્ષર સુન્ય રાખવા કરતાં જરૂર પુરતી તેમને આગળ ઉપર કામ લાગે તેવી કેળવણી આપવાની અગત્ય છે. કન્યાનું લગ્ન થયા પછી રાજક દીપક થાય તો કન્યાના નિર્વાહ માટે જેઓ મોટી મોટી રકમોનાં પલ્લાં ઠરાવવાની હિમાયત કરતા હોય તેઓ જો કન્યાઓ પોતાનો નિર્વાહ જાતે કરી શકે એવું શિક્ષણ અપાવવાની જોગવાઇ કેમ કરવી તેનો વિચાર કરે તો તે વધારે ઉપયોગી થશે.

હવે જ્ઞાતિમાં સુધારા કરવા વિષે બે શબ્દ કહેવાની રજા લેઉ છું–કોઇ કહેશે કે એમાં શું કહેવા જેવું છે ? બધા જાણે છે કે " રોવા કુટવાનો ચાલ ઓછો કરવો, ન્યાત વરા ઓછા કરવા, ન્યાતમાં તડ પડ્યાં હોય તો તે સાંધી દેવાનો યત્ન કરવો, કન્યાઓના વિવાહ સંબંધી જે કાંઇ હાનિકારક રિવાજો હોય તે દુર કરવા, અને એવી એવી બીજી પણ જે જે બાબતો જણાય તેને દુર કરવી, તથા નાત વરા ઓછા કરવા, આ બધી બાબતો ઉપર હું પણ કહું છું કે એવાજ કાંઇક સુધારો કરવાની આવશ્યતા છે ? તે સુધારો છે માટે સુધારો એટલે શું ? કેટલાક તો માત્ર ફેરફારનેજ સુધારો માને છે, પણ અરૂ જોતાં તેમ નથી; ફેરફારમાં તો બગાડો પણ હોઇ શકે જે સુધારાની સર્વ જણ આશા રાખે છે તે ઉપર કહ્યું તેવા સુધારાની નહિ, પણ જ્ઞાતિની પ્રગતિ થાય, જ્ઞાતિ પોતાની સ્થીતિ આજના કરતાં સુધારી શકે તે સુધારાના છે. જેમ જેમ કેળવણી વધતી જશે તેમ તેમ રોવા કુટવાનું એની મેળે ઓછું થશે. નાત વરા ઓછા કરવા કે બિલકુલ કમી કરવા એ બાબત નાતના ગૃહસ્થોની પેઠ કમિટીઓને હસ્તક મુકવા જેવી છે કેમકે નાતો જમાડવામાં શો ફાયદો છે તે હજુ પૂર્ણ સિદ્ધ થયું નથી. હા, ઘર વેચીને વરો કરવાની ફરજ નાત કોઇને પાડતી હોય તો તે રિવાજ અવસ્ય બંધ કરવા જેવો છે. વિશેષમાં " ખડાયતા મિત્ર " ના અંક ૩ ના પાન ૫૮–૫૯ ઉપર મે. પ્રમુખ સાહેબે જે અમુલ્ય સલાહ છપાવેલી છે તે ઉપર સર્વે જ્ઞાતાબંધુઓને વિચાર કરવા મારી નમ્ર વિનંતી છે. જ્ઞાતિમાં તડ પડેલાં હોય કે પાછાં સાંધી દેવાનો પ્રયાસ કરવો એ પણ એક ચાહવા લાયક સુધારણા છે. એ વિષે હું પ્રથમ કહી ગયો છું કે જ્યાં સુધી આપણામાં પરમસહિષ્ણુતા આવે નહી અને આપણું મિથ્યા અભિમાન અને દુરાગ્રહ દુર થાય નહીં ત્યાં સુધી આ સુધારણા થવી શક્ય નથી. સમાજ કોટીના નાતી મંડળમાં બીજાને માન આપી નમતું મુકવાની શક્તિ કોઇ મોટા પુરૂષમાંજ હોય છે. તો પણ જ્ઞાતિનો કલહ એ આખરે કલહ છેજ, કલહનું ફળ સારૂં કોઇ સ્થળે હોતું નથી અને તેથી ડાહ્યા માણસો " કંકાસનું મો કાળું કરે છે, " પણ આ વિષય એવો નથી કે તેમાં આપણે કાંઇજ ન કરી શકીએ દરેક પક્ષની વિગત જાણનારા મધ્ય વિચારના પુરૂષો ઘણું કરી શકે.

જ્ઞાતિ સમાજનું સામાન્ય લક્ષબિંદુ કન્યા આપવા લેવા પર વિશેષ હોય છે. એક કહેવત છે કે " સમાન કુલે કીજીએ વિવાહ વૈર અરૂપ્રીત " વિવાહનો સબંધ પોતાની સમાન સ્થીતિવાળા જોડે કરવો હિતકારક છે. પણ દરેક માબાપ સાધારણ રીતે પોતાની દીકરી સુખી થાય તેવું ઇચ્છે છે અને તેથી તેને સારૂં સાસરૂં મળે અને કેળવાયેલો વર મળે તેની શોધ કરે છે. આથી જે કુટુંબો શ્રીમંત હોય છે ( અને ઘણું કરીને એમના છોકરાઓને કેળવણી પણ ઉંચી મળેલી હોય છે કેમકે તેમને તેવાં સાધનની ખોટ હોતી નથી ), તેમના છોકરાઓને પહેલા પસંદ કરે છે. શ્રીમંત લોકો પોતાની દીકરીઓને લાડમાં

અને સુખમાં ઉછેરે છે તથા તેમને સારી કેળવણી પણ આપે છે એવી ભણીગણી સુખ ચેનમાં ઉછરેલી દીકરીને ગરીબ કુટુંબમાં કે મહેનત મજુરી કરવાની હોય છે ત્યાં આપવાનું પસંદ કરતા નથી પણ પોતાના જેવાજ શ્રીમંત કુટુંબમાં વરની તપાસ કરી ત્યાં પરણાવે છે. અર્થાત્ સાધારણ પંક્તિના કુટુંબોની કન્યાઓ શ્રીમંત વર્ગમાં જાય છે અને તેમના છોકરાઓને માટે કન્યાઓની તુટ પડે છે આ ખોટ પુરી કરવાને બીજે ત્યાંથી કન્યા મેળવવાના પ્રસંગ આવે છે. અને વખતે અનેક ઉપાધીઓ ઉભી થાય છે. આ બાબતનો કોઇ એવો નિકાલ થાય કે જેથી જ્ઞાતીજન તરીકે સર્વેને સમાન ગણી કન્યાની આપ લે થઇ શકે તો સારૂં એવી ઘણાની ઇચ્છા હોય તે સ્વભાવિક છે, પરંતુ ઉપર જે વ્યવહાર ચાલતો બતાવ્યો છે તે એવો સ્વભાવિક છે કે તે બદલી શકવો જ્ઞાતીના હાથમાં નથી આને માટ એકજ ઉપાય છે કે—જ્ઞાતીના દરેક જણે નાતની ઉન્નતિ કરવાને મહેનત કરવી પોતપોતાનું સંબંધીઓને ભેગા રહેવાથી કોઇના ઉદય થવાનો નથી. પણ આખી નાતનો ઉદય થશે તેમાં દરેકનો ઉદય સમાયેલો છે માટેજ આવાં સમાજનાં કામને અંતઃકરણથી ટેકો આપવાની જરૂર છે. જ્ઞાતિમાં જે શ્રીમાન છે તેમણે ગરીબ જ્ઞાતિજનનો ઉદ્ધાર કરવાને પોતાનાથી થાય તે શ્રમલેશ કરવો અને આવા સમાજે પેટા સમાજે નીચી જ્ઞાતિની અડચણ ખોળવા તજવીજ કરવી. શી શી અડચણો છે અને તે કેમ ખસેડી એવા બારીક વિષયમાં હું ઉતરવા ઇચ્છતો નથી કેમકે તે ઘણો લાંબો વિષય છે અને તેમ કરતાં સમાજનો ઘણો વખત એકજ વિષય પર રોકવા માગતો નથી, એ કામ માટે સમાજ જેને નિયત કરશે તેઓ પણ સારી રીતે પોતાનું કામ બજાવી શકશે એમ મારૂં ધારવું છે.

મારા જાણવા પ્રમાણે હાલ સુરતના દશાદિશાવાળ જ્ઞાતીમાં એક મોટું ફંડ ઉભું કરી તેની વ્યવસ્થા કરવા માટે વડોદરા રાજ્યના મરહુમ મે. રા. બા. ડાહ્યાભાઈ હરજીવનદાસના પુત્ર મણીભાઇ તથા રા. હીરાલાલભાઇ જેઓ હાલ મુંબાઇમાં સોલીસીટરો છે તે તથા વડોદરા રાજ્યના કેળવણી ખાતાના માજી એજ્યુ. ઇન્સપેક્ટર મે. છગનલાલ ઠાકોરદાસ મોદી એમની કમીટી નીમાયેલી છે તેઓ પોતાને સોંપેલા કામની એવી રીતે વ્યવસ્થા કરે છે કે ગુજરાતમાં જ્યાં જ્યાં પોતાની જ્ઞાતી હોય ત્યાં ત્યાં દર વર્ષે ફંડની રકમમાંથી જુદા જુદા ગામે છોકરા તથા કન્યાઓનો ઇનામ મેળાવડો કરી તેમાં ઇનામ વહેંચી પોતાની જ્ઞાતીમાં એવાં ફંડો ઉભાં થાય તેવાં ભાષણો આપી યોજનાઓ કરે છે એને તેની અસરથી તાલુકાવાર એક મોટું ફંડ, મંડળ સાથે તૈયાર થાય છે. આવી આવી બાબતોમાં આપણે નિરીક્ષણ કરી આપણા સમાજ તરફથી પણ તેવી યોજનાઓ કરવામાં આવે તો મારા ધારવા પ્રમાણે કેટલી મુદતે સમાજ ઘણું સારૂં કામ કરી તેમાં બીજા ગામોમાં પણ તેવાં ફંડો અને મંડળો ઉભાં કરી શકે એ બનાવવા જેવું છે.

છેવટે આ વિષય પુરો કરતા પહેલાં ઘણાકની એક સામાન્ય ફરીયાદ વિષે બે શબ્દ કહેવાની જરૂર લાગે છે. ઘણા એમ કહે છે કે આવાં મંડળ ઘણી નાતોમાં મળે છે પણ તજવીજ કરતાં તેમણે કંઇ કરી બતાવ્યું હોય એમ જણાયું નથી. આજકાલ આવાં મંડળ મેળવવાનો પવન ચાલ્યો છે તેમ બધે બે દિવસ મળીને પછી સૌ સૌને ઘરે ચાલશે. નાતનું એમ કરવાથી શું વળે એમ છે? આ બાબતે કોઇને નિરર્થક લાગતા હોય તો ભલે, પણ હું તેમ માનતો નથી. થાય છે એમજ, મંડળ મળે ત્યારે વાતચીત થાય કે નિયમ ઘડાય પણ પછી તેનું શું થાય છે તેની તજવીજ બાર માસ સુધી થતી નથી, આપણો સમાજ

એ વાત ધ્યાનમાં રાખી જે જે ઠરાવો કરે તેનો અમલ બરાબર થાય છે કે કેમ અને ન થતો હોય તો અમલ ન થવામાં શી અડચણો નડે છે તે કેમ ખસેડવી એ વગેરે બાબતની હમેશ તજવીજ ચાલતી રહે એવી કાંઈક યોજના કરશો તો ઉપરની ફરિયાદ કરવાનું કારણ રહેશે નહીં. સભાસદ ગૃહસ્થોને પણ મારી વિનંતી કે છે કે, "ઉતાવળે આંબા પાકતાજ નથી" એ કહેવત ધ્યાનમાં રાખવી ઘટે છે. આવી સમાજ દ્વારા આપણને જણાશે કે આપણી ન્યાતની ઇચ્છાઓ કઇ કઇ છે અને તે પાર પાડવાને આપણે શા યત્ન કરવા તો તેટલું પણ કંઇ ઓછું નથી. છેવટે આ મંડળમાં ભરાયેલા મારા સર્વ જ્ઞાતીબંધુઓને વિનંતી કરવાની કે પક્ષપાત, દુરાભિમાન, દુરાગ્રહ વગેરે છોડી દઇને સમાજના ઠરાવો પ્રતિપૂર્ણ સહાનુભૂતિ રાખવાથીજ આપનો ઉદય થશેજ એમ માની આ પ્રગતિના સમયમાં કટિબદ્ધ થવું એજ આપણું કર્ત્તવ્ય છે એમ માનશો. એકત્ર મળીને તથા બહુ મત ને વેદ વાક્ય સમાન માન આપીને તેનો સ્વીકાર કરવાથી કુસંપ વગેરે નાશ પામશે; અને જ્ઞાતિની ઉન્નતિ થશે એટલું બોલી હું બેસવાની રજા માગું છું.

---

## વાર્તા પરત્વે તંત્રીની નોંધ.

સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ! મેં પહેલાં જણાવ્યું છે કે જ્ઞાતિ ઉન્નતિ અર્થેજ ઉભા થયલા ને પોતાથી બનતુ જ્ઞાતિ હિત સાધતા આ માસિકમાં ફક્ત શૃંગાર રસથી ભરેલી રસમય વાર્તાને મારા ઘણા બંધુઓની ઇચ્છા છતાં અમે સ્થાન આપી શકતા નોહોતા. તેથી જ્ઞાતિહિતને લગતા વિષયો ચર્ચતી ને જ્ઞાતિ ઉન્નતિનુ સ્વરૂપ ખડુ કરતી બીજાને ફક્ત ખ્યાલ આપ॥ માટે અમે નમુના રૂપે એક વાર્તા શરૂ કરી હતી જેમાંના કેટલાક પરિચ્છેદ અમે પાછલા અંકોમાં છાપ્યા હતા. અને તે પરથી અમારૂ ધારવું ચોક્કસ એવું હતું કે મારા અન્ય જ્ઞાતિબંધુમાંથી બીજા કોઇ તેથી લલચાઇ તેવા સ્વરૂપની પણ તેથી વધારે સારી વાર્તાઓ મોકલવી શરૂ કરશે ત્યારબાદ પરિષદ્દેવીની ઉપાસનાના કાર્યમાં પડવાથી અમે આ વિષયને થોડા વખતને માટે વિસારે નાંખ્યો હતો હવે તે અવસર વીતી ગયો છે ને આવા વિષયને સ્થાન આપવાનો વખત ઉપસ્થિત થયો છે છતાં અમારે સખેદ જણાવવું પડે છે કે મારા જ્ઞાતિબંધુઓનુ તે તરફ ધ્યાન ખેંચાયુ નથી ને હજી સુધી અમને તેમના તરફથી એવી કોઇ વાર્તા મળી નથી. અમે જણાવવાની જરૂર જોતા નથી કે જ્યાંસુધી અમને બીજા તરફના સારા લેખ મળે ત્યાં સુધી અમે અમારા પોતાના લેખ માસિકમાં ઘુસાડવા માગતા નથી તેથી અમારી વાર્તા બાજુએ રાખી બીજી વાર્તાને સ્થાન આપવાનો સંકલ્પ કરેલો. ઇશ્વર કૃપાથી તે સંકલ્પ ફળીભૂત થવાનો સમય પ્રાપ્ત થયો છે કારણ અમારા જ્ઞાતિબંધુ તરફથી નહી તો બાહારના લેખક તરફથી સ્ત્રી કેળવણીને લગતા વિષયપરની અમને એક વાર્તા મળી છે. તેમજ લેખક પોતે તદન ન્હેરા હોઇ ઉત્તેજનને પાત્ર છે તેથી અમે તેની એક વાર્તાને આ માસથી સ્થાન આપીએ છીએ ને આશા રાખીએ છીએ કે વર્ષ પુરૂ થતા સુધી અમે તેનો સ્વાદ અમારા વાચકવૃંદને ચખાડી શકીશું. કોઇપણ રીતે જ્ઞાતિની ઉન્નતિ થાય. કેળવણી વધે, બાળલગ્ન કન્યાવિક્રય જેવા કુરીવાજો દૂર થાય એજ અમારો હેતુ છે ને તેથી આશા રાખીએ છીએ કે આ વાર્તા વાંચ્યા પછી અમારા અન્ય બંધુઓ આવોજ કોઇ સારા વિષયપર અન્ય વાર્તા કે સંવાદ મોકલવા લલચાયા વિના રહેશે નહીં.



# સ્ત્રી શિક્ષણ.

( લેખક—ગોર અંબાલાલ છગનલાલ વ્હોરા મુ. શીકા ( મોડાસા ) હાલ મુંબાઇ )

## –સવિતા, અને ત્હેનાં દાદીમા–

### ( પ્રથમ પરિચ્છેદ )

બ્હેન હમું ? ઉઠ જો વહાણુ વાયું ને કુકડો ક્યારનોએ બોલ્યો કેમ ? ત્હને ખબર નથી ? કે આજે ન્હાના મહુભાઇની વર્ષ ગાંઠ છે ?

મ્હારાં દાદીમા કે જેઓ વૃદ્ધ હતાં તેઓએ મ્હને ઉઠાડી.

મેં પુછ્યું મા ? શું ? મહુભાઇની વર્ષ ગાંઠ તો મ્હને કંઇ ?

બેટા. ત્હને શું ? ત્હને જે આપતું હશે તે મહુભાઇ આપશે.

હું ઉઠી, દાતણ કર્યું, ઘરમાંથી રોજ લોઇ કર્યાં, નાહી, ભગવદ્ સ્મરણ કર્યું. દર્શન કરી મંદિરમાંથી આવી કે દાદીમાએ મ્હને શાક સુધારવા આપ્યું. મ્હને આવડતું તો નહોતું. પણ તેઓ પાસે બેસીને સારી રીતે શિખવતાં.

મ્હારૂં અસલ નામ સવિતા હતું. પણ મ્હારા મા વૃદ્ધ અને ઘણાં વર્ષે થયલાં હતાં. ત્હેમણે મારી બાને કહ્યું જે એવું નામ મ્હને ન ભાવડે. તેનું નામ સંતોક પાડો સંતોક ! પણ મ્હારી બા ભણેલી, અને તેના બાપના ઘરમાં તેનું નામ સરસ્વતિ હતું. અહીં સર્વે તેને ટુંકા નામથી બોલાવતાં તેમજ મ્હને પણ મ્હારી બાએ સવિતા નામ પાડયું. ઘરડીમાને ન ગમ્યું. તે તો કહે. હું તો સંતોકડી કહીશ.

મ્હોટાભાઇ આવ્યા. મા ? એવું નામ કયુ પાડો કયું ? મ્હોટાં માને આ વાત ગમી અને બે અક્ષરનું ટુંકું નામ કમુ પાડવામાં આવ્યું.

દા. મ્હારી ઉમ્મર ચોદ વર્ષની હતી. હું અહીંની કન્યાશાળામાં અભ્યાસ કરતી મ્હારાં મ્હેતીજીબા મ્હને આસ્તેથી શિખવતાં અને તેમના ઘેર પણ ખાનગી ટયુશન તરીકે ભણાવતાં.

હું ભણવામાં જેટલી હોસિયાર હતી તેટલીજ ઘરના કામકાજમાં પાવરધી હતી. પણ સર્વે કરતાં મ્હારાં વૃદ્ધમાનો સ્વભાવ બહુ સારો અને પ્રેમાળ હતો દરેક વખતે બેટા ? કમુ ? ક્યાંથી આવ ? ક્યાંકું મૂક ! તેમ કહેતાં અને કાંઇ ચીજ ન આવડતી તો તેઓ પાસે બેસી આસ્તેથી શિખવતાં મ્હારી બા તો મ્હને ઝઝુમ કરતી. ને કોઇ વખત મારતી પણ ખરી. આ સઘળું દાદીમા જોઇ મ્હોટો ઝઘડો કરતાં, તો વળી પંદર રોજ મ્હારાપર મ્હારી

બા ઢંઢા મીજાજથી વર્તતી મ્હારી બે બ્હેનો હતી. મ્હોટાં બ્હેન નર્મદા અને ન્હાનીનું નામ મણી હતું. નર્મદાબા સાસરે રહેતાં ને તે કંઇ ભણેલાં નહોતાં તે તો એમજ સમજતાં જે આજની છોડીઓ ભણવાથી ખરાબ થઇ જાય છે.

જ્યારે નર્મદા બ્હેન અહીં પીયરમાં આવતાં. ત્યારે અમને ભર્યું ભર્યું ઘર લાગતું અને તે કોઇ વાત તેમની સાસુની, સસરાની, નણંદની કરતાં તે સાંભળી મારી બા ઠેઠ વેવાઇ વરો સુધી ભવાડો મોકલતી. અને તે કજીયામાં નર્મદાબાને ઘણું સહન કરવું પડતું.

મ્હારાં દાદીમાનું જેટલું હેત મ્હારાપર તેટલું બીજી બે બ્હેનોપર નહોતું. આજે મહુ-ભાઇની વર્ષગાંઠ. અને ભાઇ પસલીનો એકજ તહેવાર હતો. અમારે ભાઇ ફક્ત એકજ મહુ-ભાઇ હતા. તેઓ અહીંની ડીસ્ટ્રીક્ટ સેશનની ઓફીસમાં નોકરીએ હતા. તેમને કેશીયરના જેટલું માન હતું. ને એક બે નોકર પટાવાળા પણ તેમની તહેનાતમાં રહેતા.

આજના પ્રસંગથી નર્મદાબા તથા મણીને ખાસ તેડાવ્યાં હતાં મેં તો કહ્યું ના બા મ્હારે તો નિશાળે જવું જોઇએ. હું નિશાળમાં ગઇ. નિશાળમાં પણ આજે પરિક્ષક સાહેબ આવવાના હતા. અને મ્હારા ધોરણમાં મ્હારૂં નામ પહેલે નંબરે હતું.

સાહેબ આવ્યા, આવતાંજ અમારી પરિક્ષા લેવામાં આવી સર્વે વિષયો કરતાં હું શિ-વણ કામમાં પહેલે નંબરે પાસ થઇ વળી સાહેબે અમારા વર્ગમાં સંચો મંગાવ્યો. અને કહ્યું જે આ ચોળી જે કોઇ પા કલાકમાં શિવી આપશે. ત્હેને ભારે ઇનામ આપવામાં આવશે. તરતજ મેં હા પાડી. સ્હામે ઘડીઆળ મુકયું હતું તે પર સાહેબનું ધ્યાન હતું. મેં તો પા કલાક શું? બરાબર બાર મિનિટમાં તે ચોળી સાદા ગ્લેઝથી શીવી આપી.

સાહેબ ખુશ થયાને મ્હને પાસે બોલાવી વધારામાં કહ્યું જે, બેટા સવિતા, જો જેવી રીતે આજે શિવણ કામમાં પહેલે નંબરે પાસ છે. ત્હેવીજ રીતે આવતી સાલમાં જો ગુંથણ કામમાં પાસ થઇશ તો ત્હને કોઇ સારી જગોએ દાખલ કરાવીશ.

હું હાલ છઠ્ઠા ધોરણમાં હતી. ને મહેતીજીબા મ્હને ઇતિહાસ ભુગોળ—ગણીતના વિષયો કરતાં. ભરવા ગુંથવા અને શિવણ કામ સારી રીતે શિખવતાં.

મ્હારૂં મૂળ વતન મોહનપુરમાં હતું. ને મ્હારા મહુભાઇ મોહનપુર તાબાના એક ન્હાના સરખા અડપોદ્રા ગામમાં પરણેલા હતા. અમારી ન્યાતનું ઘર માત્ર અડપોદ્રાગામમાં એકજ હતું, મ્હારી ભાભીને પરણાવ્યા બાદ ત્હેનાં માબાપ ગુજરી ગયાં હતાં ને ત્હેનો એકનો એક ભાઇ પરણાવેલો પણ ગુજરી ગયો. એટલે ભાભીને ન્હાનપણથી અહીંજ રહેવું પડતું.

મ્હારા દાદા મોહનપુર તાલુકાના કારભારીના હાથ નિચે સિરસ્તેદાર હતા ને મ્હારા બાપા હોંશિયાર અને ભણેલા હતા. છતાં નસિબયોગે ત્હેમણે મુંબાઇ આવી એકત્રીસ રૂપૈયાના પગારની મહેતાજીની નોકરીમાંથી અત્યારે સ્વતંત્ર ધંધામાં ત્રણ બંગલા અને એક મીલ બંધાવી હતી. એટલો લાખો વહીવટને અમો સુખી હતા છતાં તે બાબત બીચારા મ્હારા દાદાને ખબરે ન હોતી.

આજે ભાભી કંઇ રીસાયાં હતાં કારણ માત્ર એટલું જે મ્હારાં દાદીમાએ ત્હેમને કંઇ પીયર તરફનું ખોટું મ્હેણું માર્યું હતું.

હું ઘેર જઇ ભાભી એક ખુણે બેસી ડુસકાં લેતી હતી. મેં દાદીમાને સારી રીતે શિખામણ આપી વધારેમાં કહ્યું જે મા ! તમો મ્હોટાં કહેવાઓ. ને આ બિચારી ગરબડી વહુનું કોણ ? સાંભળતાંજ મ્હારી માનું હ્રદય પીગળી આવ્યું. તેમણે વહુને છાતી સરસી ચાંપી આંસુ લુછી નાખ્યાં.

આવ ! બેટા વિદ્યાગૌરી ! મેં ખોટાં મ્હેણાં માર્યાં હવેથી નહિ બોલું હો ! જાઓ આજે રસોડામાં ત્હારો વારો છે.

મ્હારી માને તો ક્રોધનાથી બોલાતું પણ નહિ. ત્હેને તો મ્હારાં વૃદ્ધ મા જરા ઓછે રીસાવાની ટેવ હતી. હું જો શિખામણ દેવા જાઉં તો કહેશે કે જોઇ ત્હને ડાહી પંડીતણ પુછડું. આ આપણે શું જરૂર ! હું તો એટલું સમજાણી જે ભલે ત્હેવી પણ મ્હારી જન્મ આપનાર મા કહેવાય માટે આપણાથી શિખામણ ન દેવાય.

બસ ! મદુભાઇ આવ્યા—હું હાથમાં ડીક્ટેશન લખી કોપીના અક્ષરો ઘૂંટતી હતી કાપી લખતી પડતી મૂકી મદુભાઇનો હાથ પકડી મેં મ્હારી કાપી બતાવી મદુભાઇએ મ્હને શાબાશી આપી વધારેમાં કહ્યું જે. મ્હારી ખરી બ્હેન સવીતા ગણાય ! કારણ તે ઘરમાં ડાહી અને એક હીરો નિવડી. મેં તે વાતમાં કુશળ થઇ આજે ભાભી રીસાતાં હતાં અને દાદીમાએ ઠપકો આપ્યો તે વાત મદુભાઇને કહી દીધી.

મદુભાઇ કેળવાયલા; વિવેકી, અને શરમાળ હતા. તેઓ શરમાઇ ગયા. મ્હને ચપટ મારી કહ્યું જે જો-આ પાછળ બેઠી છે. ને નર્મદામા જોઇ રહી છે. જરા શરમ રાખ ! સવિતા ? મ્હોટાઓની શરમ રાખી મર્યાદાશીલ અને વિવેકપૂર્ણ વર્તવું હો કે ? કહેતાંજ બીજી ચપટ મારી ત્યારથીજ હું સમજણી થઇ અને સમજી ગઇ જે મ્હોટાઓ બેઠાં હોય તો તે ઓની મર્યાદા અને શરમ રાખવી તે એક ખીતુ કર્તવ્ય ગણાય આ મદુભાઇની મ્હાની શરમી ચપટમાંથીજ હું તે શીખી ગઇ.

મેં કાપી લખતી પૂરી કરી-મદુભાઇ પાસે ગઇ. ને તેમને સારા, અને શુદ્ધ અક્ષરોથી લખેલું ડીક્ટેશન બતાવ્યું.

મદુભાઇ તો મ્હારો હરેક વિષય જોઇ ખુશી થતા. મેં પુછ્યું. મદુભાઇ ? આજે ત્હમારી વર્ષગાંઠ અને ભાઇપસલીનો તહેવાર એકજ ગણાય ? ત્હેમાં ભાઇપસલીના તહેવારમાં શું આપશો ને વર્ષગાંઠના બદલામાં શું ? મદુભાઇએ ડીક્ટેશન જોતાં ખુશી થઇ જવાબ વાળ્યો.

નર્મદા બ્હેન અને મણી કરતાં જો હું સાવતાને કોઇ ઉમદા ચીજ અપાવીશ. પછી મદુભાઇએ વધારે ઉમેર્યું જો સવિતા આ સાલ તું પાસ થઇ હવે ત્યારે ગુંથણ કામ શિખવું મારે જો નર્મદાભાને સારો મણીને ચોળી અને ત્હને તો એક ગુંથણ કામનો મેળો બનાવવાનો ભર્યો રૂપિયા જ—— પોણેસોનો લાવી આપીશ. પણ જરૂર ગુંથણ કામ શીખીશ અને પાસ થઇશ તો.

મેં ઘણા હર્ષથી હા પાડી અને તે દીવસથી હું મ્હારા અભ્યાસના સમયમાં ખલલ ન પડતી અને તે કરતાં બાકીના વખત મહેતીજીબાને ઘેર વહેલી જઇને ગુંથણ કામ સારી રીતથી શીખતી.

બરાબર એક વર્ષ પુરૂ થયું. ને આજે મદુભાઇની વર્ષગાંઠ ને ભાઇ પસલીનો દીવસ

ગયા વર્ષની માફક એકજ રોજ હતો. મદુભાઈને મેં સંચા વિશેની હકીકતથી વાકેફ કર્યો. મદુભાઈ કહે—"જો, પરિક્ષા "બાઇપસલી" પહેલા થશે તો જરૂર ત્હારા પાસ થયા બાદ કાગળ લખી વિલાયતથી ત્હારા માટે સંચો મંગાવી આપીશ" બરાબર દસ દિવસમાં સાહેબ આવ્યા. પરિક્ષા શરૂ થઈ. હું હાલ સાતમા ધોરણમાં હતી પરિક્ષામાં ગુજરાતી વિષયો કે જે વાંચન, કવિતા, ડીકટેશન, ઇતીહાસ, ભૂગોળ, ગણીત, ટોપી વિગેરેમાં હું આઠ નંબરમાં બરાબર ચોથે નંબર પાસ થઈ.

સાહેબ. મ્હને ઓળખતા હતા. કે આ છોડી શિવણ કામમાં ગઈ સાલ પહેલે નંબરે પાસ થઈ છે વળી સાહેબે આજે પણ એમજ કહ્યું જે જો આ ગલપટો જે કોઈ અડધા કલાકમાં ગુંથી આપે. ને આ ટોપી જે કોઈ પા કલાકમાં ડ્રોઈંગ (ભરવા માટે) કરી આપે! ત્હેને સાત રૂપૈયાની સ્કોલરશીપથી સ્ત્રીશિક્ષણની કૉલેજમાં દાખલ કરવામાં આવશે. એ સાંભળતાંજ ...મ ? મ્હેં તો સ્લેટ દફતર પડતું મૂક્યું દૂર પડેલો સોયો લાવી ઉનના ... શોધી કહાડયા ને એવી ઝડપથી ગલપટો ભરવા માંડયો કે બરોબર સાહેબના જોત...માં. પચ્ચીસ મીનીટમાં તે ગલપટો હસતે ચહેરે મેં સાહેબના હાથમાં મૂક્યો. જ્યારે બીજી છોડીઓ હજુ પોણા ભાગના કામથી મૂક્ત થઈ નહોતી.

અને ટોપી ડ્રોઈંગ કરવા હાથમાં લીધી. મખમલ ઉપરના ડાઘ બરાસથી સાફ કર્યા. ચાક લાવી બાર મીનીટમાં વેલભાતનુ ...ઇન બનાવી સ.હેબના હાથમાં મૂક્યું.

આ કામ મેં સાહેબને ઘણી સહેલાઈ અને ઉતાવળે બંધ કરી આપ્યું તેઓ ખુશ થયા અને તરત મ્હને સ્ત્રિ શિક્ષણની કાલેજ જે બોરીબંદરના સ્ટેશન સ્હામે હતી ત્યાં દાખલ કરાવી.

મેં કહ્યું ? મ્હારી સ્કૉલરશીપ ! સાહેબે ઘણા હસતા અને માયાળુ ચહેરાથી કહ્યું જે, બેટા સવિતા ! ત્હને સ્કૉલરશીપ બે મહિને મળશે. કારણ હું મ્હોટા સાહેબને લખીશ અને તેઓ મંજુર કરશે ત્યારે. પણ હવડાં આ સર્ટીફીકેટ લઈ કૉલેજમાં દાખલ થવું.

પણ યાદ રાખજે ફક્ત બાર મા... ... આ કૉલેજમાં રહેવુ પડશે. પછી ગમે ત્યાં ત્હને હું મહેતીજીની જગ્યોએ દાખલ કરીશ.

સાહેબ ગયા—મ્હેં મહેતીજીઆને પગે પડી, દંડવત કરી ઉપકાર માન્યો મ્હારા ભણતરના બદલામાં ને મહેતીજીઆની મહેનતના પ્રમાણમાં. મ્હારી કોટમાં ફક્ત પાંચ તોલાનો દોરો હતો. તે મેં ગુરૂદક્ષણા તરીકે આપવા માંડયો. તેઓએ લેવા આનાકાની કરી પણ મેં કહ્યું જે.

મહેતીજીઆ ? મ્હારાં દાદીમાએ કહ્યું છે. અને તે તમારે ગુરૂદક્ષણા તરીકે લેવો જોઈએ ઘણી આનાકાની સાથે તે લીધો અને મ્હને આસીર્વાદ આપી કહ્યું જે

"બેટા સવીતા જેવી રીતે મ્હારા હાથ નીચે રહી તેવીજ રીતે કૉલેજમાં ફક્ત બાર માસ રહેજે પછી ત્હને એસીસ્ટંટ શિક્ષક તરીકે રૂપૈયા વીસના પગારથી મ્હારી પાસે રાખીશ અને નિશાળનુ કામ શિખવીશ.

(અપૂર્ણ.)

# સ્ત્રી કેળવણી.

( લેખકઃ—રૂકમાણી વૃંદાવનદાસ. )

મારી શાણી ને સમજુ બ્હેનો, કેળવણી એટલે શું, ને તે કેવા પ્રકારની હોવી જોઇએ તે વિષે હું બે બોલ લખવા રજા લઉંછું. બ્હેનો કેળવણી કંઇ એક પ્રકારની નથી. અનેક પ્રકારની છે. આપણે તો પહેલી શરૂઆતમા છીએ, કંઇ થોડું જાણવું પછી વધારે આગળ વધીશું તેમ વધારે જાણીશું.

પહેલું તો એટલું કે આપણે નિત્ય નીયમ તથા મંદિરમાં દર્શનના નીયમ હોય છે તેમ થોડું ધર્મ સબંધી અગર આપણા ખડાયતામિત્રનાં માસિક જેવાં અનેક માસિકો તથા બીજાં સ્ત્રીઓને જાણવા જેવું વાંચવાનો નિયમ રાખશો ને બ્હેનો હળીમળી બેસી બેસી આ એક કથાની નવરાશ લેશો તો સમજણ સારી પડશે ને સત્સંગનો પણ જોઇતો લાભ મળશે

બ્હેનો આ વાત કંઇ સ્હેલી નથી ખુબ ધ્યાન રાખી વિચાર કરશો તો માલમ પડશે કે આપણા વ્યવહાર છે તે આપણા જ્ઞાનને ઢાંકી દે છે, જેમકે નાતમાં કોઇનું મરણ થયું હોય તો સવારથી સંભાળીને બ્હેસાં ઘરકામધં પરવારવા માંડિએ છીએ, જો ઘર કામથી ના પરવાર્યા હોય તો કામ મુકીને જઇએ છીએ પણ ગયા વિના ચાલતું નથી ને આવા ઉપર બતાવેલા વાંચવા શીખવાના કામનો નિયમ રાખવો હોય તો તે ઉપર કંઇ ધ્યાનજ આપતાં નથી ને ઉલટું કહીએ છીએ કે, શું કરીએ બ્હેન નવરાશ મળતી નથી. માટે મારી શાણી ને સમજુ બ્હેનો ત્યાંજ કેળવણીની જરૂર છે, જો આપણે ખુબ વિચાર કરીએ તો માલમ પડયા વિના રહેતું નથી કે એકે વ્યવહારમાં ફુરસદ મળે ને આવા ધર્મિષ્ટ કામનો હીસાબ નહી. વળી આપણે એમ કહીશું કે એમાં શુ ધર્મ આવી ગયો ? પણ એટલું તો નીચે જાણજો કે, સ્વામિના સુખ દુઃખમાં સાથે રહી સેવા કરવી તે સુખથી મોટું બીજું સુખ છેજ નહી તથા તેવી લાગણી મેળવવા માટે ઉપર જણાવેલા વાંચન વિદ્યાની ખાસ જરૂર છે. માણી ફક્ત સંસારના વ્યવહાર સાચવવામાંજ જન્મારો કાઢવાથી સ્વામિની સેવા આપણે બીલકુલ સાધી શકવાનાં નથી. જો તમારામાં કેળવણીનો અંશ હોત તો આવા બોધ ખાસ આપત નહી.

બ્હેનો તમે પુન્યદાન કરો અગર મત વર્તુલાં કરો પણ જાણી સમજીને કરવું. જાણવા સારૂ તો આજકાલ છોકરીઓને નિશાળે મોકલો છો પણ આપણે સર્વે થોડું ઘણું ભણેલાં હોઇશું તોજ તેની ખરી સમજણ પાડી શકીશું. નહી તો ભણ્યાં પણ ભણ્યાં નહી એવા ઘાટ થશે. ભણીને શું કામ ? આપણી છોકરી ભણ્યાં કે ભણેલી છે એટલુંજ ! પણ નિશાળે તો લખતાં વાંચતાં શીખવાડે ને વળી ઇતિહાસ, ગણીત આવે તે ઉપરથી સમજવાનું તો ખરૂં પણ છોકરીઓમાં એવી સમજણ ક્યાંથી કે તે પોતાની મેળે સમજે.

બ્હેનો એટલું તો ખરૂં કે વ્યવહારિક જ્ઞાન કે ઘર કેવી રીતે ચલાવવું, અગર કુટુંબમાં ચલાહસંપ રાખવો. અને પોતાના ઘરની શક્તિ પ્રમાણે ખર્ચી રાખી સંતોષ ને આનંદથી દીવસ ગુજારવા એવું કંઇ નિશાળે શીખવતા નથી, એ તો પોતાની ખાની ફરજ છે માટે જો આપણામાં આ ગુણ હશે તોજ છોકરાંમાં આવશે માટે પહેલું તો આપણે સુધરવું ને આપણે સુધરીશું તો છોકરાં સુધરશે, માટે આ ઉપર ખુબ વીચાર કરી આપણામાં જે અવગુણ હોય તે તજી દેવા ને ગુણ ગ્રહણ કરવા. એકદમ તો બને નહી પણ જો તે ઉપર ધ્યાન અપાય તો ધીમે ધીમે બની શકે છતાં એટલું તો ખરૂં કે ખોટાં કામ અગર ખોટી સોબત લાગતા વાર નહી લાગે ને શીખવું પણ પડે નહી પણ સારૂં થવું કંઈ સ્હેલી વાત નથી તેનો મન સાથે ખુબ વીચાર કરશો તો ઇશ્વરી શક્તિ જાગશે ને ખરા ખોટાનું જ્ઞાન થશે. તો પછી વ્યવહાર પણ ખોટોજ લાગશે ને તે કરવાનું મન થશે નહી છતાં કરવો પડે તો સગાં સબંધીથી જુદાં ના પડાય ને તે પણ એક જાતનો વ્યવહાર સાચવવો પડે એટલા પુરતોજ. ખરા તન મનથી નહી પણ ઉપરથીજ માટે બ્હેનો કંઇ સમજો બીજાને સમજાવો. આવો અમુલ્ય વખત શા માટે જાણીને અજ્ઞાનતામાં કાઢો છો

એક મોટી ખામી એ છે કે આપણે વાતો કરવા બેસીશું તો જાણે કેટલી પંડિતાઇ બતાવીશું ને આપણે કેવાં છીએ તેનો વીચાર સરખો કરીશું નહી, એ આપણે દરેક સ્ત્રીનો સાધારણ સ્વભાવ થઇ પડ્યો છે તે સ્વભાવ જ્યારે દુર થાય ત્યારે આ ખરૂં ને આ ખોટું તે જણાય. જ્યારે ખરા ખોટાનું ભાન થાય ત્યારે વડીલોની આજ્ઞા પાળવી, ઘર સંસાર સારી રીતે ચલાવવો, સંતોષ ને આનંદમાં રહેવું, ઇશ્વર ઉપર આસ્તા રાખવી, એને આધીન આખું જગત છે એમ માલમ પડશે ત્યારે મન શાંત થશે ને મન શાંત થયું કે અજ્ઞાન ગયું. ત્યાર બાદ નીચેના ગુણ તમારામાં આવવા માંડશે જેવા કે સર્વની સાથે સંપીને ચાલવું દ્રવ્યાદિનો મદ રહેશે નહી તેમજ બીજા અનેક અવગુણ છુટી જશે ને સારી વાત ગમશે. આ શું ઓછું છે ? તેજ કેળવણી માટે બ્હેનો તેવાં થઇને બીજાને કરવા ધ્યાન આપશો તો બધુ થશે.

બીજું એ કે આપણી ફરજ ક્યાં ક્યાં બજાવવી ને કેટલી તેની પણ સમજણ પડશે. આપણા છોકરાં ઉપર જેવી પ્રીતિ છે તેનાથી વધારે વહુ ઉપર રાખવી તે કોઇ જાણતું નથી. વહુ લાવવા ને સાસુ થવા સૌ કોઇ માગે છે ને પોતાની વ્હાલામાં વ્હાલી ચીજ આપવા તૈયાર થાય છે તેમજ ભાવ પણ એટલો બધો કે કહેવત છે કે "દીકરાનું મ્હોં તો સુવાવડમાં સુવેલો આવશે તો જોઇશું પણ વહુનું ક્યાંથી જોવાનું " ભાવ આટલો બધો પણ તે ક્યાં સુધી કે પરણીને આવીને ઘરની માહીતી થઇ નથી ત્યાંસુધી, માહીતગાર થયા પછી તો કહેવત જેવું થાય છે કે, "પહેલાં સાસુ હરખાયાં, ને પછી તો સાસુજી હડકાયાં થયાં. " શું બ્હેનો આ આપણને શોભે છે ? જેવા ભાવથી લાવ્યાં તેવો ના રહે કેમ ? વહુ તે કોણ તેનો એક મનથી વીચાર કરો, શાસ્ત્રમાં કહ્યું છે કે, સ્ત્રી (વહુ) ઘરની લક્ષ્મી છે, તો તેવા સંસ્કાર પાડવા એ દરેક સાસુની ફરજ છે, તો તે તેવી કેમ બને તે એક વીચાર કરવા જેવી બાબત છે. જેવા ભાવથી લાવ્યા તેવોજ રહેવો જોઇએ. તે કેમ રહે ? પહેલું તો એક નવી વહુને પોતાનાં માબાપનો સ્નેહ છોડતાં દુઃખ થાય ને નવા માબાપ સાથે પ્રીતિ બંધાતાં વાર લાગે તે સર્વને થયું હશે. તેવે વખતે ત્યાંની પ્રીતિ સાંભરે નહી

ને આપણા ઉપર પ્રેમ બંધાય એવા સુખકારક વચન સાસુએ બોલવા ને તેનામાં તેના પીયરમાંથી પુરતી શીખામણ મળી ના હોય તો તે આપણાં વચનનો અનાદર કરે પણ આપણા મનમાં કંઇ લાવવું નહી, તે ક્યાં સુધી કે તેનો આપણા ઉપર પ્રેમ ન બંધાય ત્યાં સુધી, પછી ધીમે ધીમે આપણા ઘરનો વ્યવહાર સમજાવીએ. ને તેને કંઇ સારા દાખલા તથા સારી સ્ત્રીઓનાં ચરિત્ર કહીએ તો તેથી તે જાણીતી થશે ને આપણો પ્રેમ જોઇ તેનો પ્રેમ થયા વીના રહેશે નહી ને પ્રેમ થયો ને આપણી શીખામણ લાગી કે તેને તરત પસ્તાવો થશે ને હવે આવી વખત આવે નહી ને શુભેચ્છા વચનના અનાદરની માફી માગશે માટે એવો ગાઢ પ્રેમ બંધાય એટલુંજ માગીએ છીએ ને સર્વેના કુટુંબમાં સલાહસંપ રહે ને સર્વે બ્હેનો આનંદી ને ઉમંગી થાય તેટલા પહેલાં પોતે સુધરવાની જરૂર છે એટલું જણાવી હું મારૂં લખવું બંધ કરૂં છું. મારી કંઇ ભુલચુક થઇ હોય તો મારી બ્હેનો મને માફ કરશો.

---

## " અમારે શાની જરૂર છે. "

અમે લાઇબ્રેરીનાં પુસ્તકોને શું કરીએ? અરેરે! અમારી આંખોએ અજ્ઞાનતાના (અવિદ્યાના) પાટા બંધાએલા છે. અમારા જ્ઞાન ચક્ષુ બંધ છે તે જો દયા લાવીને ઉઘાડવાનો રસ્તો બતાવો તો અમે જ્ઞાન સમુદ્રમાં પ્રવેશ કરી શકીએ તમારાં પુસ્તકોની અંદરના રહસ્યનો અમે વ્યવહારમાં ઉપયોગ કરી બતાવીએ અને અમે તમને તમારા કાર્યમાં વધારે મદદ કર્તા થઇએ.

ઘરણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરણીજ માન;
ઘરણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરણી વિનાનું સ્મશાન.
સજ્જન સહાયનું મુળ છે નાર.

કવિ ન. લ.

સ્ત્રીએ તમારી સહધર્મચારિણી છે, તમારા ઘરનો પ્રધાન છે તો તમે તેને યોગ્ય કેળવણી આપવા માટે આટલી બધી બેદરકારી શા માટે રાખો છો? શું અમારા માટે તમે ઇશ્વરના જવાબદાર નથી?

ઘરમાં જેઓને તમે રમતી ખેલતી બાલિકાઓ જુઓ છો તે ભવિષ્યની માતાઓ છે તમારી પ્રજાની ઉન્નતિનો આધાર તેમના પરજ રહેલો છે તમારી પ્રજાને ઉન્નત માર્ગે દોરવાની ઇચ્છા રાખતા હો તો અત્યારથીજ કેડ કસીને તૈયાર થાઓ. અને ભવિષ્યની માતાઓને જ્ઞાન દાન આપવાની શરૂઆત કરો. " ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો. " આ બાબતમાં આ કહેવતનો ઉપયોગ કરો કે જેથી આજથી દશ વર્ષે તમારી પ્રજાને ઉન્નત અને બુદ્ધિશાળી જોઇને તમે ભાગ્યશાળી થશો.

છોકરાઓની કેળવણી વધારવા માટે ઉપરાઉપરી કરીને મોટાં મોટાં ફંડો અહા! કરો છો તેમાંથી સ્કોલરશીપો આપો છો બોર્ડિંગ સ્થાપવાના વિચારો ચલાવો છો, ઠરાવો ઘડો છો પરંતુ તેના સોમા ભાગની હિલચાલ સ્ત્રી કેળવણી વધારવા માટે કરી છે? શું અમારે

કેળવણીની જરૂર નથી? ઉભરાવેલી મોટી રકમોમાંથી સેંકડે દશ ટકા જેટલો ભાગ સ્ત્રીઓની ઉન્નતિ માટે કરવાનો તમે સંકલ્પ કર્યો છે? કંઇજ નહિ. એ બાબતમાં તો અમે વાણિયાભાઇ તે વાણિયાભાઇજ છીએ ઉદાર દીલ બતાવીએ તો અમે વાણીઆ શેના?

ખડાયતાની વધારે વસ્તીવાળા ગામોમાં (ઉમરેઠ નડિયાદ) કન્યાશાળાઓમાં જઇને જુઓ તો વસ્તીના પ્રમાણમાં ભણનાર કન્યાઓની સંખ્યા કેટલી ઓછી છે? ક્યાંથી હોય? તેમને નાત તરફથી કંઇ પણ ઉત્તેજન મળે છે? વરસે દહાડે કુલ રૂ. ૧૫ નું ઇનામ નહિ તો વળી સ્કોલરશીપોની તો વાતજ શી?

એક આંખે ન જુઓ છોકરા અને છોકરીઓમાં ભેદ ન રાખો બંનેના કર્તવ્યને લગતી શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક કેળવણી આપો કે જેથી તમારા કરવા માંડેલા સર્વે પ્રયત્નો સફળ થશે. યાદ રાખો કે તમે જો એકજ આંખે જોશો તો ઇશ્વર તમને એ અન્યાયનો બદલો તમારી પ્રજા તરફથી વાળ્યા વગર રહેનાર નથી.

વાંચક બંધુઓ અને જ્ઞાતિના આગેવાન ગૃહસ્થો આ વિષય પાનાં ફેરવીને વાંચી જવા માટે લખાયલો નથી પણ તે વાંચીને તેને આચારમાં મૂકશો એવી મારી સખત ભલામણ છે. કવિ નવલરામનું કહેવું યથાર્થ છે કે—

ધર્મે, કર્મે, ન કેળવો, ના'પો કંઇ પણ જ્ઞાન;
રાખજો હેવાન તો, કેમ હોય ન એહેવાન. સજ્જન.

હાલના જમાનામાં સુખ મેળવવાનાં સાધનો ક્યાં છે? જ્ઞાન અને સદાચાર હે કૃપાળુ પરમાત્મા જ્ઞાતિના બાળકોને તે સાધનો પ્રાપ્ત કરવા માટે તું સહાય થજે એવી મારી નમ્ર પ્રાર્થના છે. લી. એક જ્ઞાતિ અબળા.

---

## કડલાલ ભાનેરના વીસા ખડાયતા એકડાનું બંધારણ.

( ગતાંક પાને ૧૬૦ થી ચાલુ. )

સૂચના:—

પંચ: ઘણી વખત પરચુરણ કામોને માટે પંચ સાત આઠ દિવસ માગે છે. અને જમવા-ખાવામાં મોટો ખર્ચ કરી નાંખે છે. પહેલા બે ત્રણ દિવસ તો, ફલાણા ભાઇ આવ્યા નથી, હજી 'ઘરડીઆ' આવવાના બાકી છે, તેમને તેડવા મોકલે, એમ રામાટામામાં ગાળી નાંખે. વળી એક દહાડો સ્હવારમાં અમુક બે ચાર માણસો જરા લાંબા ધોંટા કાઢી વઢવા મંડી પડે તો, પંચ હુડુડુડુ કરતું વેરાઇ જાય, અને આખો દહાડો તેની તેજ વાતો કરી; રાત્રે પચ્ચના લાડવા જમી આમ લોકના ફુશ ઠંડકાથી પડી રહે. ટુંકાણમાં એમ દિવસોના દિવસ સુધી જે બાબતનો નિકાલ અડધા કલાકમાં આવી શકે તેને માટે આઠ દશ દિવસ માગી નાંખે છે. તેના કરતાં દરેક ત્રણ કે પાંચ વર્ષને માટે 'પંચ સભા' કડલાલ ભાનેરના થઇ દોઢ બે, અને બીજા દરેક ગામ દોઢ બે એમ મળી એકંદર ૩૦–૩૨ માણસો ચૂંટી કહાડી, પંચની દરેક નાની મોટી બાબતનો તોડજોડ કરવાની સત્તા આપવામાં આવે તો ઓછા ખર્ચમાં તાકીદે કામનો ઉકેલ આવે.

લગ્ન; પ્રથમ તો લોકો પોતાનાં છોકરાંના વિવાહ બહુજ નાની ઉમ્મરમાં કરી નાખે -છે છોકરો વર્ષ દ્સ્કાનો થયો, ત્યાં સુધીમાં વિવાહ ન થયો હોય તો, એઓ પોતાને કુળવાન માનતા હોય તે તેઓ ઉપર થઇ જાય છે. અને છોકરીનો વિવાહ કરવાનો હોય તો રખેને સારા ઘરનો મુરતીઓ વરી જશે આમ નાહક ખોટી ઉતાવળ કરનાર મા બાપ સમજતાં નથી કે તદ્દન નાની ઉમ્મરમાં વિવાહ કરવાથી અનેક ગેરલાભ થાય છે. તેમાં મુખ્ય તો એ છે કે વરકન્યા વચ્ચે ઉમ્મરનો કાંઇ તફાવત રહેતો નથી, અને પરીણામે કજીઆ થાય છે અને કજીઉ ટંટાઇ ન રહે તેટલી ઉમ્મર સુધી વર તથા કન્યા બન્નેની દુ:ખી અને શરમીંદી જીંદગી જોતાં ત્રાસ છુટે છે.

બીજુ લગ્ન કરતી વખતે વર કન્યાની ઉમ્મર કે શારિરીક બાંધા સામુ તો કોઇ જોતુંજ નથી કોઇ કાંઇ કહેવા જાય તો જવાબ દે કે—શાસ્ત્રમાં કહ્યું છે, કે નવ વર્ષની ઉમ્મરની કન્યાનુ કન્યાદાન દેવામાં મહા પુન્ય છે, તેથી ઉતરતું અગીઆરમે, અને તેર વર્ષની કન્યા કુંવારી રાખવામાં મહા દોષ છે. વળી વર કન્યાનાં માબાપ જુવાન જોત જેવાં હોય છતાં પણ કહે કે હાથ કોણે દીઠી છે, જે લ્હાવો લીધો તે ખરો! આમ કહી લોકો નવદશ વર્ષની ઉમ્મરનાં છોકરાંનાં લગ્ન કરી નાખે છે. અને ત્યારથી તે કન્યા પરણાવવા જોગ થાય ત્યાં સુધીનું જોખમ નાહક વ્હોરી લે અને પરીણામે બાળ વિધવાઓની સંખ્યા વધતી જાય છે, જાતિ પ્રબળ નિર્બળ થાય છે, આયુષ્ય ટુંકાં થાય છે, એકંદરે ઘણા ઘણાં માઠાં પરીણામો અનુભવવાં પડે છે જે છોકરો છોકરી પોતાનાં માબાપોની છાયા નિચે રહી પોતાના મનને બુદ્ધિને અને શરીરને સંપૂર્ણ રીતે ખીલવવાની અવસ્થામાં હોય છે તે બાળલગ્નને પરીણામે ઘરબારી માલુમ પડે છે અને કોઇક હાદી મુછ વગરના વેવાઇઓ, શેઠ, 'જેશ્રીકૃષ્ણ' કરતા જોવામાં આવે છે આ બધું થતું અટકાવવા આપણા પ્રથમ લેવાની સૌથી પહેલી જરૂર છે અને વિવાહ કરતી વખતે વરકન્યા વચ્ચે અમુક તફાવત રાખવાનો અને કન્યા તેર વર્ષ પહેલાં નહિ પરણાવવાનો ઠરાવ બનતી તાકીદે કરવાની ખાસ અગત્ય છે.

કન્યા વિક્રય. થાય છે તે સદંતર બંધ થવાની જરૂર છે છેવટ પંચે બાંધેલો રૂ.૬૫૧ નો ધારો બરોબર અમલમાં મુકાય, અને તેથી વધુ રકમ લેનાર તેમજ આપનાર બન્ને પંચના ગુન્હાને પાત્ર થાય એવો સખત બંદોબસ્ત થાય તોજ વિક્રય થતો અટકવાનો સંભવ છે.

પહેરામણીરકમ. હાલના જમાનાને અનુસરી વધારીને ઓછામાં ઓછી રૂ. ૫૦૧) કરવાની જરૂર છે.

વહુને આણુ તેડવા પહેલી વખત વરને પોતાને જવું પડે છે આ રીવાજ કેટલો જુનો શરમ ભરેલો છે! એક તરફથી ઘરડાઓ આવા નિર્લજ રિવાજને જુની રહે છે, અને બીજી તરફથી ફરીઆદ કરે છે કે છોકરાઓ બેશરમ થઇ ગયા છે—વટી ગયા છે, જ્યાં આવા રિવાજ ચાલુ છે ત્યાં છોકરાઓ બિચારા શું કરે! લાજ મર્યાદ એટલે કે વ્યવહાર. વગરના અને બીજા' ખર્ચો.

(૧) છોકરાનો વિવાહ થાય છે ત્યારે સર્વે ન્યાતીને જમાડવાનો તેમજ આપ મુક કરવાનો રીવાજ છે. ઘણા વખતથી માફ કરવાનો રીવાજ બંધ થયેલ હતો- પરન્તુ ને

લગ્નમાં પાછો ચાલુ થયો છે. અમુક મહીનાના છોકરાના વિવાહમાં સહેજ પોણુંસોથી સો રૂપીઆનો ખર્ચ કરી નાંખવામાં આવે છે તે એક જાતની ફજેતી છે માટે તે બંધ થવાની જરૂર છે.

(૨) લગ્નમાં જાનને પાંચ ટંક જમાડવાનો રીવાજ છે તેને બદલે ત્રણ ટંક કરવાની ખાસ જરૂર છે બીજું જાનમાં કેટલાં માણસ લેઇ જવાં તે નક્કી થયું છે. છતાં પણ માણસોની સંખ્યા કેટલીકવાર ધાર્યા કરતાં વધી જાય છે. માટે તે બાબતમાં યોગ્ય બંદોબસ્ત થવાની જરૂર છે.

(૩) લગ્નમાં ટીલાં આપવાનો રીવાજ છે. તેમાં લગભગ રૂ. ૪૦ થી ૫૦ વહેંચવા પડે છે. આ ખર્ચ માત્ર સગાઇની શોભા દેખાડવાની ખાતરજ કરવામાં આવે છે. અને સગાઇનો સંબંધ માત્ર જમવા જમાડવાને અંગેજ છે. તો પછી સામાવાળાને જમાડવા અને તેમને ત્યાં જમવા જવું. પણ નાહક ટીલા દીઠ છ આના કે બાર આના જેવી નાની રકમ લઇ વરવાળાને ત્યાં પચાસ રૂપીઆનો ખાડો પાડી તેને બોજા રૂપ થવું એ અઘટીત છે.

(૪) લગ્ન પ્રસંગે ચાંલ્લો પાછો વાળવાનો રીવાજ છે. ચાંલ્લાનો રીવાજ દાખલ કરનાર પુરૂષની બુદ્ધિ અને દિર્ઘદ્રષ્ટિને ખરેખર ધન્યવાદ ઘટે છે. સગાસંબન્ધીઓ તરફથી એવા શુભ પ્રસંગે રૂપીઓ, બે કે પાંચ ચાંલ્લો આવે તે રકમ ખર્ચમાં મદદ રૂપ થઇ પડે. જ્યારે ચાંલ્લો આપનારને નાની રકમ જણાય નહિ. આ રીવાજનો આવો ઉચ્ચ ઉદ્દેશ હોવો જોઇએ એમ ઘણા વિચારવંત પુરૂષોનું માનવું છે. પરન્તુ એ રીવાજને ખોટું રૂપાન્તર આપી દીધું છે. અને રૂપિઓ ચાંલ્લો આવ્યો હોય તેને દોઢ કે બે પાછા વાળવા અને તે ઉપરાંત સગાઇના પ્રમાણમાં વિદાયગીરી તરિકે કંઇક વધારામાં આપવામાં આવે છે. આ રીતે એક લગ્ન પાછળ રૂ ૨૦૦ થી ૩૦૦ સુધી આવળું ખર્ચ થાય છે. આ રીવાજ બંધ થાય તો લગ્નના ખર્ચમાં મોટો ફેર પડે. પછી આપવાની રકમ બચે, અને આવેલી રકમ વધારામાં રહે.

(૫) લગ્નમાં અને સીમન્તમાં મોસાળુ કરવાનો રીવાજ છે. બ્હેન ભાણેજને મોસાળુ કરવું, એ રીવાજ તો ઘણો સારો છે. પોતાની સ્થિતિ અનુસાર દીકરી બ્હેન કે ભાણેજને આપવું એ દરેકની ફરજ છે. પરન્તુ મોસાળુ કર્યાની રકમ બદલામાં તેને ઘેરથી કાંઇ પણ પાછું ઘસડી લાવવું એના જેવું નીચું એક પણ નથી.

(૬) સીમન્તમાં જે કાંઇ થોડું પણ ખર્ચ કરવાનો રીવાજ છે તે સમૂળગો બંધ કરવામાં આવે તો વધારે સારૂ.

(૭) કુવાવડાં તદન બન્ધ કરવાં જોઇએ.

(૮) ત્રીસ વર્ષની ઉમ્મર સુધીના જુવાનના મરણ પાછળ જમણવાર બીલકુલ કરવો જ ન જોઇએ. જ્યાં જુવાન પહાડ જેવો છોકરો ગુજરી જાય, જ્યાં નાની વહુ રાંડે, જે ઘેર કાળો કેર વર્તિ રહ્યો હોય, તે ઘેર જઇ મરનારની પાછળ લાડવા ઉડાવવા. દુનીઆમાં આથી વધારે નીચું કામ કયું હોય ? એક રાત્રીના વાળુમાં તમે તે નિમીત્તના લાડુ જમો કે, પોતાના ઘરમાંનો સૂકો પાકો રોટલો ખાવ. બન્નેથી સરખીજ તૃપ્તિ મળશે. તો પછી જમવાનો ત્યાગ શા માટે ન કરવો ?

(૯) મરણુ પાછળ અગીઆરમું જમીને લોકોને જવાનું પડે છે. તો પછી મરણુ પાછળ જેને જે વરો કરવો હોય તે તેરમાને દહાડેજ કરે. તેરમાને દહાડે જેને સગાં જમાડવાં હોય તે સગાં જમાડે, નાત જમાડવી હોય તે નાત અને બે તડ જમાડવાં હોય તે બે તડ જમાડે. અને ચોખણુ કરવું હોય તે તેરમે અને ચૌદમે એમ બે દહાડા કરે. આમ કરવાથી સુતકીનું ખાવું નહિ પડે. (શાસ્ત્રમાં પણ કહ્યું છે કે સુતકીનું ખાવામાં મહા દોષ છે.) અને દસમે નાનાં સગાં, અગીઆરમે મોટાં સગાં અને બારનાતની નાત એ ત્રણ દિવસનું ખર્ચ કમી થશે. જેથી મરણ પાછળ મોટી રકમનું ખર્ચ થાય છે તે અટકશે.

(૧૦) ધરોના કુલેરના લાડુ વહેંચનારને રૂ ૨૫ થી ૩૦ ખર્ચ થાય છે. લાડુ ઘણા ખરા લેતા નથી અને તેને બદલે પૈસા લેનારને ત્રણ આના કે છ આના આવે તેનો હીસાબ નહિ. અને વહેંચનારને સામટી રકમ ખર્ચવી પડે તો પછી આવી જાતનો અડાઉ ખર્ચ બંધ કરવો જોઇએ.

(૧૧) મરણુ પ્રસંગે આપમુક કરવાનો રીવાજ છે. તે મરણુની ઉત્તર ક્રિયાના ખર્ચમાં અગત્યનો છે. અને તેમાં મોટી રકમ થાય છે, માટે તે બંધ કરવાની જરૂર છે.

(૧૨) દરેક ટાણે રીતો બાંધેલી છે. અમુક ટાણું આવ્યું ત્યારે અમુક દિવસ જમાડવું, અમુક જમણ કરવું, લાડુમાં શેર ઘી નાખવું—વગેરે વગેરે. એ બધા બંદોબસ્ત પ્રમાણે ગરીબ કે પૈસાદાર દરેકને વર્તવું પડે છે. એમ કરવામાં જેનો હાથ પહોંચતો હોય તેને તો ઠીક, પરન્તુ ગરીબનો મરો થાય છે. વળી પંચનો દોર એટલે સુધી છે કે પંચના ભાયડા આવે ત્યારેજ ઘી તોળાય, એક બાજુ રસોઇ ઠંડી થતી હોય તો ભલે, મોડું થાય તો ભલે થાય, પરન્તુ પંચના ભાયડા તોળી આપે નહિ ત્યાં સુધી ઘી નજ અપાય! વરો કરનારનો એટલો પણ વિશ્વાસ નહિ! આ રીવાજ બહુજ ગેરવાજબી છે. વરો કરનારને પોતાની આબરૂ વહાલી હશે, અને સ્થિતિ પહોંચતી હશે તો શા માટે ખરાબ કરીને જમાડશે? માટે અમુક પ્રસંગે કાંઇ કેટલા દિવસ જમાડવું તે, અને ઘી કેટલું વાપરવું તે, આ બન્ને બાબતો ઘરધણીની મુન્સફી ઉપર રાખવાનો ઠરાવ કરવાની ખાસ જરૂર છે.

આ ઉપરથી કોઇને એકદમ એમ લાગશે કે જમવા ખાવાનું સમૂળગું બંધ કરવા જેવુંજ થાય છે. પરન્તુ ઘણા લોકોની સ્થિતિ કેવળ નિર્ધન કરી નાંખનાર આ દરેજીઆત વરાજ છે. તે માત્ર નિર્ધન બનાવે છે એટલુંજ નહિ પણ દેવાદાર સ્થિતિમાં લાવી મૂકે છે. ઢોરઢાંખર ઘરેણું વેચી, ઘર વેચી, અને તેથી જો પહોંચી ન વળે તો દીકરી વેચીને પણ નાતના શિરસ્તા મુજબ ખર્ચ તો કરવુંજ પડે. આ જાતની ઘેલછા જ્યાં સુધી લોકોમાંથી જશે નહિ ત્યાં સુધી એકડાની સ્થિતિ સુધરવાની નથી.

કેળવણી: આજ જમાનામાં વેપાર નોકરી અગર કમાવાના દરેક સાધનમાં કેળવણી અને બહોળા જ્ઞાનની જરૂર છે, એ નિઃસંદેહ છે. દિન પરદિન મોંઘવારી વધતી જાય છે. શારિરીક રક્ષણનાં સાધનો વધારે પ્રમાણમાં જોઇએ છીએ. અને તે ઉપરાંત અનેક પ્રકારની જરૂરીઆતો વધી છે અને દિવસે દિવસે વધતી જ જવાની. તેના પ્રમાણમાં ખર્ચને પહોંચી વળવા અને હાલની પડતી સ્થિતિમાં સુધારો કરવા સારી–ઊંચી કેળવણી લેવાની જરૂર છે. ગામે ગામ નિશાળો ખોલવામાં આવી છે. પાસેના મોટાં ગામોમાં અંગ્રેજી નિશાળો રખાય

છે. તો પછી બનતી તાકીદે તેનો લાભ લેઇ હાલની પછાત સ્થીતિ સુધારવા બનતો પ્રયાસ શા માટે ન કરવો ? અંગ્રેજી ભણતર નોકરી કરવી હોય તેને જ માત્ર કામનું છે, એવું કેટલાક માને છે. પણ તેમ સમજવામાં મોટી ભૂલ કરે છે. વેપારમાં તેની ઓછી જરુરી બાત નથી. ગામડાંઓમાંથી ઘસડાઇ આવતી વેપારની જણસો ઉપર શહેરોમાં મોટા પાયા ઉપર વેપાર ચાલે છે. અને તેમાંથી શહેરના વહેપારીઓ લાખો રૂપીયા પેદા કરે છે. કારણું માત્ર એટલું જ કે તેઓ ભણેલા છે, કેળવાએલા છે અને બહોળું જ્ઞાન ધરાવે છે. જ્યારે એજ માલમાં ગામડાનો વેપારી માલ ઉઘરાવે, સેગો કરે અને કેટલું દુઃખ વેઠે ત્યારે જુજ મહેનતાણું મેળવી શકે છે. ટુંકાણમાં મતલબ એજ છે કે ડુબતી સ્થીતિમાંથી તરવાનો એક જ ઇલાજ છે. અને તે એકે દરેકે દરેક ગુજરાતી અને અંગ્રેજીનો સારો અભ્યાસ કરવો. પછી ભલે જેને વેપાર કરવો હોય તે વેપાર કરે અને નોકરી પસંદ હોય તે નોકરી કરે.

અંગ્રેજી ભણનારાઓની સંખ્યા દિન પર દિન વધતી જાય છે એ ઉદયનું એક શુભ ચિન્હ છે. છતાં પણ પોતાનાં છોકરાં પાછળ ખર્ચ કરી ઉંચી કેળવણી આપી શકે એવા ઘણા ગ્રહસ્થો કેટલીકવાર પછાત પડી જાય છે; તેમ કેટલાક વિદ્યાર્થિઓ અભ્યાસક્રમ પૂરો કરતા પહેલાં નિશાળ છોડી દે છે તેમ ન જ થવું જોઇએ.

છોકરાઓની કેળવણીમાં જે વર્ગ આટલો બધો પછાત છે, તે છોકરીઓની કેળવણીમાં હોય એમાં શી નવાઇ ? સ્ત્રીઓ, જેના ઉછેર ઉપર, જેની કેળવણી ઉપર અને જેના શિક્ષણ ઉપર ભવિષ્યની પ્રજાનો આખો આધાર છે તેજ અજ્ઞાન અને બીન કેળવાએલ હોય તો, એથી બીજું વધારે શોચનીય શું હોઇ શકે ? કેટલાક ખોટી દલીલ કરે છે. કે આપણે છોડીને ક્યાં કમાવા મોકલવી છે. આવું માનનારાઓની મોટી ભૂલ છે. ભણવું એ માત્ર કમાવા માટે જ નથી; પણ ભણવાથી બુદ્ધિ ખીલે છે, મન કેળવાય છે, જ્ઞાન વૃદ્ધિ પામે છે અને મનુષ્ય સંસ્કારી બને છે. તેથી સંસારમાં સુખ અને આનન્દની ઇચ્છા રાખનાર દરેક સ્ત્રી પુરૂષને ભણતરની ખાસ જરૂર છે. વળી પુરૂષ કરતાં સ્ત્રી ઓછી ઉપયોગી નથી, માટે છોકરાઓને ભણાવી ગણાવી કેળવવાનો વિચાર કરીએ તેની સાથે દીકરીઓને ભણાવવા તરફ પણ લક્ષ આપવાની જરૂર છે.

કેળવણી ફંડ અને વિદ્યાર્થી ગૃહની સ્થાપના કરવાનો વિચાર નડીઆદ ખડાયતા સભા મળ્યા પછી આખી નાત કરી રહી છે. અને ઘણો સારો ઉત્સાહ આવ્યો છે. આશા છે કે થોડા વખતમાં બન્નેની શુભ સ્થાપના થઇ જશે. અને પરમકૃપાળુ પરમેશ્વરને એજ પ્રાર્થના છે કે તેનો ઘણો સારો લાભ થાય.

આ એકડાનાં ગામ, લ્હાણાં તથા મુખ્ય માણસોઃ—

૧. કઠલાલ. (રેલ્વે સ્ટેશન ન. ઇ. રેલ્વે.) ૭૨ શા. હીરાચંદ મુળજીભાઇ
શા. ત્રિભોવનદાસ નંદલાલ
પરીખ શંકરલાલ દ્વારકાદાસ
શા. બેચાભાઇ ગોપાળજી
શા. છગનલાલ હરગોવનદાસ
શા. લલુભાઇ મનજીભાઇ

| | |
|---|---|
| ૨. આનેર. ( સ્ટેશન વડથલ, ન. ૪. રેલ્વે, પોસ્ટ વાયા નડીઆદ. ) | ૩૩ શા. મોતીલાલ ગોપાળદાસ<br>શા. મોતીલાલ ગોરધનદાસ<br>શા. દ્વારકાંદાસ હરજીવનદાસ |
| ૩. મહુધા. ( રેલ્વે સ્ટેશન નં. ૪— રેલ્વે–પોસ્ટ મહુધા ). | ૨૭ દીપચંદભાઇ દયાળભાઇ<br>શા. મોતીલાલ જેઠાભાઇ<br>શા. ચુનીલાલ હરજીવનદાસ |
| ૪. મહીસા, ( સ્ટેડ ઠાસરા, પોસ્ટ- વાયા મહુધા ) | ૨૩ શા. ઇશ્વરદાસ પરશુરામ<br>શા. દામોદરદાસ દ્વારકાંદાસ |
| ૫. સાસ્તાપુર ( સ્ટે. મહુધા, પોસ્ટ મહુધા ) | ૧૯. શા. શામળદાસ મથુરભાઇ<br>શા. શંકરલાલ નાનચંદ |
| ૬. રૂદણ ( સ્ટે. મહુધા, પોસ્ટ મહુધા ) | ૧૪. શા. આશાલાલ દીપચંદ |
| ૭. અલીના. ( સ્ટે. મહુધા, પોસ્ટ મહુધા | ૫. શા. જુઠાદાસ રણછોડ |
| ૮. અખારી આંગડી. (સ્ટે નડીઆદ) | ૨૪. શા. આશાભાઇ ગોવિંદજી |
| ૯. ઠાસરાનાળી. (સ્ટે. કપડવણજ, પોસ્ટ વાયા કપડવણજ. ) | ૨૦. શા. છગનલાલ પાનાચંદ<br>શા. મગનલાલ અમીચંદ |
| ૧૦. જરોદ ( સ્ટે. જરોદ ) | ૩૮. શા. ચુનીદાસ હરગોવનદાસ |
| ૧૧. અમદાવાદ | ૨. શા. લલ્લુભાઇ બાપુજી |

આ એકડામાં કેળવણી પામેલા ગૃહસ્થો:—

જેઠાલાલ મોતીલાલ પરીખ બેરીસ્ટર. એટ. લૉ. (૨ માર્ટિન કોર્ટ ટેમ્પલ. ઇ. સી.)
લંડન ઇગ્લાંડમાં રહી દેશની સેવા બજાવનાર પહેલા વણિક મેંમ્બર.
' English and Indian friends ' But what must powerfully influence the British elector is to hear the cause of Indii pleaded at first hand by Indians themselves, and we are glad to recognise the continued efforts of Mr. J. M. Parikh in this direction. " Report of the British India Congress Committee. (હિન્દવાસીઓ જાતે પોતાની માગણીઓ બ્રિટન પ્રજા સમક્ષ રજુ કરે તો તેમના મન ઉપર સચોટ અસર કરી શકે. અને અમને જણાવતાં પ્રમોદ આનંદ થાય છે કે—મી. જે. એમ. પરીખ તે દીશામાં સતત પ્રયાસ કરી રહ્યા છે.
( બ્રિટીશ ઇન્ડીઆ કોન્ગ્રેસ કમીટીના રીપોર્ટ ઉપરથી. )

રા. રા. જેઠાભાઇ હીરાચંદ બી ન્યુ માણેકચોક મીલના મેનેજર અમદાવાદ.
રા. રા. નરહરિ દ્વારકાદાસ પરીખ બી. એ. એલ. એલ. બી. વકીલ અમદાવાદ.
રા. રા. ચુનીલાલ મોતીલાલ બી. એ. એસીસ્ટન્ટ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર. ગોધરા.
રા. રા. શંકરલાલ દ્વારકાદાસ બીજ સ્ટેશન ડેસરી, અમદાવાદ.

રા. રા. પુરશોત્તમદાસ જેઠાભાઇ ધી ઇસ્લામ મેચ ફેકટરીના મેનેજર. અમદાવાદ.
રા. રા. કેશવલાલ નંદલાલ હેડ માસ્તર, પીઠાઇ.
રા. રા. જીવણલાલ મગનલાલ પી. ટી. એચ. વડોદરા પોસ્ટ ઓફીસ. વડોદરા.
રા. રા. માણેકલાલ હરજીવનદાસ પોર્ટ ટ્રસ્ટ ઓફીસ, મુંબઇ.
રા. રા. ચુનીલાલ ઇશ્વરદાસ ગવર્નમેન્ટ પેન્શનર, ઠાસરા.
રા. રા. દીપચંદ દયાળજીભાઇ મોદી. ગવર્નમેન્ટ પેન્શનર, મ્યુનિ. કમીશ્નર. મહુધા.
રા. રા. શીવલાલ નંદલાલ હેડ માસ્તર.

## શ્રી મુંબાઇ ખડાયતા સમાજનો સને ૧૯૧૫–૧૬ ના વર્ષનો રીપોર્ટ.

આ સમાજની સ્થાપના સને ૧૯૧૨ ના મે માસમાં કરવામાં આવી હતી. ત્યારબાદ ૧૯૧૫ ના માર્ચ સુધીના લગભગ ત્રણ વર્ષના રીપોર્ટની નોંધ અમે ગઇ સાલ વૈશાખ માસના અંકમાં લીધી હતી. આ વર્ષે પણ ૧૯૧૬ ના માર્ચ મહીના સુધીનો રીપોર્ટ બહાર પડેલો હોવાથી તેની નોંધ આ વખતના વૈશાખ માસના અંકમાં લેવી અમે ઉચિત ધારીએ છીએ. ખરૂં કહીએ તો આ પત્રનું અસ્તિત્વ પણ સમાજનેજ આભારી છે જો કે તેના વહીવટ માટે પાછળથી બીજા કેટલાક ગ્રહસ્થોને સાથે લઇ એક મિત્રમંડળ સ્થાપવામાં આવ્યું છે. છતાં હજી પણ તેનો વહીવટ ઘણુંખરૂં સમાજના મેમ્બરોના હાથમાં છે ને અમે જણાવવાને દીલગીર છીએ કે બહારના મિત્રમંડળમાં જોડાયલા ગ્રહસ્થો તેના વહીવટમાં ઉત્સાહથી ભાગ લેતા માલમ પડતા નથી. જે ઉત્સાહ તેમણે મંડળમાં જોડાતી વખતે બતાવ્યો હતો તે જો જારી રાખવામાં આવે તોજ આપણું કાર્ય ફતેહમંદ બને. એક હાથે કાંઇ તાળી પડતી નથી. કાર્યને ફતેહમંદ બનાવવા માટે બધાની સહાય તથા મદદની જરૂર છે. માટે બાહારના ગ્રહસ્થોને અમારા જ્ઞાતિબંધુ પ્રત્યે એક જ્ઞાતિબંધુ તરીકે અમારી ખાસ વિનંતિ છે કે જ્ઞાતિહિતના આ શુભ કાર્યમાં તેમણે યથાશક્તિ મદદ કરી અમને આભારી બનાવવા ચુકવું નહીં.

હવે રીપોર્ટની બાબતપર આવતાં અમને જણાવતાં ઘણો હર્ષ થાય છે આ સમાજના સતત પ્રયાસથી ખડાયતામિત્ર દ્વારા હીલચાલ શરૂ કરી ચાલુ સાલમાં ખડાયતા સમાજે બધો વહીવટ પોતાને માથે ઉપાડી લઇ આપણી જ્ઞાતિની મોટી જંગીવર સામાન્ય સભા નડીઆદ મુકામે મેળવવાનું મોટામાં મોટું કામ ઘણી ફતેહમંદીથી પાર પાડયું હતું. આ પરથી એક બાબત તો ખુલ્લી રીતે માલમ પડે છે કે જો નિઃસ્વાર્થપણે કામ કરવાવાળા મુઠ્ઠીભર પણ ગ્રહસ્થો આપણી જ્ઞાતિમાંથી બાહાર પડે તો જ્ઞાતિના બીજા ગ્રહસ્થો દરેક શુભ કાર્યમાં તેમની પાછળ ખેંચાયા વિના રહે નહીં. સભા વખતે ફેલાયલો ઉત્સાહ ને સભાદ્વારા થઇ શકે તેવાં ઘણાં ઘણાં શુભ કાર્ય બાબતની ખાત્રી કરી હોય તો દરેક જ્ઞાતિબંધુને પોષ માસના અંકમાં છપાયલો તે સભાનો રીપોર્ટ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ ને કોઇપણ જ્ઞાતિબંધુ કે અન્ય ગ્રહસ્થને તેની બુકે નકલ જોઇતી હોય તો ચાર આનાની જુજ રકમ લઇ વિના પોસ્ટેજ મોકલવાની અમને રજા મળેલી છે. તેવી સભા ભવિષ્યમાં મેળવવાનું ને તેનું કાર્ય અમલમાં મુકવા માટે આખા વર્ષમાં જુદે જુદે ઠેકાણે શુભ પ્રયત્નો થવાની જ્ઞાતિઉન્નતિ માટે ખાસ જરૂર છે. ઉતાવળે આંબા પાકતા નથી તે કહેવત ખરી છે ને તે પ્રમાણે હજી સામાન્ય સભા ભરાવાની આપણામાં શરૂઆતજ છે તે વખતે તરત

સારા પરિણામની આપણે આશા રાખી શકીએ નહીં. પણ એટલું તો દરેક જ્ઞાતિબંધુ કબુલ કરશે તેવી સામાન્ય સભાને હાથે ઘણાં સારાં કામ થવાની દરેક વકી છે પણ તે ક્યારે કે જ્યારે જે ઉત્સાહથી તે સભા ભરવાનું શરૂ કરવામાં આવ્યું છે તેજ ઉત્સાહ ચાલુ રાખવામાં આવે. મુંબાઇની સભાએ ગોળો ગબડાવી કામમાં ઉત્સાહ માત્ર પ્રેર્યો છે ને તેને ચાલુ રાખવાનું કામ બધા જ્ઞાતિબંધુઓનું છે ને જ્ઞાતિહિત હૈયે ધરાવતા દરેક જ્ઞાતિબંધુ પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે કે હવે તેમણે બધાએ પોતપોતાની ફરજ સમજી તે કામ ચાલુ રાખવા પોતાથી બનતું કરવાનું છે ને અમારી તે પ્રાર્થના અર્થજ ન જાય એટલુંજ અમે શ્રી કૌરવર્ફેપ્રભુપ્રત્યે નમ્રપણે માગીએ છીએ.

આ ઉપરાંત સભાએ પહેલાંની માફક કોલેજમાં ભણતા વિદ્યાર્થીને સ્કોલરશીપ આપી હતી. ને ઇનામી નીબંધ મંગાવી ઇનામ તથા ચાંદ આપવાનું નવું ધોરણ પકડયું હતું. આ આ કામ પણ ઘણું સ્તુત્ય છે ને તે હવે પછીના વર્ષોમાં પણ ચાલુ રાખવામાં આવશે તો વિદ્યાર્થીઓમાં જ્ઞાતિહિત માટેની લાગણીનાં બીજ બાળ વયેજ રોપાવાની વકી છે. ઇનામી નીબંધની હારમાળામાં સ્ત્રીઓના લેખ માટે પણ સ્થાન રાખવામાં આવ્યું હતું તે ઘણું ઇચ્છવાજોગ કાર્ય હાથ ધર્યું કહેવાય પણ અમે જણાવવાને દીલગીર છીએ કે તે માગણીના જવાબમાં ફક્ત એકજ સ્ત્રીલેખ મળ્યો હતો. સ્ત્રીઓને ખાસ ઉત્તેજન આપવા માટેજ અમે આ અંકમાં એ સ્ત્રીઓ તરફના લખાણને બીજા લેખ પડતા મુકીને સ્થાન આપ્યું છે ને અમે આશા રાખીએ છીએ કે જેના લેખ સ્વીકાર્યા છે તે તેમજ બીજી સ્ત્રીઓ પણ અમારા મિત્ર પત્રમાં તેવા લેખ મોકલવા ચાલુ રાખશે એટલુંજ નહી પણ ખડાયતા સમાજ તરફથી બહાર પાડવામાં આવનારી આવતી ઇનામી નિબંધની હરીફાઇમાં ઘણે મોટે ભાગે ભાગ લેશે કે જેથી ખડાયતા સમાજનો હેતુ પણ કંઇક અંશે પાર પડે આ ઉપરાંત બીજાં પણ કેટલાક કામ મુંબાઇની ખડાયતા સભાએ હાથ ધર્યાં હતાં ને હવે પછીનાં કરવાનાં કામની નોંધ પણ રીપોર્ટને છેડે આપવામાં આવી છે તે જોતાં સમાજ ઘણુંજ સારૂં કામ બજાવે છે એવી અમારી ખાત્રી થાય છે ને મુંબાઇ બહારની સભાઓ ને એસોસીએશનો પણ ખડાયતા સમાજના પગલે ચાલી દશા વીસા, આમ, એકડા કે તડનો બાધ રાખ્યા સીવાય સમગ્ર જ્ઞાતિહિતનાં કાર્ય હાથ ધરતાં શીખશે તો જ્ઞાતિ ઉન્નતિનો સૂર્ય ટુંક વખતમાં દ્રષ્ટિગોચર થયા વિના રહેશે નહીં શ્રી કારવર્ફે પ્રભુ અમારા જ્ઞાતિબંધુઓમાં તેવી સન્મતિ પ્રેરે ને અમારી અભિલાષા ટુંક વખતમાં પૂર્ણ કરો. એટલું ખરા અંતઃકરણથી ઇચ્છી અમે અત્રે વિરમીએ છીએ.

આ પ્રમાણે અમને ઉમરેઠ દોશીવાડીયા હિતવર્ધક સભાનો રીપોર્ટ મળ્યો છે જે પરથી જણાય છે કે સભાનું જો કે આ ફક્ત બીજુંજ વર્ષ છે છતાં તે સભા ઘણું સારૂં કામ કર્યે જાય છે ને ભવિષ્યમાં તે સભા આગળ આવશે એવી દરેક આશા અમે બાંધી શકીએ.

તે સીવાય રાજ કલાનમના એકડાનું પંચ એકઠું મળ્યું તેનો હેવાલ પણ અમને રવાને કરવામાં આવ્યો છે જેમાં કેટલાક માણસોને પંચ બહાર કરવામાં આવ્યા છે તે બાદ કરતાં બીજાં ઘણાં સારાં કામ હાથ ધરવામાં આવ્યાં હતાં ને કેળવણીને વ્યવહારૂ રીતે ઉત્તેજન આપવાનો પંચે કરેલો ઠરાવ ઘણું સ્તુત્ય છે. પંચ તરફથીજ જ્યારે આવાં કામ હાથ ધરવામાં આવશે અગર બીજા જ્ઞાતિબંધુઓ તે કામ કરતા હોય તેમને પંચ તરફથી પુરી મદદ આપવામાં આવશે ત્યારે જ્ઞાતિનો ઉદય થયેલો અમે ઘણી જલદીથી જોઇ શકીશું.

# નવીન સમાચાર.

**પરિક્ષાનું પરિણામઃ—**

**બીજી એલ એલ. બી.**—ઠાકોરલાલ નાથાલાલ દેસાઈ—નડીઆદ.
ચીમનલાલ ચુનીલાલ પારેખ—ખેડા.

**સ્કુલ ફાઇનલ.**—હીરાલાલ કેશવલાલ—ખેડા.

**ગવર્નરની કાઉન્સીલ માટે ચુંટાયા.**—આપણા માનનીય બંધુ ગોકળદાસભાઈ કહાનદાસ પારેખ ફરીથી ઉત્તર વિભાગની મ્યુનીસીપાલીટીઓ તરફથી ઘણી રસાકસી છતાં ચુંટાવામાં ફતેહમંદ નીવડ્યા છે તે બતાવી આપે છે કે લોકોનો તેમના ઉપર હજી પુરો વિશ્વાસ છે. ગોકળદાસભાઈએ ઘણો આત્મભોગ આપી કેટલુંક ઘણું સંગીન કાર્ય કરી બતાવી પોતાની લાયકાત સાબીત કરી આપી છે જે અમે આ વર્ષના પહેલા અંકમાં લીધેલા તેમના જીવન વૃતાન્તમાં ઘણી સારી રીતે અમારા ગ્રાહકોની જાણ માટે બતાવી આપ્યું છે, એટલે તે વિષે અમે અત્રે વધારે લખવાની જરૂર જોતા નથી. પણ અમે તેમને મળેલી ફતેહ માટે ખરા અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ અને એવા નરો આપણી જ્ઞાતિમાં વધારેને વધારે પાકી જ્ઞાતિને દીપાવી જ્ઞાતિને ખાસ મગરૂરી લેવાનું કારણ આપો, એવું ખરેખર ઇચ્છીએ છીએ.

**લગ્નસરા.**—લગનગાળાનોજ આ માસ હોવાથી બીજી જ્ઞાતઓની માફક આપણી જ્ઞાતિમાં પણ ઘણાં લગ્ન ઉજવવામાં આવ્યાં હતાં. જેનો રીપોર્ટ અમને અમારી ચાલુ માગણી છતાં પુરેપુરો નહી મળેલો હોવાથી અમે ઘણાની નોંધ અત્રે લઇ શકતા નથી. પણ જે થોડાં લગ્ન અમારી જાણમાં છે તેજ અન્ય જ્ઞાતિબંધુઓની જાણ માટે અત્રે દર્શાવીએ છીએ.

**વૈશાખ સુદ ૮ ને વાર બુધે,**

કેશવલાલ છોટાલાલના પુત્ર ચંદુલાલ ઉમર વર્ષ ૨૩ ના બીજી વખતનાં લગ્ન ખેડા મુકામે મુળજીભાઈ પારેખનાં પુત્રી સાથે થયાં હતાં. કન્યાની ઉમર વર્ષ ૧૬ ની હતી.

મોહનલાલ રણછોડલાલના પુત્ર હરિભાઈ ઉમર વર્ષ ૧૬ નાં પહેલી વખતનાં લગ્ન અમદાવાદ છગનલાલ નહાનશાની પુત્રી વર્ષ ૧૨ ની સાથે થયા હતાં.

મંગળદાસ ગોવિંદભાઇના પુત્ર ચીમનલાલ જેઓ ગુજરાતી પંચવાળા રાજેશ્રી સોમાભાઇના ભાઈ થાય છે ને જેમની ઉમર ૨૧ વર્ષની છે, તેમનાં બીજી વખતનાં લગ્ન સોનાસણ મુકામે કસ્તુરદાસ ગીરધરદાસની પુત્રી ઉમર વર્ષ ૧૨ ની સાથે થયાં હતાં.

કાળીદાસ હીરાચંદના પુત્ર છોટાલાલ ઉમર આશરે વર્ષ ૩૯ નાં ચોથી વખતનાં લગ્ન જનોડ મુકામે ૧૨ વર્ષની કન્યા સાથે થયાં હતાં.

**વૈશાખ સુદ ૧૨ ને વાર રવિએ,**

ત્રીકમલાલ રણછોડલાલ વંડીવાના પુત્ર સુંદરલાલ ઉમર વર્ષ ૧૪ નાં લગ્ન અહેમદાવાદ મુકામે કોઠારી ચમનલાલ મોહનલાલનાં પુત્રી તારા ઉમર વર્ષ ૧૨ સાથે થયાં હતાં. આ લગ્ન ભારે ધામધુમથી ઉજવવામાં આવ્યું હતું અને બન્ને બાજુવાળાએ ને ખાસ કરી ત્રીકમલાલે સારી જેવી રકમનો વ્યય કર્યો હતો. અમે આશા રાખીએ છીએ કે બન્ને વેવાઇઓ સમજુ હોવાથી આવે શુભ પ્રસંગે કેળવણી મંડળ કે મધ્યસ્થ બોર્ડીંગ જેવી

સંસ્થાઓને માટે લગ્નની ખુશાલીમાં ને તેનાજ નિમિત્તે જે બને તે યથાશક્તિ કરતા ચુ-કશે નહી ને બીજા બંધુઓને માટે પણ સારો દાખલો બેસાડી આપશે.

મનસુખલાલ ચોકસીના પુત્ર જીવણલાલ ઉમર આશરે વર્ષ ૨૦ નાં બીજી વખતનાં લગ્ન માતર મુકામે કેશવલાલ મથુરાંદાસની પુત્રી ઉમર વર્ષ ૧૩ ની સાથે થયાં હતાં.

વૈશાખ સુદ ૧૬ ને વાર મંગળે,

સાકરલાલ મોતીલાલના પુત્ર રમણલાલ ઉમર વર્ષ ૧૩ નાં લગ્ન નડીઆદ મુકામે વલ્લભદાસ લાલભાઇનાં પુત્રી ઉમર વર્ષ ૧૨ સાથે થયાં હતાં

અમે આશા રાખીએ છીએ કે અમારા જ્ઞાતિબંધુઓ અમને ઉપર પ્રમાણે વિગત સાથે બીજાં લગ્નની ટીપ મોકલશે તો અમે ઘણા ખુશી થઇશું. તેની નોંધ આવતા અંકમાં પણ લેવા ચુકીશું નહી.

## ખડાયતા કેળવણી મંડળની સ્થાપના કરવા માટેની પ્રોવીઝીનલ મીટીંગ.

અમે અમારા કદરદાન ગ્રાહકોની પહેલેથી ક્ષમા માગી લઇએ છીએ કે કમિટીએ કરેલા ઠરાવ પ્રમાણે અમારો આ વખતનો અંક જરાક મોડો બાહાર પાડીએ છીએ. તેનું મુખ્ય કારણ એટલુંજ હતું કે જે દીવસે અંક બાહાર પાડવાનો હતો તેજ દીવસે ખડાયતા કેળવણી મંડળના બંધારણ બાબતની ઘણી મહત્વની મીટીંગ રાખવામાં આવી હતી. અને તે બાબત આખી કોમને એટલી બધી જરૂરની હતી કે તે બાબતનો રીપોર્ટ બીજા અંક વખતે એક મહીના પછી બાહાર પડે તેના કરતા ચાલુ અંક થોડા દીવસ મોડો બાહાર પાડી તેનો સમાવેશ ચાલુ અંકમાં કરવામાં આવે તો મંડળના કામને ઘણું ઉત્તેજન મળ-વાનો સંભવ હતો. અમને જણાવવાને ઘણો હર્ષ ઉત્પન્ન થાય છે કે મીટીંગનું તે દીવસનું કામ ભગત મણીલાલ હરીવલ્લભદાસના પ્રમુખપણા નીચે ઘણી બાહોશીથી પાર ઉતારવામાં આવ્યું હતું. મંડળના બંધારણનો કાચો ખરડો અગાઉથી જ્ઞાતિબંધુઓને રવાને કરવામાં આવ્યો હતો ને તેમાં કરવા જોઇતા સુધારા વધારા સુચવ્યા હતા ને તે પર ઘટતી ચર્ચા થયા બાદ કેટલાક બાદલ રાખવામાં આવ્યા હતા, ને સુધરેલા ખરડાની નકલ જ્ઞાતિબંધુઓ ઉપર મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, ત્યાર બાદ મંડળને જેમ બને તેમ જલદી રજીસ્ટર કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, તેમજ મંડળની હેડ ઓફીસ પહેલા વર્ષને માટે મુંબાઇ મુકામે રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું. તેમજ મંડળને હાથે પહેલું કામ સ્કોલરશીપ તેમજ કોલેજમાં ભણતા બધા ખડાયતા વિદ્યાર્થીઓ માટે અમદાવાદ મુકામે એક મધ્યસ્થ બોર્ડીંગ ઉઘાડવાનું શરૂ કરવું એમ બધા ભાઇઓની મરજીથી નક્કી કરવામાં આવ્યું હતું. તેમજ બોર્ડીંગ બાબતની સઘળી વ્યવસ્થા કરવાનું કામ અમદાવાદવાળાઓએ ઉપાડી લેવાનું કબુલ કર્યું હતું એ ખરેખર પ્રશંસાપાત્ર છે એટલુંજ નહી પણ બોર્ડીંગનું કામ શરૂ થતા પહેલાં પણ અમદાવાદવાળાઓએ પોતાની તરફથી સારા જેવી રકમ ભરાવી ઉભી કરી હતી ને તે તેમણે બતાવેલા ઉત્સાહથી પ્રેરાઇ અન્ય જ્ઞાતિબંધુઓએ બાહારગામ અમ-દાવાદવાળાની સાથે ડેપ્યુટેશનના આકારમાં જઇ અમદાવાદનો દાખલો આપી વધારે સારી રકમ ભરાવી લાવવાનું માથે લીધું હતું અમે આશા રાખીએ છીએ કે ડેપ્યુટેશનનું શુભ પરીણામ ને ખડાયતા કેળવણી મંડળની શરૂઆત અમારો આવતો અંક બાહાર પડતા પહેલાં આવી જશે. શ્રી કોટયર્ક પ્રભુ જ્ઞાતિહિતનાં આવાં શુભ કાર્યોને સદા સર્વદા મદદ કરો એટલુંજ ઇચ્છીએ છીએ.

# વાંચો.

**ચંદ્રોદયરસ**—કસ્તુરી બરાસ વિગેરે અનુપાન સહીત; ક્ષય, અશક્તિ, ઉધરસ, વાયુ, કફ વિગેરે રોગો મટાડી તાત્કાલિક પુરૂષાતન આપનાર સાત દીવસની દવાના રૂ. ૨–૧૦–૦

**અભ્રક ભસ્મ**—આયુષ્ય, બલ, બુદ્ધીને વધારી તન્દુરસ્તી આપનાર, તથા દમ, ખાંસી વિગેરે મટાડનાર, ૧૦૦૦ પુટી કીં. તોલા ૧ ના રૂા. ૪૦–૦–૦ ૫૦૦ પુટી, રૂા. ૨૫–૦–૦ ૧૨૫ પુટી. રૂા. ૧૨–૦–૦

**સુવર્ણ વસંત માલતી**—જીર્ણ જ્વર, જુની ખાંસી તથા દમ, મગજની નિર્બળતા, વિગેરે મટાડી, અખુટ શક્તિ આપનાર–તોલા ૧ ના રૂા. ૧૬–૦–૦

**લોહ ભસ્મ**—પાંડુરોગ, ઉદર રોગ, તથા હરસ–મટાડી શક્તિ આપનાર ૫૦૦ પુટી. તોલાના. રૂા. ૧૦–૦–૦ ૧૨૫ પુટી રૂ. ૫–૦–૦

**બંગેશ્વર રસ**—દરેક જાતના પ્રમેહ તથા ધાતુ સંબંધી દરદે મટાડી શક્તિ આપનાર દીવસ ૧૪ ની દવાના રૂા. ૨–૦–૦

**ચ્યવન પ્રાશ્ય અવલેહ**—બાલકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષો, માટે સર્વોત્તમ, નિર્ભય, અને ખરૂં તત્વ આપનાર, બલ, બુદ્ધી, અને વિર્યને વધારનાર રતલ ૦| ના રૂા. ૦–૧૦–૦ અને રતલ ૧ ના રૂા. ૨–૪–૦

**બાલમિત્ર**—દરેક જાતના બાલરોગને મટાડી શક્તિ આપનાર તથા લોહીને વધારનાર કીં. રૂા. ૧–૪–૦

**ખદીરારિષ્ટ**—આ સ્વાદીષ્ટ આસવ પિધાથી સર્વે જાતના લોહી બીગાડના રોગ મટી શક્તિ આવે છે. કીં. શીશીના રૂા. ૧–૦–૦

**દ્રાક્ષારિષ્ટ**—સર્વ પ્રકારના છાતીના દરદ–ખાંસી, હાંફણ, કંઠરોગ, મટાડી શાન્તિ આપનાર કીં. શીશીના રૂા. ૦–૧૨–૦

**લુંગ સમક**—વાયુ, ખાટા ઓડકાર, ચુંક, વિગેરે મટાડી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. શીશીના. રૂા. ૦–૧૨–૦

**લવંગાદી ચૂર્ણ**—ક્ષય, સંગ્રહણી, ખાંસી, હાંફણ, વિગેરે દરદો મટાડી શક્તિ આપે છે. શીશીના. રૂા. ૦–૧૦–૦

આ સીવાય બીજી ઘણી જાતના આસવો, ભસ્મો, તેલો, ઘૃત, ચૂર્ણ, વિગેરે મળશે. વધુ માટે સુચીપત્ર મંગાવો.

પ્રાપ્ય—
વૈદ્ય હીરાલાલ મોતીલાલ
સાંથ પીંપલી–દલાલ પોળ.
નડીઆદ.

મોતીલાલ દુર્લભ એન્ડ સન્સ.
લલ્લુભાઇનું ચકલું
સુરત.

# ગોદરેજની તીજોરી

અને

# મોતી.

**ગોદરેજની તીજોરીઓના સંબંધમાં ઝવેરીઓ વારંવાર એવો ઉઠાવે છે કે તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી ખરૂં છે છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનો આબ ઉડી જાય કે નહી.**

ગયા નવેમ્બરમા ગીરગામ બેંકરોડ ઉપર શેઠ લાલજી દયાળનાં મોટી આગ થઈ તે ઘરમાં શેઠ ગોરધ[illegible]પ પટેલની માલેકીની તીજોરી ની બનાવેલી હતી અને તેમાં કાગળો [illegible]પરાત મોતીની એક પોટલી હતી મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજઉપર [illegible] નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે.

**મેસર્સ ગોદરેજ અને બોઇસ જોગ:**—ચોડા દહાડા ઉપર ગીરગામ મારાં ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાસમાં તમારી એક તીજોરી હતી. મારી વાની જગ્યામા સઘળુ બળીને ખાખ થઈ ગયુ હતું અને જ્યા આગ બહુ જોરમાં થઇ ત્યાં તમારી તીજોરી હતી. તે તીજોરીમા કરન્સી નોટો અને ખતપતરો ઉપરાત સો. દાગીના હતાં. અને થોડાક છુટાં મોતીની એક પોટલી હતી તીજોરી ગોદરેજની બની એટલે સઉની ખાતરી હતી કે કાગળો જરૂર સલામત રહેશે પણ મોતીની હાલત સારી કે નહી તે માટે કેટલાકોને શક હતો, તીજોરી ખોલતાં હાજર રહેલાઓની અજાયબી કાગળો તેમ જ મોતી સંપૂર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં, અને મોતીનો આબ જરાએ ઝાંખો થઈ હતી નહી.

તા. ૧૮–૧૬–૧૪.

**કારખાનું—ગેસ કુંપની પાસે, પરેલ–મુંબઈ**

# ગોરધનદાસ વી. પટેલ.

# ખડાયતા મિત્ર.

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज (શ્રીમદ્ ભગવદ્ગીતા.)

પુસ્તક ૨ જું.] જેઠ, સંવત ૧૯૮૨ [અંક ૮ મો.

તંત્રી અને પ્રકાશક —

ભાઇલાલ વૃંદાવનદાસ કોઠારી બી. એ. એલ એલ. બી.

[illegible], લેમીંગ્ટન રોડ, ગ્રાન્ટરોડ—મુંબાઇ

## વિષયાનુક્રમણિકા


| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| કર્મયોગ. | વિશ્વવિહારી | ...૧૯૩ |
| કન્યા અપહરણનું ક્ષેત્ર. ... | ભગવાનદાસ પુરુષોત્તમ. | ૧૯૪ |
| મરણ તથા જીવન પ્રસંગે જ્ઞાતિભોજન... .. | આપનો વિદ્યાર્થી .. | ...૧૯૮ |
| શ્રીશિક્ષણ વિષે વાતો. .. | અંબાલાલ છગનલાલ. | ૨૦૦ |
| ગુજરાતની ખડાયતા જ્ઞાતિ સંબંધી. .. | જ્ઞાતિમિત્ર .. | ૨૦૪ |
| વકીલ શીવલાલ રણછોડદાસ દેસાઇનો પત્ર | શીવલાલ રણછોડદાસ દેસાઇ | ૨૦૫ |
| સંબોધન ... .. | સાવલીવાળો | ૨૧૦ |
| નવીન સમાચાર તથા પ્રાસંગિક નોંધ .. ... | તંત્રી. ... | ...૨૧૧ |
| મરણની ખબર | | ૨૧૫ |




પ્રત ૧૦૦૦

શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઇ ભગવાનદાસે છાપ્યું. [illegible]—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૧-૪-૦ પોસ્ટેજ સહિત.

# વૈદકશાસ્ત્ર શું કહે છે?

"ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે વાજીકરણ" ઔષધીનો ઉપયોગ કરવો જોઇએ.



દરેક મનુષ્ય જે વાજીકરણ ઔષધનો ઉપયોગ હમેશાં કરે છે હમેશાં બળવાન અને લાંબી આયુષ્ય ભોગવે છે. અમોએ તદન શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી વાજીકરણ વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે બનાવેલ છે. આ વાજીકરણના ઉપયોગથી ધાતુસ્રાવ (સ્પરમેટોરીયા) તથા ધાતુ સંબધી દરેક દરદો દૂર થાય છે.

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું.]  જેઠ, શુક્લ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૨.  [અંક ૮ મો.

## " કર્મયોગ "

" ગઝલ. "

કરો જે કાંઈ આ જગમાં, શરીર - વાણીના બલથી,
ગણાયે કર્મના નામે, વિચારો જે વળી મનથી. ૧

વિભાગો કર્મના કીધા, ત્રિવિધ, જો ? શાસ્ત્રના તનમાં;
ગણ્યાં પ્રારબ્ધને નામે, કરાયાં જે ગયા ભવમાં. ૨

કરો જે કર્મ આ જનમે, કહ્યાં સચિત તે સૌને,
બને ભોગી ખરે પ્રાણી, લઈને ક્રીયમાણોને. ૩

" જનમવું, જીવવું, મરવું, " મનાયો જીવનો ક્રમ અહીં;
" પુનર આવે, પુનર જાયે, " બનીને વિશ્વમાં દેહી. ૪

જીવનમાં સુખને દુ:ખો, વળી લાભો અલાભોને;
સંબંધી, સ્ત્રી અને પુત્રો, વળી વિદ્યા તથા ધનને. ૫

મળે જે જે કંઈ જીવ, હે! કરેલા કર્મના ફલ છે;
સકામી થઈ તુંએ કીધાં, બન્યો તું ભોગી તેથી છે. ૬

ગીતામાં કૃષ્ણ ભારતને, સ્વમુખે પ્રીતથી કે'તા,
" અધિકારી તું કર્મોનો, નહિ તેના ફલોનો થા. ૭

" ધરી આ ભાવ મનમાંહિ, કરીશ તું કર્મને જ્યારે;
પ્રભુની વાણી આવી છે, " ન લેપાયે ખરે ત્યારે. " ૮

વિભુનું વેણ માનીને, કરી લે કર્મને પ્યારે !
સદા આનંદમાં રે'જે, અલગ હૃદયથી તું બનીને. ૯

પ્રભુને દોષ તું દુઃખમાં, ન દેતો ભાન ભૂલીને;
સહીને સર્વદા રે'જે, પ્રભુનાં વંદીને ચરણો. ૧૦

લેખક:-વિશ્વવિહારી.

## કન્યા વ્યવહારનું ક્ષેત્ર.

( લેખક—ભગવાનદાસ સુખભુદાસ—સુરત. )

મનુષ્યની તેમજ ગ્નાતિની ઉન્નતિનું મૂળ કેળવણી છે. કેળવણીથી મનુષ્યનું હૃદય ઘણું વિકાસ પામે છે ને ખરી વાત વિચારીને સમજવાને શક્તિમાન થાય છે. પરંતુ એવા કેળવાયલા માણસોને પોતાની કેળવાયલી વૃત્તિને કેળવાયલી સમજ પ્રમાણે વર્તવામાં જે જે બંધનો નડતરરૂપ છે તે દૂર થવાનો પ્રયત્ન થવો જોઇએ. બંધનો છેક દૂર નહિ થઇ શકે તો તે ઓછાં થાય અથવા ઢીલાં થાય એમ થવાની ખાસ જરૂર છે.

પચાશેક વર્ષ ઉપર આપણા વડીલો તરફથી સાંભળવામાં આવતું હતું કે ગુજરાતમાં તેમજ ગુજરાતની બહાર જુદાં જુદાં સ્થળોમાં આપણા વતનથી દૂર દૂરની જગ્યાએ આપણાં સગાં સબંધી હતાં. પહેલાં રેલવે, ટપાલને તારનાં સાધનો નહતાં તે છતાં દૂરને સ્થળે સગાં સંબંધી હતાં, ને હવે રેલવે, ટપાલને તારના સાધનોની અનુકૂળતા થઇ છે ત્યારે આપણા સગાઇ સંબંધનું ક્ષેત્ર વિશેષ વિશાળ થવું જોઇએ તેને બદલે અતિ સંકોચાતું જઇ તેની હદ માત્ર પોતાના વતનમાં કે વતનથી માત્ર પાંચ સાત માઇલની અંદર થઇ ગઇ છે એ અતિ શોચનીય છે. રેલવે ટપાલને તારનાં સાધનોથી આપણે સેંકડોને હજારો માઇલ ઉપર હાલ નવા મિત્રોને સ્નેહીઓનો સમૂહ ધરાવતા થયા છીએ, ત્યારે જૂનો સગાઇ સંબંધ ખોઇ બેઠા છીએ એ બહુ ખેદકારક છે. વળી રેલવે ને ટપાલનાં સાધનથી આપણો વેપાર ધંધો આખા હિંદુસ્તાન ઉપરાંત ચીન, જાપાન, તથા યુરોપ, અમેરિકાને આસ્ટ્રેલીઆના દેશો સુધી વૃદ્ધિ પામતો જાય છે, ત્યારે સગાઇ-સંબંધનું ક્ષેત્ર દિન પ્રતિદિન અતિ સંકોચાતું જાય છે તે તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે.

સગાઇ સંબંધનું એટલે કન્યા વ્યવહારનું ક્ષેત્ર સંકોચાતું જાય છે, તેનું કારણ આપણી ગ્નાતિના નાના નાના સમૂહના જુદાજુદા એકડાઓનું બંધારણ છે. એ એકડાનું બંધારણ આશરે ૭૫ કે ૧૦૦ વરસથી શરૂ થએલું જણાય છે એકડાનો મુખ્ય પ્રતિબંધ એ છે કે એક બંધારણ માંહે રહેનારથી બીજા બંધારણવાળાને કન્યા આપી શકાય નહિ. આથી આપણો પોતાના એકડા બહાર નવો સગાઇ સંબંધ થતો અટક્યો, ને જુના સંબંધનો ક્ષય થયો. પરિણામ એ થયું કે હાલ આપણે આપણાં પોતાના એકડાના સમૂહ બહાર સગાઇ સંબંધ ધરાવતા નથી- હવે આપણો એકડાનો સમૂહ કદી વીશ પચીસ ઘર જેટલો હોય તો પણ તેટલામાંજ કન્યા આપવી પડે છે. આથી યોગ્ય સંબંધ મળી શકતો નથી ને આપણા પ્રાણથી વહાલી પુત્રીને ગમે તેવા અયોગ્ય સ્થળમાં હોમવી પડે છે.

બંધુઓ, આ કેળવાયલા જમાનામાં અમુક સ્થળની પાકેલી વસ્તુઓ કે કારીગરીની ચીજો તે સ્થળની હદ બહાર જતી અટકાવીને ત્યાંજ રાખવામાં આવે, અને તે ઉપરથી બીજા સ્થળવાળા પણ એવુંજ બંધારણ કરે, તો પછી આપણી સ્થિતિ કેવી કફોડીને અવ-ઘડવાળી થઇ પડે તેનો વિચાર આપ પોતેજ કરી લેશો. વળી બીજો એક દાખલો લઇશું. ધારો કે અમુક સ્થળના એક સદ્ગૃહસ્થને ઘર કામ માટે એક નોકરની જરૂર છે નોકરો

રાખી શકાય છે એમ છતાં તે ગૃહસ્થને એવું બંધન કરવામાં આવે, કે તમારે તમારો નોકર તમારા વતનમાંથી અથવા તેની આસપાસના ચાર પાંચ માઇલનાં ગામડાંની હદમાંથી પસંદ કરી લેવો. અમદાવાદ, ભરૂચ, નડિયાદ કે સુરતમાંથી ગમે તેવો લાયક માણસ મળે તો પણ તમારાથી તેને પસંદ કરી શકાશે નહિ." નોકરનો સંબંધ મરજીમાં આવે ત્યારે બદલી શકાય એવો છે, તો પણ એ ગૃહસ્થ આવા બંધનને મોટો જુલમ ગણી લઇને તેને તાબે થશે નહિ; તેમજ એવું બંધન કબુલ રાખશે નહિ. પણ આપણી વહાલી પુત્રીની દહાડી સુધીનો સંબંધ જોડવામાં આપણે સદા આવા એકડારૂપી બંધારણની બેડીમાં રહીને બેહેન, પુત્રીને ભત્રીજીની જીંદગીનો ભોગ આપીએ છીએ. માટે આવા એકડાના બંધન દૂર થવાની ખાસ જરૂર છે.

કેળવણીની વૃદ્ધિ કરી જ્ઞાતિના પુત્રોનું હિત કરવાની જેવી ને જેટલી કાળજી રખાય છે, તેટલી ને તેવીજ કાળજી જ્ઞાતિની કુમારિકાઓની ભવિષ્યના હિતની રાખવાનું આપણું કર્તવ્ય છે. માટે જ્ઞાતિના અગ્રેસરોની સમીપ આ નિર્દોષ બાળાઓના હિતની અપીલ રૂપે આ નમ્ર વિનંતિ છે.

કેટલાક ટુંકી સમજવાળા તરફથી એકડાનો લાભ એવો બતાવવામાં આવે છે કે એથી • ગરીબ ગરબાંના છોકરા પણ રહી જતા નથી ને પરણી જાય છે. આના ઉત્તરમાં એવો પ્રશ્ન થાય છે કે ગરીબ લોકોને અનાજ વગેરે ખોરાક તથા વસ્ત્ર વગેરે ખાસ જરૂરની ચીજો મહેલેથી મળે,• તેને માટે તેની બહાર નિકાસ નહિ થાય તેવો અંકુશ રાખવાની જરૂર પડતી નથી; તો પછી કન્યા વ્યવહાર ઉપર ગરીબોના હિતને માટે અંકુશ કેમ રાખવો પડે છે તે સમજી શકાતું નથી. જો પિતા તેમજ પુત્રની લાયકાત હશે તો ત્યાં કન્યા સહજ ચાલી આવશે. નહિ લાયકાત હોય તો તેણે તેવી લાયકાત મેળવવાને પ્રયત્ન થવું જોઇએ. પરંતુ લાયકાત વિનાના માણસોએ બીજાને સંકડામણમાં મૂકીને અમુક લાભ મેળવવો તેમાં ઉલટી હાનિ થાય છે. બે ત્રણ માણસનું પોષણ કરવાની શક્તિ વિના લગ્ન કરી, પોતે દરિદ્રાવસ્થા ભોગવીને એ વર્ગમાં પોતાના વંશજનો ઉમેરો કરવો એ દુઃખદાયક પરિણામ આણનારૂં છે. આ બાબતમાં નડીઆદ મુકામે ભરાએલી સામાન્ય સભા વખતે પ્રમુખ સાહેબે આપેલા ભાષણમાંના શબ્દો ખાસ મનન કરવા લાયક છે.

કોઇ માણસને પોતાની પુત્રી માટે પોતાના એકડામાં યોગ્ય સંબંધનું સ્થળ નથી મળતું, ત્યારે તે પોતાના એકડા બહારથી લાયક સંબંધનું સ્થળ શોધી કાઢે છે. ત્યારે તે એકડા બહારનાને પતિત ગણીને પોતાના એકડામાં દાખલ થઇ (દન્ડ દંડ રૂપી પ્રાયશ્ચિતથી )શુદ્ધ થવાનો વિધિ કરવાની જરૂર પાડવામાં આવે છે. એમ છતાં જો એકડામાં કેટલાક સ્વાર્થી માણસો પરાયા એકડા વાળાને પોતાના એકડામાં દાખલ કરવામાં વિરુદ્ધ પડે છે ને કન્યા આપવામાં આડ નાંખે છે, તો પુત્રીના બાપનો તેમજ બહારથી સંબંધ બાંધવા આવનારનો પરિશ્રમ વ્યર્થ જાય છે ને બેઉને નિરાશ થવાનો પ્રસંગ આવે છે. દરેક એકડામાં બે પ્રકારની સ્થિતિના માણસો હોય છે કેટલાંક સુજ્જનો પોતાની પુત્રી માટે લાયક સંબંધનું સ્થળ મેળવવાની ચિંતામાં રહે છે; ત્યારે બીજા દુર્બળ ને અજ્ઞાની હોય છે તે, અરે, હાય, મારા પુત્રને કન્યા મળશે કે રહી જશે એવી ચિંતામાં રાત દહાડો શોકાતુર હોય છે. આવા

બીજા પ્રકારના માણસો કોઇ પરાયા એકડાના માણસો દાખલ થવા આવે, ત્યારે કમ્મર બાંધીને બાંહ્ય ચડાવીને સામા પડે છે. આવા માણસને કોઇ દીકરો આપનાર નીકળે કે તમારા દીકરાને કન્યા મળવામાં હરકત આવે એમ નથી તો પછી તે વિરુદ્ધતા છોડી દે છે. કુદરતના ન્યાયરૂપી કાંટાથી બેહુની વૃત્તિનાં તોલન કરીશું તો પહેલાંની વૃત્તિ સ્વર્ગસદનમાં પ્રવેશ કરવાની છે, ત્યારે બીજાની દૃષ્ટિ પાતાળમાં પેસવાની હોય છે. વળી પહેલાંની વૃત્તિમાં પૂર્વ તરફના પવિત્ર પંથનો વેગ હોય છે, ત્યારે બીજાની વૃત્તિમાં દક્ષિણ તરફનો યમપુરીના પંથનો વેગ હોય છે. આવી વિરુદ્ધતામાં એકડાનું બંધારણ એક મતથી ચલાવવું કેવું વિકટ છે તેનો સહજ વિચાર કરી શકાશે.

બહારના માણસને દાખલ કરવામાં સુભાગ્યે એકડામાં વિરુદ્ધતા બહુ ઓછી આવે છે ત્યારે તે દાખલ થવામાં ફતેહ પામે છે; પરંતુ તેની શુદ્ધિ માટે પ્રાયશ્ચિતનો બોજો ભારે હોય છે. એ બોજાને એંટ્રન્સ ફી કે પ્રવેશક દાપા સમાન સમજવો. એ દાપામાં તેનું સત્વ ચૂસવામાં આવે છે. જેમ રસાળ શેરડીમાંથી તેના રસ રૂપી સત્વ ચૂસીને કુચો કરવામાં આવે છે, તેમ વ્યવહારનું સત્વ જે દ્રવ્ય તે તેની પાસેથી બને તેટલું કઢાવી તેને સત્વહિન કરવામાં આવે છે.

અમુક એકડમાંથી કોઇ એકાદ માણસ કન્યા મેળવવાના હેતુથી બીજા એકડામાં દાખલ થવા જાય છે, ત્યારે તે દાખલ થનારને શીર અમુક દિવસ અમુક ભોજનનું ઉત્તમ જમણ આપવાનો, અને અમુક વજનનાં વાસણોનું લહાણું કરવાનો, કે અમુક રોકડ રકમ ભરવાનો બોજો નાંખવામાં આવે છે. આનું સ્વરૂપ એવું થયું કે કોઇ અધમ પિતા પોતાની પુત્રીનો જેમ પ્રત્યક્ષ રીતે વિક્રય કરે છે, તેમ આમાં આખો એકડાનો સમૂહ થઇને પોતાના સમૂહની કન્યા બીજા એકડા વાળો લઇ જાય છે તે બદલ જમણ કે વાસણ અથવા પૈસા વગેરે લે છે, એટલે એ પણ પરોક્ષ રીતે આખા સમૂહ તરફથી કન્યાવિક્રય થયા જેવું છે. આવા કન્યા વિક્રયના ભોજનમાં સામેલ થવુ કે એ નીમીત્તે થએલા વાસણનું લહાણું સ્વીકારવું ને પાપના અંશી થવું તે કોઇ પણ સુજ્ઞ કે સમજુ ગૃહસ્થ યોગ્ય ગણે નહિ. એક બે દિવસનું રાતનું વાળુ મળે અથવા આપણા ઘરમંના અનેક વાસણોમાં એક વાસણનો ઉમેરો થાય તેથી આપણી સ્થિતિ કંઇ પણ ફરી જવાની નથી, પરંતુ એવો ખરચ જેની પાસેથી દબાણ કરીને કરાવીએ છીએ તેની સ્થિતિ બિગડી જશે એ નિઃસંદેહ છે. માટે એવા પ્રસંગમાં બીજા એકડાવાળો દાખલ થનાર સાથે બહુ ઉદાર દિલથી વર્તવાની જરૂર છે. આપણો જ્ઞાતિ બંધુ ગમે તે સ્થળે રહેતો હોય, તો પણ આપણે તેની સાથે દ્વેષ ભાવ નહિ બતાવતાં ઉદારતા રાખીને ભ્રાતૃભાવથી વર્તવાની ફરજ છે. એથી આપણો કન્યા વ્યવહારનું ક્ષેત્ર વૃદ્ધિ પામશે.

કોઈ સ્થળે જ્ઞાતિમાં બે અથવા વધુ તડ હોય તો પોતાને ઘેર જમણવાર પ્રસંગે માત્ર પોતાના તડનેજ ભોજન આપે અને કન્યાવ્યવહાર સઘળા તડમાં થવો જોઇએ. આથી ભોજન ખરચમાં લાભ થશે ને કન્યાવ્યવહારનું ક્ષેત્ર વિશાળ રહેશે. શેહેરમાં વસનાર સદ્‌ગૃહસ્થને ત્યાં શુભાશુભ પ્રસંગે જમણવારમાં મોઢ, કપોળ, મેવાડા, પોરવાડ, લાડ, ગુર્જર, ડીશ, દીસાવાળ અને બીજી ભિન્ન ભિન્ન જ્ઞાતિના વણિકો મળી બે ત્રણ હજાર માણસો ભોજનમાં સામેલ થાય છે. પરંતુ જ્યારે તે ગૃહસ્થને કન્યા

વ્યવહારનો પ્રસંગ આવે છે, ત્યારે ઉપરની બે મીંડાં વડી જઇ માત્ર વીશ કે ત્રીશ ઘરમાંથી પસંદગી કરવાનો પ્રસંગ આવે છે. એ કંઇ થોડું બેહદારક નથી. વાસ્તવિક રીતે બોજાની હદ સંકુચિત ને કન્યાવ્યવહારની હદ વિશાળ હોવી જોઇએ, ત્યારે એ બાબતમાં કેવળ વિપરીત સ્થિતિ ચાલે છે.

વળી દશા અને વીશા કહેવાતા એકજ કોટયર્ક દેવના સેવકો તથા બધું સમાન છે તેથી તેમાં કશો ભેદ નહિ ગણતાં, એક બીજામા કન્યાવ્યવહાર ચાલુ થવાની બહુ જરૂર છે. આથી કન્યાવ્યવહારના ક્ષેત્રની હદ વિશાળ થશે.

કોઇ કોઇ એકડાવાળાએ કન્યા મેળવવાનું ક્ષેત્ર વિશાળ કરવાને પાછી બધી વણિક જ્ઞાતિમાંથી કન્યા લાવવાની છૂટ કરી છે; પરંતુ એ છૂટ નિરર્થક છે ને એનો જોઇએ તેવો લાભ મળી શકતો નથી. કેમકે લાભ આપ્યા સિવાય લાભ લઇ શકાતો નથી, માટે વાસ્તવિક રીતે લાભ મેળવવો હોય ને કન્યાવ્યવહારનું ક્ષેત્ર વિશાળ કરવું હોય, તો બીજી પાછી બધી વણિક જ્ઞાતિમાં કન્યા આપવાની છૂટ પણ રાખવી જોઇએ.

આપણા નડીઆદના કહેવાતા સંમેલનમા નવમો ઠરાવ જ્ઞાતિમાં ઐક્યતા વધારવાનો મૂકાયો હતો, તે સબંધમાં અગત્યનું વિવેચન કરવાની આ લેખકની ઇચ્છા હતી, પરંતુ સમયના અભાવે તે ઇચ્છા દબાવી રાખવી પડી હતી, હાલ તે વિવેચન આ લેખ રૂપે કહેવાતા મિત્રમાં પ્રસિદ્ધ થવાને મોકલવામાં આવ્યું છે. જ્ઞાતિની ઐક્યતા બે પ્રકારની છે, એક સ્વરૂપ સમયની ને બીજી સ્થાયી ઐક્યતા. સમેલન રૂપે મેળાવડા થાય ને ભોજનોત્સવમાં મળાતું થાય એ સ્વરૂપ ઐક્યતા છે. માત્ર એટલાથી સંગીન લાભ થતો નથી. પણ સગાઇ સબંધની ઐક્યતા એ સ્થાયી ઐક્યતા છે ને એથી વાસ્તવિક લાભ મળે છે. માટે સગાઇ સબંધનું ક્ષેત્ર વિશાળ થવું જોઇએ સ્વરૂપ ઐક્યતા એ સ્થાયી ઐક્યતાનું સાધન છે તે ખરૂં છે, પરંતુ સ્વરૂપ ઐક્યતાથીજ વિરામ પામી બેસીએ તો તેનું કશું ફળ થશે નહિ.

ઇતિહાસ જાણનારાઓ જાણના લક્ષમાં હશે કે તઘલખ વંશમાં દિલ્હીના રાજ્યની પડતી આવી, ત્યારે તે રાજ્યની હદ દિલ્હીની પાસે માત્ર ગણ્યાગાંઠ્યા ગામડાંપર આવી પડી હતી તેમ આપણા કન્યા વ્યવહારના ક્ષેત્રની હદ આપણા વતનથી બહુજ નજીકમાં આવતી જાય છે, એ આપણી પડતીનું ચિન્હ દર્શાવે છે. હાલ પ્રતાપી બ્રિટિશ રાજ્યમાં દિલ્હીના રાજ્યની હદ ઠેઠ કન્યા કુમારી સુધી પહોંચી ને વિસ્તૃત થઇ છે, તેમ આપણી જ્ઞાતિના કન્યા વ્યવહારની હદ તે પ્રમાણે ફેલાઇને અતિ વિશાળ થાય એવી પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે અંતઃકરણથી પ્રાર્થના છે.

છેવટે આ વિષયનો ઉપસંહાર કરતી વખતે કન્યા વ્યવહારના ક્ષેત્રની વિશાળતા થવાને માટે જે જે માર્ગો છે તે સંક્ષેપમાં દર્શાવવામાં આવે છે.

૧ એકડાનું બંધન કાઢી નાંખવું જોઇએ.

૨ દશ એકડાનું બંધન વધુ કાઢવાનું નહિ બની શકે તો તે બહુ ઢીલું કરી નાંખવું જોઇએ.

૩ જ્ઞાતિમાં બે કે વધુ તડ પડેલાં હોય તો પણ બીજા તડમાં કન્યા વ્યવહાર રાખવો જોઇએ.

૪ બીજા એકડાના માણસો આપણા એકડાના સમૂહમાં દાખલ થવા આવે તો તેમની સાથે બહુ ઉદાર દીલથી વર્તવું.

૫ દશા ને વીશા ખડાયતામાં કન્યા વ્યવહાર ચાલુ કરવાની છૂટ કરવી.

૬ બાકીની ખપતી વણિક જ્ઞાતિઓ સાથે કન્યા વ્યવહારની છૂટ રાખવી.

આ બધા માર્ગો સઘળા સમૂહમાં એકદમ લેવા એવો આ લેખનો ઉદ્દેશ નથી. એમ થવું અશક્ય હોવાથી આ માર્ગોને બનતા સુધી શક્યતાના ક્રમે દર્શાવેલા છે. પોતાના સમુહમાં એમાંથી હાલ તરત જે દાખલ કરી શકાય એમ હોય, તે દાખલ કરીને પોતાના સમુહના કન્યા વ્યવહારનું ક્ષેત્ર વિસ્તૃત કરવાનો આરંભ કરવાને અગ્રેસરોને નમ્ર વિનંતિ છે આ વિનતિ દયાળુ વૃત્તિથી દિલમાં લઈને પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવામાં અગ્રેસરો પ્રવૃત્ત થશે એવી આશા છે.

---

# મરણ તથા શ્રીમંત પ્રસંગે જ્ઞાતિ ભોજન.

( લેખકઃ--અલ્પજ્ઞ વિદ્યાર્થી, )

મરણ પાછળ દર્શાવવામાં આવતો બાહ્ય શોક અને તેની પાછળ થતી ન્યાતો. એતો નિર્માણ છે કે દુનીઆની પ્રત્યેક વસ્તુ નાશને માટે નિર્માણ એ એટલે કે આત્મા આ સ્થુલ શરીરનો ત્યાગ કરે છે પણ આત્મા જાતે તો અમર છે તો પછી તમે તેના શરીરને માટે રૂદન કરો છો કે આત્માની ખાતર? શરીરને માટે જો રૂદન કરતા હો તો નક્કીજ છે કે તમે ખરૂં રૂદન કરતા નથી; કારણ કે આત્મા ન હોય તો શરીર વ્યર્થ છે અને જો આત્માને માટે રૂદન કરતા હો તો આત્મા અમર છે તો તેને માટે રૂદન કરવું હાસ્યજનક છે. જો કે આ બધુ જાણીએ છીએ પણ તે તો મનુષ્યની પ્રકૃતિ છે કે રૂદન કરવું, એ તો સહજ છે કે બંધુઓ! આપણા હૃદયમાં શોક પ્રસરે છે, પણ શોકને બ્હાર દર્શાવવાની આવશ્યકતા છેજ નહિ; તેથી "આપણને તો ખરૂં પણ મરનારને વિશેષ દુઃખ થાય છે" એવાં શ્રી કૃષ્ણનાં વચન છે તો આપણા મહાન ઇશ્વર જેનામાં આપણને સદૈવને માટે શ્રદ્ધા છે એના શબ્દોનું ઉલ્લંઘન કરવું એ તો મહાન ઇશ્વર પ્રતિ ગુન્હો કર્યો કહેવાય, પુરૂષ કરતાં સ્ત્રીઓ ઘણી શોકાર્ત હોય છે અને એ શોક બહાર દર્શાવવાને માટે ધોરી રસ્તા ઉપર છાતી ઉઘાડી રાખીને કુટે છે આ કેટલું શોક જનક! કેટલી અજ્ઞાનતા! અંગ્રેજ લોકો આપણા આ રિવાજ પ્રતિ હાસ્ય કરેછે વિશેષમાં વળી કોઇ જન મરી ગયું તો તેના મૃત્યુ પછી તેર દિવસ સુધી રૂદન ચાલુ હોય છે અને સગાં વહાલાં દુર ગામથી મૃત જનની પાછળ શોક દર્શાવવા આવે છે, આથી ગૃહના માણસોમાં "બળતામાં ઘી હોમાય છે." પ્રથમથી તો શોકાર્ત હોય તે શોકનું સાંત્વન કરવાને બદલે શોકમાં વૃદ્ધિ થાય છે આ વૃદ્ધિ કેટલીક વખત ગૃહજનમાં રોગ ઉત્પન્ન કરે છે સગા વહાલાનો આવવાનો ઉદ્દેશતો ગૃહજનોમાં થયેલા શોકનું સાત્વન કરવાનો છે. બંધુઓ, જ્યાં સુધી આપણી અજ્ઞાનતા નહિ સમજીએ ત્યાં સુધી જ્ઞાતિની ઉન્નતિ કરવા પ્રતિ પગલું ભરવું તે સર્વથા નિરર્થક છે મૃતજનના ચારિત્રનું

કથન કરવાને માટે જ્ઞાતિમંડળ એકઠું થવું જોઇએ અને ઇશ્વરે પ્રભુ પાસે યાચના કરવી કે મૃતજનના આત્માને શાંતિ મળે. હવે આવી રીતે શોક પ્રસંગો હોય છે તેવામાં વળી મૃત્યુની પાછળ શોકનું સાન્ત્વન કરવાનું રહેવા દઇને જ્ઞાતિજનો તો તેના તેરમાને માટે દિવસો ગણે છે! અરેરે આવા દયાજનક વખતે કયો જ્ઞાતિજન જઇને લાડુનું ભોજન કરશે? જો કુટુંબ પૈસાદાર હોય તો ઠીક છે નહિ તો કેટલાક જનો પોતાના બાપદાદાની આબરૂ જાળવવાની ખોટી અભિલાષાથી દેવું પણ કરે છે. શ્રાદ્ધાદિક ક્રિયા કરવાની શાસ્ત્રોમાં આજ્ઞા છે પણ તે તો બ્રાહ્મણોનું પોષણ કરવાને માટે છે કારણ કે સર્વ જ્ઞાતિમાં બ્રાહ્મણ જ્ઞાતિ મોટી હોય અને તેઓ આધ્યાત્મિક જ્ઞાનમાં વધારે વધેલા હતા અને તેથી તેઓ પોતાના શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની પ્રાર્થના કરતા તો તેના બદલામાં બ્રાહ્મણોને ભોજન આપવું યોગ્ય છે તે પણ હાલના વખતમાં યોગ્ય નથી. કારણ કે બ્રાહ્મણો પોતાના પૂર્વજોની પેઠે આત્મા અને પરમાત્માની એકતામાં નિરંતર થયેલા હોતા નથી જો આમ છે તથાપિ શાસ્ત્ર આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં તેનું અનુકરણ યોગ્ય છે પણ તે સાથે પોતાની આર્થિક સ્થિતિ પણ દરેક જને જોવાની છે એક દિવસના ખોટી મોટાઇ ખાતર પોતાનું જીવન દેવામાં નાખવું તે યોગ્ય નથી. અને તે તો મારા વહાલા સુજ્ઞ વાંચકો કબુલ કરશો. જો પુણ્ય કરવાની ઇચ્છા હોય તો તમારી જ્ઞાતિનાં બાળકોને તેઓની વિદ્યા માટે ઉત્તેજન આપો કે જેથી તેઓ ભવિષ્યમાં જ્ઞાતિના સ્થંભરૂપ નીવડી તમારી જ્ઞાતિની શ્રેષ્ઠતા વધારશે. આથી હું એમ કહેવા નથી માગતો કે તમારે ઉત્તેજન આપવું પણ મરણ પાછળ ન્યાત કરતાં તમારી જ્ઞાતિના શ્રેયાર્થે તમે યત્કિંચિત આપશો તેનું ફળ ભવિષ્યમાં મિષ્ટ આવશે. ભ્રાતૃભાવ વધશે. ભ્રાતૃભાવ વધશે એટલે જાણવું કે ઉન્નતિનાં બીજ રોપાયાં. આ પ્રમાણે કરશો તો તમે તમારા તન મન ધનનો સદુપયોગ કરશો. આથી મ્હારા વૃદ્ધ વડીલો એમ પણ કહેશે "ભોજન આપવું નહિ" એ આજ કાલના ફેશનવાળાનો હેતુ છે, તો મ્હારા શિરોમણિ વડીલોને એટલીજ યાચના કરીશ કે તમારા પુત્રના લગ્ન વખતે તમારી જ્ઞાતિને ભોજન આપવાનો સંયોગ તમારી પાસે છે. તેનો પ્રતિષેધ કરવાને કોઇપણ રોકશે નહિ.

**શ્રીમંત પાછળ થતું ભોજન.**—આ ભોજન ક્યા આનંદને માટે કરવામાં આવે છે; તેનું નિરાકરણ કરવું એ કઠિન છે. કેટલાક કહે છે કે સ્ત્રીને પ્રસવ વખતે અનેક સંકટ પડે છે અને તે દુઃખ એટલું વિષમ હોય છે કે તે વખતે મૃત્યુવશ થઇને પડે છે તો જ્ઞાતિભોજન આપવાથી આ વિષમ દુઃખનું કેટલેક અંશે નિવારણ થાય છે. પણ તેના પરિણામ તો દિનપ્રતિદિન દુષ્ટ અને દુષ્ટ તરતજ આવતાં જાય છે તો કયાં રહ્યું સત્ય? વળી કેટલાક એવું પણ કહે છે કે સંતાનની પ્રાપ્તિ થાય. ભલે એ હેતુ ખરો હોય એમ માનીએ. પ્રથમ આનંદમાં જ્ઞાત ભોજન આપે પણ પરિણામ ખરાબ આવ્યું તો-મૃત બાળકને જન્મ આપે તો-પછી ક્યાં તેમનો પ્રથમનો આનંદ અને ક્યાં તેમનો આ વખતનો શોક? સર્વ પ્રથમનો આનંદ-સર્વ તેમની મહાભિલાષા-શોકમાં વિરામ પામે છે. કેટલાક કહે છે કે વડીલો કરતા આવ્યા છે તેમ તેમનું અનુકરણ કરવું. તો પછી "यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः" ... માનિનામ માનિં પુરૂષો પરાભવ-હાર-ઘાતોને ઉત્સવ માની લીધા જેવું થયું" પ્રયોજન સારૂં હોય કે નરસું પણ પૂર્વજોની પેઠે કરવું જો તમે પૂર્વજોની પેઠેજ વર્તવા ઇચ્છતા

હોય તો, તમે પોશાકમાં કોટને બદલે બંડી પહેરો ! પણ તેમ બનતું નથી તો બધુંઓ સમય અને સંસર્ગને માન આપીને ચાલવું તે શ્રેષ્ઠ છે તો પછી એ પ્રસંગને જો શુભ પ્રસંગ ગણતા હો તો સંતાનની જન્મ પછી ખર્ચ કરશો તો યોગ્ય ગણાશે, અને તે ખર્ચ તમારા આનંદની વૃદ્ધિકર થઇ પડશે. પછી તો જેવી અનુભવી જનોની આજ્ઞા ! વિષય પૂર્ણ કરી હવે તો આપ સર્વની ક્ષમા માગી વિરમું છું.

હવે છેલ્લી યાચના એ છે કે બંધુઓ જમાનાને સ્નેહથી સ્વીકારી, આવી પડેલી અડચણોમાં પડતાં આપણને અટકાવી, હૃદયને હર્ષમાં હલાવી, ધૈર્ય ધારણ કરવાની ધૃષ્ટતા ધ્યાનમાં ધરી, માનસિક વૃત્તિપર આત્મસંયમ રૂપી માવત બેસાડી, શાંતિને કનિષ્ઠ ક્રોધને સ્થાને શણગારી, પાપને પલકમાં પંપંટાવી, જમાનાના સપાટા સહન કરી, સત્યને સરળતાથી સજ્જ કરીને સાધન તરીકે સ્વીકારી સ્થાન આપો ! ટુંકાણમાં ગુણોને મણુનામાં લઇ પ્રસંગોપાત પરિશીલન કરી, યોગ્યાયોગ્યની યથા યોગ્ય યોજના કરી, સત્ય શોધક થાઓ ! જ્ઞાતિ બંધુઓમાં ભ્રાતૃભાવ અને જ્ઞાતિ ભગીનીઓમાં ભગિની પ્રેમની વૃદ્ધિ થાઓ ! એ અલ્પજ્ઞ વિદ્યાર્થીની પ્રાર્થના.

## સ્ત્રીશિક્ષણ વિષે વાર્તા.

( ગતાંક પૃષ્ટ ૧૭૮ થી ચાલુ. )

લેખક—ગોર અંબાલાલ છગનલાલ મુ. સીકા (મોડાસા) હાલ મુંબાઇ.

### —સંવિતા સ્ત્રીશિક્ષક તરીકે—

### દ્વિતીય પરિચ્છેદ




રે પિયરમાં અમે પૈસાવાળાં હતાં, પણ સાસરીમાં મ્હારા શ્વસરાએ સટ્ટાના વેપારમાં સઘળી મિલ્કત ધુળધાણી કરી હતી.

મેં ધાર્યું, આપણે ભણી ગણી કોઇ કામમાં હોંશિયાર થઇશું તો આપણા ઘરકામકાજમાં ઘરનાં માણસોને ઉપકારી થઇ પડીશું.

હું કોલેજમાં દાખલ થઇ. બરાબર એક વર્ષમાં કોલેજનો અભ્યાસ પૂર્ણ કરી બીજાં બે વર્ષ ભરત ગુંથણ અને સિવણ કામમાં ગાળ્યાં, મ્હને સ્કોલરશીપ તો મળતીજ, જે સ્કોલરશીપ હું મ્હારા નામે બેન્કમાં જમા મૂકતી. હાય દૈવ ! પણ મ્હારા સસરાએ તો, ત્હેમની મિલ્કતમાં એક વાલની વિટીએ મૂકવા દુરસ્ત ન ધાર્યું એટલે કે તેમની શું હાલત ? તે વિષે જરા વિચાર કરવો જોઇએ.

અમદાવાદ ગુજરાત ટ્રેનિંગ કોલેજમાં તેઓ અભ્યાસ કરતા જ્યાં તે સ્કોલરશિપની કેટલીક રકમ તેઓને મોકલાવવી પડતી.

આ વાતની મ્હારી બા, મહુભાઇ, કે દાદીમાને તો જરાએ ખબર નહોતી. હું ત્હેમને કાગળ લખતી ને ત્હેમના કાગળ મ્હારાપર આવતા. તે ફક્ત કોલેજમાંજ જ્યાં અમો એક

એકના જુવાળ પરભાર્યો ઉડાવતા, મ્હારા પિયરમાં અમે પૈસાવાળાં છીએ અને ગાડી ઘોડામાં ફરીએ છીએ, તે બાબત તેઓ તદ્દન અજાણ્યાજ હતા. વિશેષ તેમના બાપતરફથી વારસામાં ફક્ત એક ઘરનું ખોખું રહ્યું હતું એટલે જે ભભરામણની વાતો તેઓ જાણતા તે બાબત હું પૂર્ણ દિલાસો અને હિંમત આપતી.

મ્હારી ભાભી પણ મ્હને ભડ્ડ ભણી અને સલાહકાર નીવડી. રસોઇનું કામ બિચારી તે કરતી; દર વખતે મ્હને કહેતી જે સવિતા બ્હેન! તમો રસોડામાં આવો. હું ત્હને શિખવું જ્યારે હું રસોડામાં જાઉં તો શાક, કેમ સુધારવું તેમાં મસાલું મીઠું કેટલું નાંખવું, હળદર કેટલી વાપરવી, ખટાશ એમને એમ ધોયા સિવાય ન નાખવી વિગેરે ઝીણી ઝીણી બાબતોમાં પણ તે મ્હને સારી રીતે સમજ પાડતી.

એક વખત તો મ્હને મારી ભાભીએ મશ્કરીમાં કઢીનું આધણ મૂકવા કહેલું! મેં આધણ મૂકી કઢી ઓરવા ભાભીને પૂછ્યું અને ભાભીએ તો ઘરડીમાને લાવી કઢીનું આધણ સવિતા બાઇએ મૂક્યું છે તે બતાવ્યું! સૌ મ્હારી મશ્કરી કરવા લાગ્યાં ને ઘરડી માએ કહ્યું "સવિતા ભણી છે પણ ગણી નથી" મેં કહ્યું મા! એમાં શું ગણવાનું! તમો કઢી ઓરો પછી ગણવાનું, માએ કહ્યું કઢી ઓરાય ખરી! મેં કહ્યું મા! ત્યારે કઢીનું આધણ નકામ ખરું! સૌ ચુપ થઇ ગયાં ને માએ ભાભીને કહ્યું કે સવિતા ભણેલી છે અને હવે કોઇએ તેની મશ્કરી કરવી નહિ, ભાભીએ તૈયાર આધણમાં દાળ ઓરી અને રસોડામાં તેની જોડે નહાવા સુચવ્યું, દસ પંદર દિવસમાં તો ભાભીના બરાબર રસોઇ કરતાં શિખી ગઇ—તે સૌ ભાભીનો ઉપકાર, પણ મારી બાને તો મારા ભણતર ઉપર ઘણી ચીડ હતી.

મહુબાઇએ મોજા બનાવવાનો સંચો લાવી આપ્યો. હું સ્ત્રી શિક્ષણની કોલેજમાં દરરોજ સોળથી વીસ જોડી મોજા બનાવી શકતી. અને જો ગલપટા ભરવા બેસું તો દરરોજ પચીસ ગલપટા બનાવતી, પણ સંચાથી બનાવવા પડતા. ઉની કીસમની જરીની ટોપી એક દીવસમાં એક ભરતી. વિશેષ શિવવાનો સાંચો પણ હતો જેનું કામ સીગર કો. તરફથી એક શીવણ કામ શિખવનાર મહેતીજી શીખવતી છ માસમાં તેની પાસેથી પણ ચોળા પહેરણ ગંજીફરાકને દોરા ભરવાનું વિગેરે કામ શીખી લીધું.

ત્રણ વર્ષમાં હું—મોજા બનાવવા, ગલપટા ભરવા, ટોપી ભરવી, પહેરણ, ચોળી, ગંજીફરાક, વિગેરે બનાવવાં આટલું કામ શિખી હતી વળી ટોપીઓ બાબતે વિલાયતી ટ્રેઇનીંગ મળેલી ટોપીઓ આવતી. પણ બેકઠેનું ધ્યાન દેશી કારીગીરી ઉપર વિશેષ હતું, છતાં ટ્રેનીંગ પણ બે માસ વધારે રહી શિખવું પડ્યું. બધી કારીગીરી સંચાથી બનાવવી પડતી એટલે કામ સહેલું અને જલદી થઇ શકતું

મારું ગુજરાતી શિક્ષણ સારું હતું જે જોઇ સાહેબે મ્હને પહેલાંજ મ્હારા શિક્ષણીના મહેતીજીઓના હાથ નિચે વીસના પગારની જગોએ દાખલ કરી; હવે મ્હારી સ્કોલરશિપ મળતી બંધ પડી. તેઓ ટ્રેનીંગકોલેજમાં હાલ મોનીટર થઇ શિક્ષકની જગો શોધતા હતા. પણ મેં સાહેબને વાત કરી, અને સાહેબે માયાળુપણે કહ્યું શું? સવિતા! તું પરણેલી છે? તો અરજી મોકલ! અહીં હું તેમની સગવડ કરીશ. મેં કાગળ લખ્યો કે:—

"મ્હારી જગા એસીસ્ટંટ મીસ્ટ્રેસ તરીકે મારા જુના મહેતીજીઓના હાથ નિચે

ચલવી છે. હાલ રૂપૈયા ૨૦ નિયતે દરમાયો છે, ત્હમે પણ જરૂર આવજો ને સાહેબ પણ અહીં ત્હમારી સગવડ કરશે."

આવતાંજ તેઓને સાહેબે ગોકળદાસ તેજપાળની એંગ્લોવર્નાક્યુલર સ્કુલ જે હાલમાં હેરીપર હતી ત્યાં ગુજરાતી શિક્ષક તરીકે રૂા. ૪૦ ના પગારથી નિમણુંક કરી. અમો બન્ને હાલ મુંબાઇ જેવા શહેરમાં કેળવણીખાતામાં શિક્ષક તરીકે છીએ. અને અમારી હંમેશ સ્વરૂપ જાઓ એરી જગતનીયંતા પરમકૃપાળુ પ્રત્યે નમ્ર વિનંતી છે. આ સર્વ માટે આભાર મ્હારાં મહેતીજીઓ તેમજ પૂજ્ય દાદીમાને ઘટે છે. કે જેઓએ મ્હને આજે સ્વતંત્ર ધંધામાં જોડી દીધી.

મેં હવે મ્હારી બાને વાત કરી કે બાં, બાળુવાથી કેટલા ફાયદા ? હું પ્રભુ અને ત્હમારી કૃપાથી અને મ્હારાં શિક્ષણીય મહેતીજીઓ અને ઘરડાં દાદીમાના પૂણ્યથી હાલ સ્ત્રિ શિક્ષક તરીકે છું. બા તો દાદીમાનું નામ સાંભળતાં અને મ્હારી સ્ત્રિ શિક્ષકની જગો યાદ લાવતાં એકદમ ગુસ્સે થઇ અહં–બોલી જે "જોયાં ત્હારા જેવાં ડહાપણ ભરેલાં; શું ? અમો ભીખારી છીએ કે ત્હારે ફક્ત વીસ રૂપરડીના દસ્તા માટે મ્હેતીજીની નોકરી કરવી પડે ? આ વાત મ્હારા દાદીમા સાંભળતાં હતાં. ત્હેમણે મારી બાને ધમકાવી પાડી, કે ત્હારા ઘરમાં લાખો રૂપૈયા હોય પણ તે શા કામના ? તેનો સસરો સટ્ટામાં બધી રકમ ખોઇ બેઠો. હવે તેને નિર્વાહ શા આધારે ચલાવવો ? અને પરણાવી એટલે તો ત્હેની સાસરી એજ સાચું ઘર કહેવાય. બાપની ગાડી, ઘોડા, નોકર, ચાકર, મોજ–મઝા, એ સૌ ત્હેને શા ખપનું ? હવે તેની સાસરીએ જવું પડશે. ને જેવી તેવી ગરીબી સ્થીતીમાં તેને પોતાનો નિભાવ ચલાવવો પડશે. ત્યારેજ તેને આત્મજ્ઞાન થઇ પોતાની સ્થીતીમાં આનંદ માનવો પડશે.

મ્હારી બાએ આ વાત (મારી મરીબાઇ)ની સાંભળતાંજ તેનું હૃદય પીગળી આવ્યું તરત મને રૂપૈયા દશ હજારની રકમ બેન્કમાંથી મળે તેવો એક ચેક વકીલ પાસે લખાવી આપ્યો. મેં કહ્યું મારે તમારૂં ધન લઇ બેઠે બેઠે ખાવું તે મ્હને શોભતું નથી. બા ? હવે હું ક્યાં અભણ છું. મારી કેળવણીના પ્રમાણમાં મારી ગરીબી અવસ્થા ફુરસદી અને મારા હાથ નિચે કોઇ સ્ત્રિઓ સુધરશે તો તેઓને હું આશિર્વાદરૂપ થઇ પડીશ.

તો પણ મેં તેઓને ગોકળદાસ સ્કુલમાં વાત કરી કે દશ હજારનો ચેક મારી બા આપવા હા પાડે છે. અને આપણી સ્થીતી ક્યાં સુધી આવી રહેશે ? તેઓએ મ્હને તરછોડી કહાડી સાફ ના પાડી કે ત્હારા બાપના પૈસાપર મ્હારે ગુલામ તરીકે રહેવું તે મ્હારી કેળવણી ન ગણાય ને આપણ ક્યાં તદન નિરાધાર નિરાશ્રીત છીએ કે પારકી પુંજીપર આધાર રાખવો પડે ? ઇશ્વરકૃપાથી આપણને દર મહિને રૂપૈયા ૬૦ સાઠનો પગાર પડે છે. અને તેટલા પગારમાં આપણું પોતાનું ખર્ચ નિભાવી શકીશું. તે પૈસો લેવા સારૂ ના પાડવી ! અને મ્હને કંઇ જરૂર નથી.

ત્યારથી મ્હારે તેમના હુકમને આદર આપવો પડ્યો. તેઓ ગોકળદાસ સ્કુલમાં જતા આવતા તો અમો આ વાત રસ્તામાં કરી લેતા. કારણ અમારો નિશાળનો ટાઇમ એકજ હતો. પણ હજુ મારાં દાદીમાને કે બાને તો ખબરે નથી કે, તેઓ અહીંયાં નોકરીપર છે અને સારી જગોએ ગોઠવાયલા છે. હાલમાં તેઓ "નાગર બોર્ડીંગ"માં જમતા હતા. ને

બરાબર સાંજના છ વાગે તેઓ આવ્યા. જ્યારે રસ્તામાં અમારી મુલાકાત થઇ હતી ત્યારે મેં સરવે બીના કહી સંભળાવી હતી. ને મ્હને મોકલવાને મારી મા તથા ઘરડાં મા ખુસી છે. જે કારણથી ત્હમને બોલાવ્યા છે.

ત્હેમના આવ્યા બાદ મારાં દાદીમાએ બધી હકીકત પૂછવી શરૂ કરી.

અપૂર્ણ.

---

## ઉમરેઠની ખડાયતા જ્ઞાતિ સંબંધી.

---

( લી૦—જ્ઞાતિલો. )

---

### ઉમરેઠની ખડાયતા જ્ઞાતિ.




કુલ ઘહેરાં ૧૦૬૩ છે.

દશામાં દોશીવાણીયા અને નાણાંવટી બે ભાગથા છે તે લોકો અરસપરસ જમવા જમાડવાનો વહેવાર રાખે છે પણ કન્યા વહેવાર રાખતા નથી. આ રીતિ ફક્ત જ્ઞાતિબંધન થી જ પ્રચલિત છે. સાંભળવા પ્રમાણે આ લોકો સો સવાસો વર્ષથી જુદા થએલા છે. દોશીવાણીયામાં બે તડ હતાં. ૧૪ વર્ષના લાંબા વિરોધ પછી તેઓ હાલમાંજ થોડી મુદતથી એકત્ર થયાં છે, જ્યારે દિન ઉગે વીસાઓમાં તડ પાડવાની બદી વધતીજ જાય છે.

જ્ઞાતિની મીલકત:—નાણાવટીની વાડી. દોશીવાણિયાની વાડી. ગણપતિ અને ઓડ બામોળની વીસાઓની વાડીઓ, આ દરેક વાડીનો વહીવટ તે તે જ્ઞાતિના આગેસરો કરે છે.

સમાજ:—હાલમાંજ ઉપસ્થિત થએલી 'શ્રી ઉમરેઠ દોશીવાણિયા હિતવર્ધક સભા' સિવાય બીજું એક પણ મંડળ નથી. કે જે કેળવણીને મદદ આપે અથવા જ્ઞાતિને બીજી રીતે ઉપયોગી થઇ પડે. મહાજનના માનવંત ઉપાધીવાળાઓ લક્ષ ઉપર લે, અને તેવી

ફંડ ફંડ સરેશા સ્થાપી, ગરીબ વિદ્યાર્થીઓનું પોષણ કરે અને તે મંડળદ્વારા અયોગ્ય રિવાજો અટકાવે તો તે શું ઓછા પુણ્યનું કાર્ય છે, નિચાસ વમળમાં ડુબાયલા તેઓ ક્યારે ફરીને જુવે છે ?

ઉપરોક્ત ફંડમાંથી ફક્ત દોશીવાળિયાઓના છોકરાને "ફ્રી" સ્કોલરશીપ આપવામાં આવે છે. હાલમાં પેદા વખતથી "ખડાયતા યુવક મંડલ"ની સ્થાપના થઈ છે તેને હાથે સારાં કામ થવાની આશા બંધાય છે.

ગ્રેજ્યુએટો:—આંગળીના વેઢા ઉપર ગણાય તેટલાજ છે. રા. રા. ગોકુલદાસ કહાનદાસ, પારેખ. બીએ. એલ, એલ, બી. હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કાંચવાળા. મગનલાલ હરગોવિન્દદાસ એમ. એ. મોહનલાલ હરગોવિન્દદાસ આઇ. સી. એસ. રા. રા. ભોગીલાલ નારણદાસ શાહ. બી.એ. એલ. એલ. બી. રા. રા. છગનલાલ કરસનદાસ શાહ. બી. એલ. સી. રા. રા. મગનલાલ લક્ષ્મીદાસ શાહ. એમ. એ. ડૉ. મણીલાલ મુળજીભાઇ બી.એ. વિગેરે.

વકીલો:—શા. જગનલાલ જેઠાભાઇ. તલાટી છોટાલાલ નાનાલાલ પટેલ. ગીરધરલાલ લક્ષ્મીદાસ. પટેલ નારણદાસ લક્ષ્મીદાસ. પટેલ કેશવલાલ રણછોડ.

કોલેજીયનો—રણછોડલાલ મથુરાદાસ તલાટી. કાન્તીલાલ ગોકલદાસ પરી. રમણલાલ નવનીતલાલ પરી. ચુનીલાલ રમીકલાલ પરી. હરિલાલ બાળકૃષ્ણ પરી. ગોરધનદાસ શંકરલાલ બાગાન. ચુનીલાલ ગોકળદાસ પટેલ. બાપુજી લક્ષ્મીદાસ શાહ. ચીમનલાલ મગનલાલ પરી. ચીમનલાલ હરગોવનદાસ પરી.

( નીચલા વર્ગના વિદ્યાર્થીઓનું લિસ્ટ પાછળના અંકોમાં આપેલું છે. )

વહેપારી લાઇન—જેઠાલાલ ગોકળદાસ પારેખ. ( ચોખ. )
મંગળદાસ લલ્લુભાઇ પારેખ. દલાલ ( ચોકસી )
છગનલાલ ભોગીલાલ. ગોરધનદાસ રણછોડદાસ મંગળદાસ જુગાભાઇ લલ્લુભાઇ કહાનદાસ. ( ઝવેરાર ) વિગેરે.

(એજન્સી) મનસુખ જીવનદાસ પટેલ. એશીઆટીક પેટ્રોલિયમ કું૦ ના એજન્ટ.

(ફેક્ટરીના માલિકો) જેઠાલાલ ગોકળદાસ. મોહનલાલ ગોરધનદાસ. ગીરધરલાલ લક્ષ્મીદાસ. મંગળદાસ લલ્લુભાઇ. પરસોતમ નારણદાસ. ગોરધનદાસ મથુરદાસ.

(કાપડીઆ) છગનલાલ ઝવેરદાસ. મગનલાલ ધનજીભાઇ, મગનલાલ ગીરધર. મનસુખ મોતી. મગનલાલ મનસુખ. નારણ દાજી. ચીમનલાલ છોટાલાલ. છોટાલાલ લક્ષ્મીદાસ વીગેરે.

(કરીઆણા) ચુનીલાલ કહાનદાસ. ચીમનલાલ કેશવલાલ. પીતાંબર શીવલાલ. પાનાચંદ ગણેશજી. ઝવેર ગોરધન વિગેરે.

( ગાંધી ) હરિલાલ નાથજી. છોટાલાલ વરજલાલ. ગુલાબભાઇ કુંવરજી. આશાભાઇ ગોકળ વિગેરે.

નોકરીયાત વર્ગ—છગનલાલ જેઠાભાઇ અને મુળજી મથુરદાસ ( આફ્રિકાના )

કન્યાની ઉમર પથી સ્કુલે મુકવામાં આવે છે ને ત્રણ કે ચાર ચોપડીઓ ભણીને ઉઠાડી મુકે છે અને તેને ગૃહકાર્યમાં પાવરધી કરવામાં આવે છે તે પણ સ્તુત્ય છે તેનોજ લાભ લઇને બીજાઓ મોકલે તો વે આવકાર દાયક થઇ પડે. છોકરાઓને ભણાવવામાં ઘણો ભારે ખર્ચ કરવો પડે છે તેવો ખર્ચ કન્યા કેળવણીમાં થતો નથી. તોપણ તેમને પછાત રાખવાનું શું કારણ હશે?

## સુચનાઓ–

(૧) નાણાવટીનાં તડમાં લગભગ ૪૦–૫૦ વર્ષથી વિવાહ કરેલો ફોક કરે છે તે હાંસીને પાત્ર છે તે રીવાજ અટકાવવો જોઇએ.

(૨) હાલમાં તેમાં કુસંપના કારણથી ભાગલા પડેલા જણાય છે તે એકત્ર થવાની જરૂર છે કારણકે નજેવા ૪૦ ઘરની વસ્તીમાં સંપ નરહે તે ઠીક નહીં.

(૩) વીસા ખડાયતામાં એકંદરે ૯ નવ તડ છે તેમાં કેટલાકમાં અરસપરસ કન્યાઓ અપાય લેવાય છે આ ઘણું સ્તુત્ય છે પણ તેવાં લગ્નની સંખ્યા વધવી જોઇએ અને તે મહત થવાં જોઇએ તે કરતાં પણ આ ગોભા મુળ એક જ્ઞાતિ રૂપેજ હતો તે રૂપે તે થાય તો શોભારપદ છે.

(૪) સીમંત વખતે કંઇ પણ શાસ્ત્રોકત વીધી કરવાનો નિયમ નથી પણ ગૈરક શાસ્ત્રાનું સારે બધોજ કાર્યવ્યવહાર ચાલે છે તેમાં એક કઢંગો રીવાજ એવો છે કે કન્યાના બાપને ઘેરથી પોસમાં શ્રીફળ આપી ન્હાના બાળક જોડે તે પોસ ઝલાવે છે અને સ્વારી આખા ગામમાં ફરે છે તે નિંદાને પાત્ર છે આ રીવાજ કેળવાએલા બન્ધુઓ એ એકત્ર થઇ અટકાવવો જોઇએ.

(૫) સીમંતની નાત ના કરે અને તેના બદલામાં ખડાયતા એસોશીએશન જેવી એક સંસ્થા સ્થાપીને ન્યાતમાં થતા ખર્ચનો ચોથો વા આઠમો ભાગ આપવામાં આવે તો તેમાંથી જ્ઞાતિહીતનાં ઘણાં કાર્ય સાધી શકાય. છોકરાઓને કેળવણી વધારવા સ્કોલર શીપ, બાલાઓને ભરત ગુંથણનો કલાસ, વિધવાઓને ઉત્તેજન અને વાંચન ગૃહો આદી ખોલી શકાય, આ રીતે ઉત્તેજન આપવામાં આવેતો વાર્ષિક રૂ૨૦૦૦) ની આવક થાય.

(૬) સ્ત્રીઓનો મુખ્ય વહેપાર દાળ વીણવાનો છે અને તે ડહેલામાં જઇને લેવાય છે વખતે ઘણાં અનિષ્ટ પરિણામ ભોગવવાં પડે છે.

(૭) જુવાન મરી જાય તે વખતે ન્યાત કરવી નહીં.

(૮) ન્યાતમાં જમવા જતી વખતે સુતરાઉ કપડાંનો ઉપયોગ થાય છે તે રીવાજ બંધ થવો જોઇએ.

(૯) એકજ ન્યાતમાં રૂ. ૨૦) સુધીનાં પતરાળાં પડીઆનો ખર્ચ થાય છે તેની પેદાશ ઉમરેઠ માંજ હોવાથી તેનો ઉપયોગ છુટથી રીતે કરવામાં આવે છે બેસવા માટે પણ ૩–થી ૪ નો ઉપયોગ થાય છે. તેના બદલે ફકત એકજ આસન લેવામાં આવે અથવા બેસવાને પાટીઓ હોય તો મોટો બચાવ થાય ×

---

× આ જ્ઞાતિ સંબધે વિશેષ હકીકત મુળજી નાથજી કોઠારી કૃત કોટયર્કતીર્થ અને ખડાયતા જ્ઞાતિ'' એ પુસ્તકના ૪૬–૫૨–૧૦૪–૧૪૪નાં પાના ઉપરથી વધુ માહીતિ મળી શકશે-

## વકીલ ત્રીકમલાલ રણછોડલાલ દેસાઇનો પત્ર.

મે. "ખડાયતામિત્ર"ના તંત્રી સાહેબઃ—

આપે આપણા જ્ઞાતિ પત્રના છેલ્લા અંકમાં સમાચારમાં મારે ત્યાં લગ્ન પ્રસંગ બનો તે બાબત ઇસારો કરી સુચના કરી હતી કે જ્ઞાતિહિત સારૂ કંઇ લગ્ન નિમિત્તે થાય તે ઠીક; આપની આ સુચના જેટલા ખુશી દિલથી આપે કરી છે તેટલાજ આનંદથી હું તે સ્વીકારૂં છું ને પ્રત્યુત્તરમાં આપણી જ્ઞાતિહિતાર્થે નીચે પ્રમાણે મારો નમ્ર ફાળો (ફુલ નહી તો ફુલની પાંખડી) તરીકે રજુ કરૂં છું:—

(અ) અમદાવાદ, મહેમદાવાદ, ખેડા–માતરના એકડામાં—

(૧) મહેમદાવાદની ઇંગ્રેજી નિશાળને રૂ. ૨૫).

(૨) મહેમદાવાદની કન્યાશાળામાં ભણતી ખડાયતા જ્ઞાતિની છોકરીઓ જેઓ નિયમિત હાજરી તા. ૧–૬–૧૬ થી આપે તેમને દર મહીને સ્કોલરશીપ આપવા સારૂ રૂ. ૨૫). નિશાળના મહેતાજી (હેડ માસ્તર)ને દરમહિને શું આપવું તે નક્કી કરશે.

(૩) મહેમદાવાદના છોકરા જે ઇંગ્રેજી સ્કુલમાં ભણે છે તેમને દરેકને માસિક ફી સ્કોલરશીપ તરીકે આપવા રા. ભાઇલાલભાઇ, બાલુભાઇ, મયરતલાલ, માણેકલાલ વગેરે મહેમદાવાદના ગ્રહસ્થોએ ફંડની ગોઠવણ કરી છે. તેમાં ચાલુ વર્ષ સારૂ રૂ.૫૦)

(૪) ખેડા–માતરની કન્યાશાળામાં આપણી જ્ઞાતિની કન્યાઓ નિયમિત હાજરી આપે તેમને ઉત્તેજનાર્થે માસીક નાની રકમોની સ્કોલરશીપ આપવા રૂ. ૨૫).

(૫) ખેડા–માતરના છોકરાઓ ઇંગ્રેજી નિશાળમાં ભણે તેમને માસિક સ્કુલ ફી સ્કોલરશીપ તરીકે આપવા વકીલ હરિલાલ, ચુનીલાલ, મણીલાલ વગેરે ખેડાના ગ્રહસ્થોએ ફંડ ઉભું કરવા તજવીજ કરી છે. તેમાં ચાલુ વર્ષના રૂ. ૫૦.

(૬) અમદાવાદની આપણી જ્ઞાતિની છોકરીઓ જે કન્યાશાળામાં અભ્યાસ કરતી હોય તે જેમને મારાં માતુશ્રી જડાવબાઇ તથા રા. મણીલાલ રણછોડદાસનાં ફંડમાંથી બીજી સ્કોલરશીપ ન મળતી હોય તેવી કન્યાને નિયમિત હાજરી સારૂ ચાલુ વર્ષમાં માસિક સ્કોલરશીપ આપવા રૂ. ૨૫).

(૭) અમદાવાદની જ્ઞાતિના ઇંગ્રેજી નિશાળમાં ભણતા વિદ્યાર્થી જેમને ન્યાતના સભાના ફંડમાંથી માસિક ફી સ્કોલરશીપ તરીકે ન મળતી હોય પણ લાયક હોય તેમને તેવી સ્કોલરશીપ આપવા રૂ. ૧૦૦).

(બ) સામાન્ય ન્યાત સમસ્તને—

(૧) ખડાયતામિત્ર પત્રને—આપના પત્રના દરેક ગ્રાહકના કુટુંબમાં એટલે કે મોટે ભાગે આપણી ન્યાતના દરેક ગ્રહસ્થ કે કુટુંબનાં બૈરાં "લગ્નગીત" સારાં જાણી શકે તે માટે એવા ગીતની ચોપડીઓ પ્રસિદ્ધ કરાવી આ પત્રના ગ્રાહકોમાં વહેંચાવવાના ખર્ચ વગેરે સારૂ રૂ. ૨૫).

(૨) ખડાયતા કેળવણી મંડળને—આપણી જ્ઞાતિનું નવું કેળવણી મંડળ (Edu-

cation society) સ્થાપવાનું નક્કી થયું છે ને તેને અંગે અમદાવાદમાં વિદ્યાર્થી સારૂ બોર્ડીંગ સ્થપાય તેમાં વિદ્યાર્થીઓ સારૂ લાઇબ્રેરીની શરૂઆત કરવા રૂ. ૧૦૦ નાં પુસ્તકો વિગેરે.

(૩) મુંબાઇ ખડાયતા સમાજને—(૧) ગમે ત્યાં વસ્તા ખડાયતા ગ્રહસ્થો વિદ્યાર્થી તથા સ્ત્રીઓ પાસે જ્ઞાતિ ઉન્નતિને લગતા વિષયો વા નિબંધો લખાવવા, તથા ઉત્તમ તેમજ લાયક લાગે તેમને ચાંદ તથા ઇનામો આપવા રૂ. ૨૫). આ ઇનામોના વિષયો "ખડાયતા મિત્ર" પત્ર દ્વારા જણાવવામાં આવશે ને ઇનામો ઉમરેઠની પરિષદ્ વખતે વહેંચવામાં આવશે.

(૪) નિરાશ્રીત વિધવાઓને સારૂ—અમદાવાદ, મહેમદાવાદ, ખેડા-માતરમાં નિરાશ્રીત કે લાચાર વિધવા હોય તો તેને તે ગામના ગ્રહસ્થોની સૂચના પરથી ચાલુ વર્ષમાં ખાનગી મદદ આપવા રૂ. ૫૦).

સાહેબ, મારે ત્યાં મારા પુત્રનો લગ્ન ઉત્સવ થયો તેની ખુશાલીમાં ઉપર પ્રમાણે રૂા. ૫૦૦) જુદા જુદા ખાતાંઓમાં વહેંચી આપવા રજુ કરૂં છું—આની વ્યવસ્થાનું કામ મુંબઇની સમાજને સોંપું છું ને આશા રાખું છું કે તેજ મંડળ આનો અમલ કરી આભારી કરશેઃ—

લી૦ સેવક
**શ્રીકમલાલ રણછોડલાલ દેસાઇ.**

---

## ચર્ચાપત્ર.

### શ્રી.

રા. રા. મે૦ તંત્રી સાહેબ,

નિચેની હકીક્ત આવતા અંકમાં પ્રસિદ્ધ કરી આભારી કરશોઃ—

વિ. વિ. શ્રી સાવલી ખડાયતા મંડળની ત્રિમાસીક મીટીંગ ઇનામ મેળાવડા સારૂ સંવત ૧૯૭૨ ના વઇશાખ સુદિ ૧૨ ને વાર રવિ, તા. ૧૪-૫-૧૬ ના રોજ શ્રી અશોનીયન લાઇબ્રેરીમાં બપોરના ચાર વાગે રા. રા. નાયબ સુબા સાહેબ શ્રી રંગનાથભાઇના પ્રમુખપણા નિચે ભરાઇ હતી. બાદ મંત્રી હિંમતલાલ અને તલાટીએ મિટિંગ ભરવાનો હેતુ તથા તેની સ્થાપના ક્યારે થઇ તે જણાવ્યું હતું. ને પ્રમુખ નિમવાની દરખાસ્ત મુકી હતી. રા. રા. જેઠાલાલ એમ. મહેતાએ મંત્રીની દરખાસ્તને અનુમોદન આપ્યા બાદ કાર્યક્રમની શરૂઆતમાં જ્ઞાતિની બાળાઓ તથા વિદ્યાર્થીઓ તરફથી સુંદર ગીતો તથા સંવાદો ભજવવામાં આવ્યા હતા. ત્યારબાદ શ્રીયુત પંડિત રામ પ્રપન્નાચાર્યજીનું ઘણું સારૂં અને અસરકારક વિદ્યાની ઉન્નતિ તથા ઐક્ય વધારવા માટેનું દ્રષ્ટાન્તવાર ભાષણ થયું હતું તે પછી રા. રા. પ્રમુખ સાહેબનું સારૂં અને અસરકારક ટુંકું ભાષણ થયા બાદ જ્ઞાતિના લગભગ દરેક વિદ્યાર્થીઓને ચોપડીઓ તથા કન્યાઓને સુંદર છીંટના કકડા ઇનામ તરિકે રા. રા. પ્રમુખ સાહેબના હસ્તે વહેંચવાની ક્રિયા કરવામાં આવી હતી. હિંમતલાલ એમ. મહેતાએ છેવટે પધારેલા ગ્રહસ્થોએ . મ. પ્રમુખ સાહેબ, વહીવટદાર સાહેબ, પંડિતજી મહારાજ, દેશાઇ સાહેબ તથા ડાક્ટર સાહેબ તથા દશ દેશાવાળ જ્ઞાતિના ગ્રહસ્થોનો તથા અન્ય જ્ઞાતિબંધુઓનો ઉપકાર માન્યો તો. ત્યારબાદ મંત્રીના હસ્તે ફુલહાર વિગેરે લીધા થઇ મિટિંગની સમાપ્તિ કરવામાં આવી હતી.

લી૦ **સાવલીવાળો.**

# નવીન સમાચાર તથા પ્રાસંગિક નોંધ.

**પરીક્ષાનાં પરિણામ**—માસિકની તારીખની હમેશના મોડાં બહાર પડવાથી આવતા અંકમાંજ લેવામાં આવશે.

**લગ્ન પ્રસંગે રૂ. ૫૦૦ ની નાદર બક્ષીસ**—ગયા અંકમાં અમારી નમ્ર સુચનાને ધ્યાનમાં લઇ રાજેશ્રી ત્રીકમલાલ દેસાઇએ તેમના ચિ. સુન્દરલાલના લગ્નની ખુશાલીમાં જ્ઞાતિ હિતનાં જુદાં જુદાં કામો તથા ફંડોમાં રૂ. ૫૦૦) જેવી સારી રકમ બક્ષીસ આપી જ્ઞાતિજનોમાં એક ઉત્તમ દાખલો બેસાડયો છે, ખરૂં જોઇએ તો લગ્ન જેવા ઉત્તમ પ્રસંગોને ઉજવવાનો ખરો રસ્તો તેજ છે. એવા પ્રસંગેજ સાધારણ રીતે માણસનું મન બીજા પ્રસંગો કરતાં વધારે ઉદાર હોય છે ને તે સ્થિતિનો લાભ લઇ તેને જો જ્ઞાતિ હિતનાં ને બીજાં સાર્વજનિક કામો તરફ વાળવામાં આવે તો હાલ જે દાનની દીશામાં ફેરફાર કરવાની ખાસ અગત્ય છે ને જેના ઉપર આપણું આગળ વધવાનો મુખ્ય આધાર ઘટણી રહેલો છે તે કેટલેક અંશે ફલિભુત થાય. હિંદુસ્થાનમાં આપણી તેમજ અન્ય કોમોમાં દાન તો હજારો રૂપીઆનું થાય છે એ નિસંદેહ છે અને તેને દાન કરવાના રસ્તા જો કે સારા છે પણ એના કરતાં અન્ય રસ્તા વધારે સારા ને ઉપયોગી હોય તો હિન્દુસ્થાન જેવા ગરીબ દેશને તે તે રસ્તા ગ્રહણ કરવાની ખાસ જરૂર છે. કોઇ પણ રસ્તે બીજા દાન કરતાં વિદ્યાદાન અપાય તો તે સૌથી ઉત્તમ છે એ બાબતમાં બે મત છેજ નહી ને રાજેશ્રી ત્રીકમલાલભાઇએ લગ્નની ખુશાલીમાં વિદ્યાદાનના જુદા જુદા ખાતાઓમાં પોતાથી બનતી મદદ આપી યથોચિત સારો દાખલો બેસાડયો છે જેને માટે અમે તેમને અભિનન્દન આપીએ છીએ, ને આશા રાખીએ છીએ કે તેમણે બેસાડેલ દાખલાનું બીજાઓ અનુકરણ કરી જ્ઞાતિહિતના કાર્યમાં પોતાના તરફથી બનતો ફાળો આપી જ્ઞાતિને આભારી કરશે.

## લગ્નસરા.

સંવત ૧૯૭૨ વૈશાખ માસમાં નોંદોદ રાજ્યમાં તથા આમકવાડીમાં રાજ તથા દોલતમના દયાબ્ધપતાઓમાં લગ્નસરા થયેલા તેની ટીપ નીચે પ્રમાણે દર્શાવીએ છીએ.

વઇશાક શુદ ૮ ને વાર બુધે.

રાજપારડીના વલ્લભદાસ મકનદાસના પુત્ર છગનલાલ ઉમર વરસ ૨૦ લગ્ન નવાપુરા મુકામે હરીલાલ વીઠલદાસનાં પુત્રી કંચન સાથે થયાં હતાં કન્યાની ઉમર વરસ ૯ ની હતી.

વઇશાક શુદ ૧૨ ને વાર રવી.

નવાપરાના શા. વીઠલદાસ દયાળજીના પુત્ર છોટાલાલ ઉમર વરસ ૨૧ લગ્ન આનીવા મુકામે મોતીલાલ લલુભાઇના પુત્રી મંછાગવરી સાથે થયાં છે. ઉ. વ. ૧૧ ની હતી.

રણાપોરના રણછોડ ખુશાલના પુત્ર પીતાંબર ઉમર વરસ ૧૬ લગ્ન આનીવા મુકામે મોતીલાલ લલુભાઇનાં પુત્રી તારાગવરી સાથે થયાં છે ઉ. વ. ૯ ની હતી.

વઇશાક વદી ૪ ને વાર રવી.

અલીણાના શા. લલ્લુભાઇ દ્વારકાદાસના પુત્ર પીતામ્બર ઉમર વરસ ૧૬ લગ્ન રણાપોર મુકામે ત્રીકમલાલ રણછોડદાસનાં પુત્રી સાથે થયાં હતાં ઉ. વ. ૭ ની હતી.

વઇશાક વદી ૧૦ ને શુક્રવારે એકજ ગોત્રમાં લગ્ન થયું બન્ને પક્ષકારોનું ગોત્ર ગડિદાના છે. શાટુ આપી લગ્ન કરવામાં આવ્યું છે. તે નીચે પ્રમાણે છે.

વણાકપોરના સદ્‌ગ્રહસ્થ શા. પીતાંબરદાસ બેહેચરદાસના પુત્ર ગોરધન ઉમર વરસ ૦ ના બીજી વારનાં લગ્ન લુતીયા મુકામે શા. વીઠલદાસ મોતીલાલના પુત્રી ચંચળ સાથે થયાં હતાં કન્યાની ઉમર વરસ ૧૩ ની હતી. એકજ ગોત્રમાં લગ્ન થયું છે.

ગયા અંકમાંના નીચે કહેલી માગણી પ્રમાણે અમને ફક્ત રાજ કહાનમાના એકડા વાળામાં થયેલાં લગ્નની ટીપ મળી છે તેથી બીજી કેટલીક ટીપો આવતા સુધી લગ્નની ઉમ્મરની બાબતમાં અમારે જે કેટલીક નોંધ કરવાની છે તે હાલ મુલ્તવી રાખીએ છીએ પણ આ ટીપમાં જે એક લગ્ન અમારૂ ખાસ ધ્યાન ખેંચે છે તે એકજ ગોત્રમાં થએલું લગ્ન છે: આનુ મુખ્ય કારણ કન્યાની આપ લે કરવાનું ઘણુંજ સંકુચીત થઇ ગએલુ ક્ષેત્ર છે ને તે બાબતમાં રાજેથી ભગવાનદાસે આ વખતે મોકલેલા લેખ તરફ અમારા જ્ઞાતિબંધુઓનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ ને તેમાં બતાવેલા રસ્તામાંના જેટલા શક્ય હોય તેટલા ગ્રહણ કરવા અમે મજબુત ભલામણ કરીએ. મહેરબાન પ્રમુખસાહેબ ચુનીલાલભાઇએ જણાવ્યું છે તેમ "જ્ઞાતિની ફરજ દરેક જ્ઞાતિબંધુને હોય જેનાથી વધારે લાયક બનાવવાની છે પણ નહી કે ગમે તેવા નાલાયકને પરણાવી તેનાજ જેવી કે બલ્કે તેથી પણ વધારે નાલાયક પ્રજા ઉત્પન્ન કરવાની" ને તે હેતુ બર લાવવા માટે લગ્નનું ક્ષેત્ર જેટલું બને તેટલું ઓહોળુ કરવાની ખાસ ને પહેલી જરૂર છે.

## ખડાયતા મંડળ–સાવલી

શ્રી સાવલી ખડાયતામંડળની અંદર રા. રા. શેઠ હીમતલાલ પુરસોતમદાસે ઇંગ્રેજી ભણતા એક વિદ્યાર્થીને એક વરસની ફી તથા ચોપડીઓ આપવાનું કબુલ કર્યું છે. આ મંડળના એજ્યુકેસન ફંડમાં નિચેના ગૃહસ્થોએ પોતાને ત્યાં લગ્નની ખુશાલીમાં નિચેની રકમ ભરી મંડળને આભારી કર્યું છે.

| | |
|---|---|
| રા. રા. શેઠ શંકરલાલ ચુનીલાલ મહેતા ભાદરનાવાળા | રૂ. ૭—૦—૦ |
| રા. રા. શેઠ ગરબડદાસ વલ્લભદાસ સણસોલીવાળા | રૂ. ૫—૦—૦ |
| રા. રા. ડોશી કેશવલાલ ભોગીલાલ સાવલી | રૂ. ૨—૦—૦ |
| રા. રા. શાહ ઓચ્છવલાલ સાંકરચંદ પાદરાવાળા | રૂ. ૫—૦—૦ |
| | ૧૯—૦—૦ |

ઉપર પ્રમાણે આ મંડળને દરેક ગૃહસ્થ મદદ કરી આભારી કરશે. એવી આશા છે.

જો કે અમને ચોક્કસ ખબર કે ટીપ મોકલવામાં આવી નથી પણ અમારા સાંભળવામાં આવ્યું છે કે દશા ખડાયતા કેળવણી મંડળ નડીઆદમાં આ વખતે લગ્ન વિગેરેની ખુશાલી નિમિતે સાવલી ખડાયતા મંડળની માફક ઘણી સારી એટલે આસરે રૂ. ૬૦૦) ની રકમ એચ્છિક બક્ષીસની થઇ છે જે ખરેખર તે ફંડના કાર્યવાહકોને તેમજ બક્ષીસ આપનારાઓને ધન્યવાદ આપવા જેવી બીના છે નડીઆદ દશા ખડાયતાનુ મંડળ આ કાર્ય કેટલાક વર્ષોથી કરે છે છતાં આ વર્ષે તેને પોતાનું ખર્ચ ઉપાડી લેવું મુશ્કેલ થઇ પડે તેવું

હતું તે વાત જ્ઞાતિજનોની ધ્યાનપર આવતાં તેમણે રાજીખુશીથી સારી રકમ આપવાની શરૂઆત કરી હતી. આવા સંજોગો ઉભા થાય ત્યારેજ ફંડના કાર્યવાહકો સંતોષકારક રીતે પોતાના હાથ ધરેલું કાર્ય પાર ઉતારી શકે તેના માટે નડીઆદમાં જેમ કેટલાકે કર્યું. છે તેમ શરૂઆતમાં ઘણી મુશ્કેલીઓ વેઠી પોતાના સ્વાર્થનો ભોગ આપી નિસ્વાર્થપણે કામ કરવાની જરૂર છે. નડીઆદનો દાખલો આ બાબતમાં નકલ કરવા જેવો (અનુકરણીય)છે

## ખડાયતા કેળવણી મંડળ તથા ડેપ્યુટેશન.

અમે ગયા અંકમાં જણાવ્યું છે તેમ આ મંડળને રજીસ્ટર કરવાનો ઠરાવ પ્રીલીમીનરી જનરલ મીટીંગ વખતે કરવામાં આવ્યો હતો અને આ અંક બહાર પડતા પહેલાં તે પ્રમાણે રજીસ્ટર કરવામાં આવશે એમ અમે ઇચ્છા દર્શાવી હતી છતાં કોર્ટો બંધ હોવાથી તેમજ. કાર્યવાહકોમાંના ઘણા બહારગામ હોવાથી અનિવાર્યપણે તે કાર્ય અમલમાં મુકી શકાયું નથી. છતાં કાર્યવાહકો બનતી ત્વરાએ અમલમાં મુકશે એવી અમને ખાત્રી છે.

વિશેષ કેળવણીમંડળ તેમજ મધ્યસ્થ બોર્ડીંગના ફંડ માટે ડેપ્યુટેશનના આકારમાં જુદે જુદે ગામ જવાની કેટલાક કાર્યવાહકોએ ઇચ્છા દર્શાવી હતી ને પ્રથમ ઉમરેઠથી શરૂઆત કરવી એમ નક્કી કરવામાં આવ્યું હતું, પણ કેટલાંક કારણોને લીધે ઇચ્છા દર્શાવનારા બધા તે ડેપ્યુટેશનમાં ભાગ લઇ શકયા નહોતા, એ ખરેખર શોચનીય છે. આપણા જેવી પછાત કોમમાં જયારે આવા સારા વિચાર ઉદ્‌ભવે એ ખરેખર સુભાગ્યની નીશાની છે ને અમે તેનું ઘણું સારૂં પરીણામ આવશે એમ ખાત્રીપૂર્વક માન્યું હતું. છતાં શરૂઆતમાંજ આવા શુભ કાર્યને પૂરતો ટેકો આપવામાં ન આવે ત્યારે હાથમાં આવેલી તક જાણી જોઇને ગુમાવવા જેવું થાય છે. તોપણ જે કંઇ થોડું બન્યું તે ઘણું સંતોષકારક છે. ઉપર ઠરાવ્યા પ્રમાણે રાજેશ્રી ચીમનલાલ, રાજેશ્રી નાથાલાલભાઇ જે ઘણા ઉત્સાહી ને ઉદ્યોગી ગૃહસ્થ છે તે સુરત જેવા લાંબે છેટેથી પોતાના ખાનગી કામનો ભોગ આપી પધાર્યા હતા તે તથા તમારો નમ્ર તંત્રી મળી એ ત્રણ જણ તા. ૨૨-૫-૧૬ ને રોજ ઉમરેઠ મુકામે ગયા હતા. તેમને જ્ઞાતિ તરફથી ઘણોજ સારો આવકાર આપવામાં આવ્યો હતો અને કેટલાક કારણોને લઇને તેમણે ફંડને ઉત્તેજન આપ્યું નહોતું, છતાં થોડાજ વખતની વાતચીત પરથી તેમણે ઉપલા ગૃહસ્થોની ખાત્રી કરી આપી હતી કે ઉમરેઠવાળાએ આમંત્રણ આપ્યું હતું તે પ્રમાણે આપણી આગામી પરિષદ ઉમરેઠ મુકામે જરૂર ભરાશે એટલુંજ નહી પણ તે ઘણી ફતેહમંદ રીતે પાર પડશે. જ્ઞાતિબંધુઓ, આ પણ ઘણીજ આનંદદાયક ખબર છે ને તેને તમે ઘણા માનથી વધાવી લેશો એવી મારી ખાત્રી છે છતાં તેની સાથે તેને ફતેહમંદ બનાવવાને માટે દરેક જણ ઉપર રહેલી જવાબદારી પણ તેટલી છે એ વાતનું વિસ્મરણ ઘડીભર થવું જોઇએ નહી. નહી તો મહા મુશીબતે ને અથાગ શ્રમથી મેળવેલી દશાડાક પરિષદ ભાડુક આપણે પણ પસ્તાવા વખત આવશે. ને પછી આપણે કેટલોક ધડો લેવાનો છે માટે તેનો દાખલો અત્રે આપવો અમે ઉચીત ધારીએ છીએ ઉપલી પરિષદ ભરવાને માટે સુરતીઓએ લગભગ ચાર વર્ષથી આમંત્રણ આપ્યું હતું પણ કેટલાંક કારણોને લીધે તે વાત તેઓ અમલમાં મુકી શકતા નહોતા. છેવટે અમને ખબર

મળી છે તે પ્રમાણે નિઃસ્વાર્થ અને નિરભિમાનપણે કામ કરનાર મી. મગનલાલ શેઠના અથાગ પ્રયત્નને લીધે છેવટે તેઓ પરિષદ બોલાવવાને ભાગ્યશાળી થયા પણ અંદર અંદર એકમતી નહી હોવાને લીધે જો કે કોન્ફરન્સે ઘણાજ સારા ઠરાવ પસાર કર્યા છતાં કોન્ફરન્સના અધ્યક્ષને બીજા આગળ પડતા માણસોને હાથે તે ઠરાવનો કોન્ફરન્સના દીવસોમાંજ ભંગ કરવામાં આવ્યો એ ખરેખર કોન્ફરન્સના કાર્યને નીચી પાડનાર ને તેની ભવિષ્યની ફતેહમાં આડે આવનારૂં છે. અમને જણાવવાને ઘણો હર્ષ થાય છે કે આપણી આગામી કોન્ફરન્સ ઉમરેઠ મુકામે ભરવાની છે ને ઉમરેઠ અનેક તડની ભૂમિ તરીકે જાણીતું છે છતાં કોન્ફરન્સના કાર્ય પરત્વે ઉમરેઠવાસીઓ બધા એકમત છે તેજ પ્રમાણે બીજા પણ એકમત થઇ આ કાર્યને પુરેપુરૂં ફતેહમંદ બનાવવા પોતા તરફનો પુરતો ફાળો આપશે તોજ આ કાર્ય નિર્વિઘ્ને પાર પડશે. શ્રીકોટયર્ક પ્રભુ અમારી તે આશા ફળીભૂત કરો એટલું અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ ને તેના પર પુરી શ્રદ્ધા રાખી આગળ વધવા દરેકને ભલામણ કરીએ છીએ.

ઉપર પ્રમાણેની ડેપ્યુટેશનના ગ્રહસ્થોને ખાત્રી થતાં કામને આગળ વધારવાના ઇરાદાથી ઉમરેઠની સમગ્ર ખડાયતા જ્ઞાતિની મિટિંગ તે દિવસે રાત્રે બોલાવવામાં આવી હતી ને કોન્ફરન્સ જરૂર ભરવી એ બાબત પર સઘળા એકમત થતાં રાજેશ્રી ગોકળદાસને પોતાની કીમતી સલાહનો લાભ આપવા તથા તેમાં ભાગ લેવા વિનંતીરૂપે એક પત્ર લખવામાં આવ્યો હતો જેના ઉપર જુદા જુદા તડના આગેવાનોએ લગભગ ૭૫ થી ૮૦ સહીઓ તરતજ કરી હતી.

ત્યારબાદ બીજે દિવસે સ્હવારમાં એક યુવક મંડળની શુભ સ્થાપના કરવામાં આવી હતી જેમાં દાખલ થવાનું બધાને અનુકુલ થઇ પડે તેથી તેમાં ત્રણ વર્ગ રાખવામાં આવ્યા હતા ને ઘણા જ્ઞાતિબંધુઓએ તેજ વખતે તેમાં જોડાઇ સારો ઉત્સાહ બતાવ્યો હતો. આ પ્રમાણે ઘણા ટુંક વખતમાં પણ ડેપ્યુટેશને ઘણું સારૂં કામ બજાવ્યું હતું ને ઉમરેઠની આખી ખડાયતા કોમમાં જાગૃતિ પેદા કરી હતી. અમે આશા રાખીએ છીએ કે ઉમરેઠવાળા અમારા જ્ઞાતિબંધુઓ તે જાગૃતી ચાલુ રાખી કોન્ફરન્સ ભરવાના તે દિવસો જલદી નક્કી કરી સૌ સૌને તેના યોગ્ય કામની વહેંચણી કરી આપી કામ આગળ વધારતા રહેશે.

---

સ્કુલ ફાઇનલની પરિક્ષામાં નીચે જણાવેલા વધુ પાસ થયાછે.

ડાહ્યાલાલ લલ્લુભાઇ. કડલાલ.
મંગળદાસ ભોગીલાલ
અંબાલાલ છોટાલાલ;

## ગઈ સાલની લવાજમની પહોંચ.

( ૧૯૮૧ )

| | |
|---|---|
| ચુનીલાલ તારાચંદ દલાલ | હૈદ્રાબાદ |
| મોહનલાલ હરગોવનદાસ કાંટાવાળા | સીહોર |
| ચુનીલાલ વૃજલાલ | પેટા |
| જુમલદાસ કીશોરદાસ | માલપુર |
| ચુનીલાલ કાશીદાસ | જુને |
| વસનદાસ હરજીવનદાસ | કલકત્તા |
| હરીલાલ જાદવજી | મુવાકીન |
| શાંતારામ છબીલદાસ | સુરત |
| ગુલાબભાઈ છબીલદાસ | „ |
| ગુલાબદાસ વિઠ્ઠલદાસ | „ |
| મોતીલાલ કાશીરામ | „ |
| મોમાલાલ મગનલાલ | હલદરવાસ |
| માણેકલાલ કેશવલાલ | અમદાવાદ |
| બાલચંદ જમનાદાસ | ગોરેગામ |
| છોટાલાલ નાનાલાલ | ઉમરેઠ |
| મોતીલાલ મોહનલાલ | મુંબઈ |
| અંબાલાલ દલપતરામ | અમદાવાદ |
| સાકળચંદ દલસુખરામ | કપડવંજ |
| માણેકલાલ પીતાંબરદાસ | મુંબઈ |
| બાઈ રૂકમણી ચીમનલાલ કપુરચંદની વિધવા | અમદાવાદ |
| હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળા | વડોદરા |
| ચુનીલાલ લક્ષ્મીચંદ (કપડવંજ) | મુંબઈ |

## ચાલુ સાલનું લવાજમ.

( ૧૯૮૨ સાલ )

| | |
|---|---|
| ઘનશ્યામદાસ વેંકટદાસ | મદ્રાસ |
| પી. સી. પારેખ | મીનજાન |
| ચુનીલાલ કાશીદાસ | જુને |
| એમ. એચ. કાંટાવાળા | સીહોર |
| પુંજાલાલ જેઠાલાલ | માલપુર |
| મથુરાદાસ પીતાંબર | ચોક |
| રણછોડલાલ ભોગીલાલ | મુંબઈ |
| નટવરલાલ છોટાલાલ | અમદાવાદ |
| હેમચંદ દલુચંદ | ખાખીપુરા |
| વસનદાસ હરજીવન | કલકત્તા |
| ઝવેરદાસ જગજીવન | સહિલી |
| બાલુભાઈ ટી. દેસાઈ | મુંબઈ |
| ત્રીકમલાલ આર. દેસાઈ | „ |
| ચીમનલાલ હરીલાલ | „ |
| બાબુલાલ બી. કોઠારી | „ |
| ચુનીલાલ લક્ષ્મીચંદ (કપડવંજ) | „ |
| માણેકલાલ પુરસોત્તમદાસ | „ |
| મોહનલાલ બળદેવદાસ | મહેસાણા |
| લલ્લુભાઈ નારણદાસ | સુરત |
| પ્રાણજીવન માણેકલાલ | „ |
| નગીનદાસ રસીકલાલ | „ |
| હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળા | વડોદરા |
| મનસુખરામ ગુલાબચંદ | પાલ |
| બીન્દ્રાવનદાસ હરીરામ | બનારસ |
| સોમનાથ એચ. દવે | ધંધુકા |
| ચુનીલાલ દામોદરદાસ | કલોલ |
| નારણદાસ ભોગીલાલ | બહીયલ |
| પરસોત્તમદાસ નરસીંદાસ | આગ્રસુંબા |
| રમણીકલાલ નવનીતલાલ | મુંબઈ |
| સાર્વજનિક પુસ્તકાલય | વારેડીયા |
| પરસોત્તમ મનસુખલાલ | પોરા |
| હીરાચંદ પાનાચંદ | રણાસણ |
| રણછોડલાલ કપુરચંદ | ગોધરા |
| મોહનલાલ ભોગીલાલ | વસો |
| મલુકચંદ મુળજી | અલીણા |
| છગનલાલ મુળજીભાઈ | અલીણા |
| મગનલાલ પ્રાણજીવન | વલસાડ |
| હિંમતલાલ પરસોત્તમ | સાવલી |
| ટી. એચ. પરીખ | રંગુન |
| મથુરદાસ નરોત્તમદાસ | સાવલી |
| અમૃતલાલ દેવચંદ શાહ | મહેસાણા |
| છોટાલાલ નાનાલાલ | ઉમરેઠ |
| ભોગીલાલ ગોપાળદાસ | માતર |
| દામોદરદાસ દ્વારકાંદાસ | મહીસા |
| પ્રાણજીવનદાસ ગોરધન | કારેલી |

નોંધઃ—ફાગણના અંકમાં, મગનલાલ હરિલાલને બદલે મગનલાલ હરગોવિંદ વાંચવું.

# દવાઓ.

**ચંદ્રોદયરસ**—કસ્તુરી બરાસ વિગેરે અનુપાન સહીત, ક્ષય, અશક્તિ, ઉધરસ, વાયુ, કફ વિગેરે રોગો મટાડી તાત્કાલિક પુરૂષાતન આપનાર સાત દીવસની દવાના રૂ. ૨-૧૦-૦

**અભ્રક ભસ્મ**—આયુસ્ય, બલ, બુદ્ધીને વધારી તન્દુરસ્તી આપનાર, તથા દમ, ખાંસી વિગેરે મટાડનાર, ૧૦૦૦ પુટી કીં. તોલા ૧ ના રૂા. ૪૦-૦-૦ ૫૦૦ પુટી, રૂા. ૨૫-૦-૦ ૧૨૫ પુટી. રૂા. ૧૨-૦-૦

**સુવર્ણ વસંત માલતી**—જીર્ણ જ્વર, જુની ખાંસી તથા દમ, મગજની નિર્બળતા, વિગેરે મટાડી, અખુટ શક્તિ આપનાર-તોલા ૧ ના રૂા. ૧૬-૦-૦

**લોહ ભસ્મ**—પાંડુરોગ, ઉદર રોગ, તથા હરસ-મટાડી શક્તિ આપનાર ૫૦૦ પુટી તોલાના. રૂા. ૧૦-૦-૦ ૧૨૫ પુટી રૂ. ૫-૦-૦

**બંગેશ્વર રસ**—દરેક જાતના પ્રમેહ તથા ધાતુ સંબંધી દરદો મટાડી શક્તિ આપનાર દીવસ ૧૪ ની દવાના રૂા. ૨-૦-૦

**ચ્યવન પ્રાશ્ય અવલેહ**—બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષો, માટે સર્વોત્તમ, નિર્ભય, અને ખરૂં તત્વ આપનાર, બલ, બુદ્ધી, અને વિર્યને વધારનાર રતલ ૦| ના રૂા. ૦-૧૦-૦ અને રતલ ૧ ના રૂા. ૨-૪-૦

**બાલમિત્ર**—દરેક જાતના બાલરોગને મટાડી શક્તિ આપનાર તથા લોહીને વધારનાર કીં. રૂા. ૧-૪-૦

**ખદીરારિષ્ટ**—આ સ્વાદીષ્ટ આસવ પિવાથી સર્વે જાતના લોહી બીગાડના રોગ મટી શક્તિ આવે છે. કીં. શીશીના રૂા. ૧-૦-૦

**દ્રાક્ષારિષ્ટ**—સર્વ પ્રકારના છાતીના દરદ-ખાંસી, હાંફણ, કંઠરોગ, મટાડી, શાન્તિ આપનાર કીં. શીશીના રૂા. ૦-૧૨-૦

**હીંગ સંસક**—વાયુ, ખાટા ઓડકાર, ચુંક, વિગેરે મટાડી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે શીશીના. રૂા. ૦-૧૨-૦

**લવંગાદી ચૂર્ણ**—ક્ષય, સંગ્રહણી, ખાંસી, હાંફણ, વિગેરે દરદો મટાડી શક્તિ આપે છે. શીશીના. રૂા. ૦-૧૦-૦

આ સીવાય બીજી ઘણી જાતના આસવો, ભસ્મો, તૈલો, ઘૃત, ચૂર્ણ, વિગેરે મળશે. વધુ માટે સુચીપત્ર મંગાવો.

આન્ય—
વૈદ્ય હીરાલાલ મોતીલાલ
સાંથ પીંપલી-દલાલ પોળ.
નડીઆદ.

મોતીલાલ દુલ્લભ એન્ડ સન્સ.
લલ્લુભાઇનું ચકલું
ભરૂચ.

# ગોદરેજની તીજોરી

અને

# મોતી.

**ગોદરેજની તીજોરીઓના સંબંધમાં ઝવેરીઓ વારંવાર એવો ઉઠાવે છે કે તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી ખરૂં છે છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનો આબ ઉડી જાય કે નહીં.**

ગયા નવેમ્બરમાં ગીરગામ ઠાકુરદ્વાર ઉપર શેઠ લાલજી દયાળનાં મોટી આગ થઈ તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની તીજોરી ની બનાવેલી હતી અને તેમાં કાગળો ઉપરાંત મોતીની એક પોટલી હતી મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજઉપર નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે,

મેસર્સ ગોદરેજ અને બોઇસ જોગ:—ઠાકુર દ્વાર ઉપર ગીરગામ મારા ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાસમાં તમારી એક તીજોરી હતી. મારી વાની જગ્યામાં સઘળું બળીને ખાખ થઈ ગયું હતું અને જ્યાં આગ બહુ જોરમાં થઈ ત્યાં તમારી તીજોરી હતી. તે તીજોરીમાં કરન્સી નોટો અને ખતપતરો ઉપરાંત દાગીના હતા. અને થોડાંક છુટાં મોતીની એક પોટલી હતી. તીજોરી ગોદરેજની એટલે સઉની ખાતરી હતી કે કાગળો જરૂર સલામત રહેશે પણ મોતીની હાલત સારી કે નહીં તે માટે કેટલાકોને શક હતો, તીજોરી ખોલતા હાજર રહેલાંઓની અજાયબી કાગળો તેમ જ મોતી સંપૂર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં, અને મોતીને જરાએ ઇજા થઈ હતી નહીં.

તા. ૧૯-૧૨-૧૪.

**કારખાનું—ગેસ કુંપની પાસે, પરેલ—મુંબઈ**

**ગોરધનદાસ વી. પટેલ.**

# વૈદકશાસ્ત્ર શું કહે છે?

" ધર્મ, અર્થ, બળ, અને આયુષ્યની ઇચ્છા કરનાર દરેક પુરૂષે ઔષધોનો ઉપયોગ કરવો "



દરેક મનુષ્ય જે વાજીકરણ
ધનો ઉપયોગ હમેશાં કરે છે
હમેશાં બળવાન અને દીર્ઘ
આયુષ્ય ભોગવેછે. અમોએ તદ્દન
શુદ્ધ તાજી દેશી વનસ્પતિમાંથી
વાજીકરણ વૈદકશાસ્ત્રના નિયમ
પ્રમાણે બનાવેલ છે. આ વાજી-
કરણના ઉપયોગથી ધાતુસ્રાવ
( સ્વપ્નમેટારીયા ) તથા ધાતુ
સંબંધી દરેક દરદો દૂર થાય છે.
પાચનશક્તિ તેજ રહે છે. કળતર, માથાનો દુખરો, ચિન્તા, ઉદાસી, નબળાઈ, જીર્ણજ્વર, પ્રમેહ વગેરે દરેક દરદોનો નાશ કરી તેઓના શરીરમાં વિર્યની વૃદ્ધિ કરવા આ પ્રયોગ ઉત્તમ છે તથા પુષ્ટિ બળ આપનાર છે.

કીંમત એક શીશીનો રૂા. દોઢ. પોસ્ટ ખર્ચ પાંચ આના.

## ઠેકાણું—સપટ કંપની.

કાલબાદેવી રોડ—મુંબઈ.

# ખડાયતા મિત્ર.

પુસ્તક ૨ જું.] અષાડ, શુકલ પક્ષ એકાદશી, સંવત ૧૯૭૨. [અંક ૯ મો.

## જ્ઞાતિહિત કરવા વિષે.

ગીતિ

ધિક્ ધિક્ ધિક્ તે તનને, જ્ઞાતિ અર્થે પડે ન ઉપયોગી,
ભરેલ સિન્ધુ આરે જોઈ; ન રીઝે તૃષા તણો રોગી.
× × × ×
જ્ઞાતિ હિતને કાજે બન્ધુ મારા પ્રયત્ન જો કરશો,
તો તો જ્ઞાતિ તરશે નહિ તો વધતું દરિદ્ર વિસ્તરશે.
× × × ×
ધન્ય જીવન જગ માંહી, જેણે સ્વજાતિ સ્વદેશ હિત કીધું
તન ન પરાર્થે તાણ્યું, વ્યર્થ જીવ્યા તે ડુબ્યા ભવ સિન્ધુ

ચકુલાલ મગનલાલ શાહ.

### “ શ્રી દશા ખડાયતા વણિક જ્ઞાતિના ખર્ચાળ, ગેરવ્યાજબી, અને હાનિકારક રિવાજો, અને તે દૂર કરવાના ઉપાયો. ”

( અમદાવાદ ખડાયતા સભામાં પહેલું ઇનામ મેળવનાર
ચકુલાલ મગનલાલ શાહ, લેખક. )

૧ સૌથી પહેલાં આપણી જ્ઞાતિની તમામ કુરીતિનો નાશ કરવો જોઈએ. સૌથી વધારે હાનિકારક કુરીતિ બાળલગ્નની છે. છોકરાઓની ૨૫ વર્ષમાં ઓછી ૨૦ વર્ષની તથા છોકરીઓની ૧૫ વર્ષમાં ઓછી ૧૩ વર્ષની સાલ સે પહેલાં કદી પણ લગ્ન કરવાં જોઈએ નહિ. આપણે બાળલગ્નથી અલ્પ આયુષ્યવાળા અને નિર્બળ થઈ ગયા છીએ. એ તેમ કરીને બાળલગ્નનો નિર્દય રિવાજ આપણે પ્રથમ બંધ કરવાની જરૂર છે. આપણે તો જાણીએ છીએ કે કુળમ એની કરવા માટે સારા ભીની મદદ કરવામાં આવે છે

૨. વિવાહાદિ પ્રસંગો તથા મરણાદિ અવસરો પર જે હદ ઉપરાંતનો ખર્ચ કરવામાં આવે છે તે બંધ કરવા જોઈએ. આપણામાં બૈરાંઓની દેખાદેખીએ ખર્ચ કરવાનો રિવાજ પડી ગયો છે

૩. અશ્લીલ ગાન તથા અશ્લીલ ભાષણ અર્થાત ગાળાગાળીનો પ્રચાર પોતાના ઘરમાં તથા આપણી જ્ઞાતિના કોઇ ઘરમાં થતો હોય તો તે બંધ કરવો. ઘણા મોટી વયના પુરૂષો ખરાબ શબ્દ વાત વાતમાં બોલે છે.

૪. બાળક બાળકીઓ માટે કેળવણીની વ્યવસ્થા આવી રીતે થવી જોઇએ, કે પાંચ કે છ વર્ષનાં થાય કે તેઓને નિશાળમાં ભણવા માટે મૂકવાં જોઇએ. પરંતુ તે સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે બાળકો હમેશાં દુષ્ટ જનોની સોબતથી દૂર રહેવાં જોઇએ.

૫. શ્રૃંગાર સંબંધી કોઇપણ વાતનું ચિંતન અથવા તેની ચર્ચાથી દૂર રાખવાં અને શ્રૃંગાર રસના નાટકોથી ખાસ તો તેમને દૂર રાખવાં જોઇએ. જો નાટક બતાવવા હોય તો હરિશ્ચંદ્ર અથવા કોઇ એવા સારા બોધદાયક હોય તેવાં બતલાવવા કે જેથી તેમનું ભગજ ખીલે.

૬. બાળક તથા બાળકીઓને આપણી જ્ઞાતિમાં ધાર્મિક, તથાં નીતિની કેળવણી આપવાની ઘણી જરૂર છે, માટે અમુક સંસ્થા સ્થાપવાની જરૂર છે. કે જેથી બાળક તથા બાળકીઓની શું શું ફરજો છે તે સમજી શકે.

૭. સ્ત્રીકેળવણીની ઘણી જરૂર છે. માટે હે સુજ્ઞજનો તમારી બાળાઓને કેળવણી આપો કે જેથી ભવિષ્યમાં બાળાઓ સુધરી શકે. ગુજરાતીમાં કહેવત છે કે યોગ્ય માતા સો શિક્ષક કરતાં પણ અધિક છે.

## આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર કરવાને આપણે શું પગલાં લેવાની જરૂર છે ?

"કેળવણી" શબ્દનો અર્થ કરતાં પહેલાં "વિદ્યા" અને કેળવણી એકબીજા સાથે કેટલો નિકટ સંબંધ ધરાવે છે તેનો વિચાર કરવો જોઇએ. એ વિચાર કરવાને એ બન્ને શબ્દોની તુલના કરવાની જરૂર છે.

### "વિદ્યા" શબ્દની ઉત્પત્તિ અને અર્થ.

"વિદ્યા" શબ્દ સંસ્કૃત ધાતુ વિદ્ To know જાણવું, એનાથી ઉત્પન્ન થયો છે; એટલે કોઇપણ વસ્તુ સંબંધિ જ્ઞાન એનું નામ વિદ્યા. કેળવણી લીધા સિવાય કોઇ પણ સ્ત્રી પુરૂષને ચાલતું નથી. સજ્જન પુરૂષોએ કહ્યું છે કે **વિદ્યા વિહિનઃ પશુઃ** એટલે વિદ્યા વગરના માણસો પશુ સમાન છે, અને "પઢેલોજ તે માનવીમાં ગણાણી"—ભણેલો નર માણસમાં ગણાય છે.

### કેળવણીના પ્રકાર.

કેળવણીના બે પ્રકાર છે. એકને શારીરિક અને બીજીને માનસિક કેળવણી કહીએ તો ચાલે. શરીર કેળવવાને માટે સાત્વિક અને પૌષ્ટિક ખોરાક શરીરને અનુકૂળ આવે એટલા પ્રમાણમાં લેવો જોઇએ. હવે જે ખોરાક લઇએ તે ખોરાકને શક્તિ અનુસાર અંગ કસરતથી પચાવવો જોઇએ; કારણકે ખોરાક જેટલો પચે તેટલાજ પ્રમાણમાં લોહી થાય અને લોહીના પ્રમાણમાંજ શરીરમાં બળ વધે છે. માનસિક કેળવણી પ્રાપ્ત કરતાં પહેલાં શારીરિક કેળવણીની પ્રથમ આવશ્યક્તા છે. શરિર જો વ્યાધી રહિત હોય તો માનસિક ખોરાકને માટે મહેનત થઇ શકે છે. માનસિક કેળવણી પ્રાપ્ત કરવાને મનને નિયમમાં અને અંકુશમાં રાખવાની જરૂર છે. કારણ કે મન જો વશ

ન હોય તો આપણું મનવાંછિત કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. જેનું મન વશ છે તેણે સર્વ જગત જીત્યું છે, એમ આપણા શાસ્ત્રમાં વર્ણન કરેલું છે, અને તેનાથી અન્ય કોઇપણ કાર્ય ફળીભૂત થઇ શકે છે. કારણ કે એવું કોઇ કાર્ય નથી કે જે મનુષ્યથી થઇ શકતું નથી, અને જે કોઇ એમ કહે છે કે અમુક કામ મનુષ્યથી થઇ શકે એમ નથી તો તેઓ મહાન પ્રતાપી નેપોલીયન બોનાપાર્ટ કહે છે તે પ્રમાણે મૂર્ખોની પંક્તિમાં મુકવા લાયક ગણાય છે.

### કેળવણીથી થતા લાભો.

શારીરિક અને માનસિક કેળવણી લીધાથી આપણને કોઇપણ સારો ઉદ્યમ પ્રાપ્ત થવાથી આપણી આર્થિક સ્થિતિ ઉન્નત થાય છે. આર્થિક સ્થિતિ ઉંચી થવાથી કોઇપણ જાતની તંગી નાશ થાય છે. લક્ષ્મી પ્રાપ્ત થવાથી માણસનું મન અત્યંત ઉદાર થવા લાગે છે. અને ઉદારતાથી ધાર્મિક તેમજ પારમાર્થિક વૃત્તિનો પ્રાદુર્ભાવ થાય છે પારમાર્થિક વૃત્તિ ઉત્પન્ન થવાથી આ જગતમાં પ્રત્યેક વ્યક્તિનું શું કર્તવ્ય છે તેનું ભાન આવે છે, અને પોતાનો ધર્મ એટલે કે Duty ફરજ અદા કરવા તરફ તેનું મન આકર્ષાય છે.

### કેળવણી પ્રાપ્ત કરવાને શા શા ઉપાયો યોજવા જોઇએ?

કેળવણીની પ્રવૃત્તિ ઉપાડી લેવા માટે મુખ્ય અને આવશ્યક સાધન "કેળવણી ફંડ" ઉભું કરવું એજ છે. કેટલાક સાંકડા વિચારના માણસો એમ કહેશે કે: અમારી ફંડમાં નાણાં ભરવાની શક્તિ નથી તો તેના પ્રત્યુત્તરમાં એટલુંજ કહેવાનું કે આપણા છોકરાના આગમન થયેલ હોય અને આપણી સ્થિતિ નિર્ધન હોવાને લીધે પૂરતા પૈસા ન હોય તો પણ વ્યાજે કાઢીને પણ નામ પ્રમાણે પતાવવાની ફરજ પડે છે અને પરણાવીએ છીએ. લગ્ન કરતી વખતે છોકરાની કેળવણીનો અને લગ્ન કીધા પછી છોકરાની પાસે કુટુંબનું ભરણપોષણ કરવા માટે પૂરતા સાધનો છે કે કેમ તેનો કિંચિત્ ખ્યાલ પણ આપણને આવતો નથી. વળી જ્ઞાતિવરા કરવામાં આપણી શક્તિ ઉપરાંત ખર્ચ કરીએ છીએ. અને તેમાં પણ પૈસા ન હોય તો કરજે કાઢીએ છીએ. હવે છોકરાને માટે કુટુંબના ભરણપોષણનાં સાધનો નક્કી કર્યા વિના પરણાવવામાં પૈસા ખરચવા તેના કરતાં પહેલાં વિદ્યાદાનને માટે ખર્ચ કરવો એ સર્વોત્તમ અને સર્વ માન્ય છે. આપણી જ્ઞાતિમાં રા. રા. ત્રીકમલાલ તરફથી કેટલાક છોકરાઓને ફી અપાય છે એ ઘણું ખુશી થવા જેવું છે. વળી જ્ઞાતિવરાને માટે આપણે જેટલો ખર્ચ કરવાને નક્કી કીધું હોય તેના કરતાં અમુક રકમ ઓછી ખર્ચી તે રકમ કેળવણી ફંડમાં ભરીએ તો વાસ્તવિક ગણાય, વળી આપણે ત્યાં શુભ અને માંગલિક પ્રસંગ આવે ત્યારે ત્યારે ખાણપીણા, નાટક, સીનેમેટોગ્રાફ જોવા, અનીતિનાં ખર્ચ કરવામાં દ્રવ્યનો વ્યય કરવો તેના કરતાં આવા કેળવણીના શુભ કાર્યમાં પૈસાનો ઉપયોગ કરીએ તો આપણું દ્રવ્ય સન્માર્ગે ખરચાએલું ગણી શકાશે. કેળવણી ફંડમાં ભરવાને અમુક રકમજ હોવી એમ મારું કહેવું નથી પણ પ્રત્યેક જ્ઞાતીબંધુ પોતાના અંતઃકરણની ઉર્મીથી જે કાંઇ સહાયતા આપે તેનો સ્વીકાર કરવો. માટે આપણી હાલની તેમજ ભવિષ્યની પ્રજાની ઉન્નતી અર્થે આપણે સ્વાર્થપણાનો ત્યાગ કરી, દરેક કાર્યમાં તનમન અને ધન વડે આત્મભોગ આપવા પ્રયત્ન કરવો જોઇએ. પરોપકારના કાર્યમાં ઘણા વિઘ્ન, નડે તો તેની દરકાર ન કરતાં આપણે પ્રથમ જો કોઇપણ સંસ્થાનો પાયો નાંખીશું તો જરૂર પરમાત્મા આપણું કાર્ય સિદ્ધ કરશે.

## સ્ત્રી કેળવણીની આવશ્યકતા.

દુનિયામાં ઘરસંસાર ચલાવવાને સ્ત્રી એ પ્રધાનરૂપ છે તે પ્રધાનપણાનું કામ કેટલું અગત્યનું ને યોગ્યતા ભરેલું છે. આવું કામ બજાવનાર જે સ્ત્રી છે, તે સ્ત્રી જો તદન બીન કેળવાયલી હોય તો પોતાનું કામ સંતોષકારક થઇ શકતું નથી. ત્યારે એવે વખતે સ્ત્રી કેળવણી કેટલી જરૂરની છે તે વિચાર કરશો. સ્ત્રી કેળવણીથી શા શા ફાયદા થાય છે, તેના કાર્યો અને પરિણામ કેવા થાય છે એ સૌ સ્ત્રી કેળવણીથીજ જણાશે. આ સમયમાં જો બાળાને કેળવણી આપી તેમનાં ભવિષ્ય સુધારશો તો તેઓ આગળ ઉપર નવી પ્રજાની માતા થશે, ત્યારે પોતાની પ્રજાને કેવી સારી કેળવણી આપશે, તે આપ સુજ્ઞ જનોને માલુમ હશે.

> " We have no homes but houses,
> We have no wives but women. " ( Annie Besant )

> કન્યા કેળવણી ક્રમે, ગૃહ કેળવણી સાર;
> જ્યાં બાળા નિત્યે પઢે, ત્યાં સુખીઓ સંસાર. ( સત્ય ગોકડી )

નાનપણમાં કેળવણી લીધેલી છોકરી સાસરે જવાની તૈયારી ઉપર, ધણી ધણીઆણી પ્રેમ વિષેની, ને સાસરાના માણસો સાથે વર્તવા વિષેની ચોપડીઓ વાંચશે; જેથી પોતાના વિચારથી તથા સુઘડ માની શીખામણથી સાસરાના માણસો દેખતાં પોતાના સ્વામી સાથે બોલવામાં સંકોચ નહિ રાખે, એ રીતે વરવહુની અરસપરસ પ્રીતિ વધશે. કેળવણી પામેલી સ્ત્રી પોતાના ઉદ્યોગથી તથા ડહાપણથી પોતાના સાસરે એવી રીતે વર્તશે કે કોઇ દહાડો કંકાસ થશે નહિ. કદાપી ઘરના જુદા જુદા સ્વભાવને લીધે કંકાશ જેવું દેખાશે તો પોતાની ચતુરાઇથી અથવા ખામોશ ખાઇને તકરાર માંડી વાળશે. તેણે જે ચોપડીમાં વાંચ્યું હશે તથા મા બેનને મોઢે સાંભળ્યું હશે તેના ઉપર ધોરણ રાખી પોતાના નવા અનુભવમાં આવેલા સાસુ, સસરા, ને ઘરના બીજા માણસો સાથે જેમ જોઇએ તેમ સારી રીતે વર્તશે. કેળવણી પામેલી સ્ત્રી પોતાના કુટુંબમાં વેર થવા દેશે નહિ. પણ હરેક રીતથી પોતે ને બીજા સુખી થાય તેવું આચરણ રાખશે. કેળવણી પામેલી સ્ત્રી પોતાના બચ્ચાંઓને દયાળુપણે ભલમનશાઇને પરોપકાર બુદ્ધિના વિચારો સમજાવશે. નિયમસર કામ કરવાની ટેવ રખાવશે, અને સુઘડ બની સુખી થાય માટે એમના કુમળાં મન ઉપર સારી અસર લગાડશે, કુંટુંબમાં ભણેલી સ્ત્રી પોતાના બાળકની કેળવણી વિશે પુરતું ધ્યાન આપશે. નાનું બાળક પશુ બરાબર ગણાય છે, પણ તે જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ ગ્યાન વધતું જાય છે. પછી જો તેને સારી કેળવણી આપે છે તો તેનું ગ્યાન ઘણું ઉત્તમ બને છે. જેમ કણકને કેળવવાથી સારી રોટલી બને છે, તથા ખેતરને સારી રીતે ખેડી જમીન પોચી કરે છે તો પાક સારો થાય છે. તેજ પ્રમાણે નાનપણથી બાળકીઓને કેળવવામાં આવે તો તેના ગ્યાનમાં વધારો થાય છે. ઇંગ્રેજીમાં એક કહેવત છે One good mother is better than hundred school masters પહેલાના વખતમાં રજપુતની ઓઓ તરવાર લઇ રણસંગ્રામમાં નથી ઉતરી ! ને એઓએ યશ નથી મેળવ્યા. શું પાર્વતી સીતા, દ્રૌપદી, રૂકમણી આદિ સ્ત્રીઓએ પોત પોતાના સદ્ગુણથી પ્રસિદ્ધી નથી

મેળવત ! આ બધો પ્રતાપ સ્ત્રી કેળવણીનોજ છે. તો હાલ બાળાઓને કેળવણી આપે તો શું યશ ન મેળવી શકે ? ને પોતાની પ્રજાને સુધારી ન શકે ? તો પછી નવીન પ્રજા વિદ્વાન કેમ ન બને ? બની શકે. પણ ક્યારે બની શકે ? જ્યારે સ્ત્રી કેળવણી ખરા તન મન અને ધનથી જાહેર મુકાય ત્યારે બની શકે. માટે હે ! સુજ્ઞ જનો હવે પ્રકાશમાં આવ્યા છો જેથી ઉત્સાહી બની પોતાની બાળાઓને ભણાવો, ને મલીનતા ભરેલા વિચાર દૂર કરો. જ્યાં સુધી સ્ત્રીઓને અવિદ્યારૂપી અંધકારમાં આથડવા દેશો ત્યાં સુધી કોઇપણ કાળે તમો જેવી ઇચ્છા કરી સુખી થવા ધારો છો તેમાં ફતેહ પામવાનું ઘણું દૂર છે. કોઇ પણ જ્ઞાતીની જાહોજલાલી ત્યાંની સ્ત્રી કેળવણીનેજ આભારી છે. માતા જો કેળવાએલી હશે તોજ જ્ઞાતીની પ્રજા, દઢ, બુદ્ધિશાળી, પરાક્રમી અને પરોપકારી થશે, અને તેનીજ પ્રજાથીજ જ્ઞાતીની પ્રજાની સ્થિતિમાં સુધારો થવા સંભવ છે. અભ્યાસ અને જ્ઞાનથી સ્ત્રીઓ પોતાની ફરજ સમજી શકે તેમ છે. અવિદ્યાના અંધકારમાં સ્ત્રીઓને સડવા દેવી તે પોતાની પ્રજાને હાનીકર્તા છે. પૂર્વના ઇતિહાસો વાંચતાં આપણને જાણ થાય છે કે અગાઉ આ દેશ સ્ત્રીઓના અપૂર્વ પરાક્રમોથીજ પોતાની ઉદય કળામાં પ્રસિદ્ધ હતો. પ્રબળ પ્રજાને ઉત્પન્ન કરનાર સ્ત્રી જાતિ તે આજે આપણી જ્ઞાતીમાં નિર્બળ પ્રજાને ઉત્પન્ન કરનાર નીવડી છે. કેવી દયાજનક સ્થિતિ ! આ બધું પરિણામ બાળલગ્ન અને કેળવણીની ખોટી છે. માટે હે સુજ્ઞ જ્ઞાની બાંધવો, જેમ બને તેમ બાળાઓને કેળવણી આપો, કે જેથી આપણી ભવિષ્યની સ્થિતિ સુધરી શકે.

## રોવાકુટવાનો ઘેલો ચાલ તથા મરણ પાછળ ખોટાં ખરચો અટકાવવા તાકીદે તે તાત્કાલિક પગલાં લેવાની જરૂર છે.

"લગ્ન."

લગ્ન જેવા સંસારના ખૂબ ધ્યાન આપવા લાયક અને પ્રથમ વિચારવા જેવા કાર્યમાં પણ આપણે ઘણાંજ પછાત છીએ. સુથંત્ર પુતળાની માફક છોકરાં કે છોકરીઓને તેમના પોતાના લગ્નમાં બોલવાનો કોઇ પણ હક રાખ્યા સિવાય આપણે લાકડે માંકડાં વળગાડી દઇએ છીએ. આવી રીતિમાં કેટલા ગેસારો દુઃખી થાય છે, થયા છે, અને થશે ! ! અરેરે ! એટલુંજ નહિ પરંતુ પૈસાના લોભી કેટલા એ પાપી પિતાની બાળકીઓના સુખની પરવા ન કરતાં બાર વર્ષની પુત્રીને પચાસ વર્ષના બુઢ્ઢા સાથે અગર બાર વર્ષની કન્યાને આઠ-બાર વર્ષના બાળક જોડે પરણાવી દે છે. અને પછીથી—

"બુઢ્ઢાને બાળકી આપી બાપે છે બાંધ્યા મરે;
પિતા પુત્રી તણાં પાપી પસ્તાવામાં પછી પડે."

ની માફક થાય છે. કહો ? જ્યાં મુખ્ય બાબતમાંજ આવું દુર્લક્ષ આપવામાં આવતું હોય, તે સમાજ કેમ સુધરી શકે ? જે બાળક અને બાળકીઓ ભવિષ્યના માતા પિતા થવાનાં છે, અને જેઓના સુખ્યો ઉપર ભવિષ્યનો આધાર છે; તેમનો સંસાર આમ જંગ જેવો હોય તો આપણે શી રીતે ઉન્નત દશાએ આવીએ ? માટે ધ્યાન રાખી બાબતોએ વિચાર કરવો.

## બાળલગ્નને અટકાવવાને લેવા જોઈતા ઉપાયો.

આપણી જ્ઞાતીમાં પહેલાં બાળલગ્ન વધારે થતાં હતાં પણ હાલ તેમાં થોડો થોડો સુધારો થયો છે એ ઘણું ખુશી થવા જેવું છે. અત્યારે હજુ બાળલગ્ન થાય છે તે અટકાવવા બનતો પ્રયાસ સેવાની ખાસ જરૂર છે. આપણે જોઇયું તો માલમ પડશે કે-ક્ષત્રિ, નાગર અને બીજી ઘણી ખરી કોમોમાં બાળલગ્ન થતા નથી, માટે આપણે પણ આપણી જ્ઞાતીમાં બાળલગ્ન બંધ કરવાને વ્યાજબી પગલાં લેવાની જરૂર છે. નાની ઉંમરમાં બાળલગ્ન કરવાનો અત્યંત હાનિકારક રિવાજ હાલના સમયમાં ઘણો પ્રચલિત છે, તો તેના ખેદકારક પરિણામો આપણી જ્ઞાતીમાં ચારે બાજુ એ નજરે પડે છે. માટે બાળલગ્ન બંધ કરવાની ખાસ જરૂર છે.

### બ્રહ્મચર્ય.

હિંદુસ્તાનમાં ઘણા વર્ષોથી ધર્મ બગડવાથી, વિદ્યા કમ હોવાથી, અને બાલ્યાવસ્થામાં વિવાહાદિ થવાના કારણે થી બ્રહ્મચર્યનો નિયમ તુટી ગયો છે. જેવી રીતે એક સુંદર મજબુત ઉચ્ચ ઇમારત બાંધવામાં મજબુત પાયો નાંખવાની જરૂર છે, તેવીજ રીતે શરીર આરોગ્ય તથા દિર્ઘાયુ થવામાં બ્રહ્મચર્ય રૂપી મજબુત પાયાની ખાસ જરૂર છે. તેવીજ રીતે શરીર આરોગ્ય અને દીર્ઘાયુ થવામાં બ્રહ્મચર્ય રૂપી મજબુત પાયાની ખાસ જરૂર છે. મન, વચન, અને કર્મથી ખરાબ વિષયોની ઇચ્છા નહિ કરતાં ઇંદ્રિઓને વશ રાખીને પાયાની રક્ષા કરી વિદ્યાધ્યયન કરવું તે બ્રહ્મચર્ય: એના ૭ વિભાગ છે. (૧) કુસંગતિ (૨) ખરાબ વાતચીત (૩) ખરાબ વિચાર (૪) ખરાબ પુસ્તકો વાંચવા અથવા સાંભળવા, (૫) ખરાબ ગાયન ગાવું અથવા સાંભળવું (૬) પાયાનો કોઇ અનુચિત રીતે નાશ કરવો, એ ૭ પ્રકારથી બચીને ચિત્ત દઇને વિદ્યાધ્યયન કરવું એ અખંડ બ્રહ્મચર્ય કહેવાય છે. બ્રહ્મચર્ય એટલે પાયાનું રક્ષણ કરવાથી શરીર જોરાવર, મજબુત અને આરોગ્ય થાય છે. જે મનુષ્ય બ્રહ્મચર્ય ધારણ કરે છે તેને પૂર્ણ આયુષ્ય પ્રાપ્ત થાય છે. વૃદ્ધાવસ્થા એકદમ આવતી નથી, કાન્તી વધે છે. મસ્તીરતા, પરાક્રમ અને ધૈર્ય ઇત્યાદી સદ્ગુણો પ્રાપ્ત થાય છે. વિદ્યા, બુદ્ધિ તર્ક શક્તિ અને પવિત્ર વિચારની વૃદ્ધિ થાય છે, તથા મન સદા પ્રસન્ન રહે છે. અને બાળલગ્ન એટલે અબ્રહ્મચર્યથી વિદ્યાનો નાશ થાય છે, શરીર નબળું, બળહીન, શક્તિ તથા કાન્તી વગરનું રોગીષ્ટ અને નિરુત્સાહી થઇ જાય છે.

પ્રિય જ્ઞાતિબંધુઓ, ટુંકાણમાં અખંડ બ્રહ્મચર્ય શુદ્ધ અંતઃકરણપૂર્વક ૧ક્ત છ માસ પણ સેવન કરીને પછી એક ફોટો લેવડાવો અને તે સમયના વિચારોની નોંધ ડાયરી બુકમાં રાખવી પછી બ્રહ્મચર્ય ખંડીત થએલા સમયના શરીરના હાલતનો ફોટો તથા તે સમયના વિચારો એ બંને સમયના ફોટા તથા વિચારોનો મુકાબલો કરવાથી તુરતજ પ્રત્યક્ષ અનુભવથી બ્રહ્મચર્ય સેવન કરવાથી થતા લાભ વિષે અને બ્રહ્મચર્યનું ખંડન કરવાથી થતી હાની વિષે ખાત્રી થયા વગર રહેશે નાહ.

મારા વ્હાલા જ્ઞાતિબંધુઓ, તમારા પોતાના ભલાની ખાતર તેમજ તમારા જ્ઞાતિ ) બંધુઓની ખાતર તમારા છોકરાઓને તમે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવો, અને ...ો તમારા વિચાર તથા વર્તન શુદ્ધ રાખો.

બોર્ડીંગ હાઉસની જરૂરીઆત અને ઉપયોગીતા દરેક સુધરેલા દેશમાં સર્વમાન્ય સ્વીકારાયેલી છે. તેના માટે બે મત છેજ નહિ. તેના ફાયદા હવે પછી જણાવવામાં આવશે, પણ અત્રે તો એટલું કહેવું ઉચિત થઇ પડશે કે આપણા દેશના નવા ખીલતા જીવનમાં દરેક કોમોએ આ પ્રશ્ન ઉઠાવી લીધો છે, અને તેને ઘટતો ન્યાય આપ્યો છે. આપણી ઉન્નતિનો આધાર યોગ્ય કેળવણી પર છે, અને બોર્ડીંગ હાઉસ તે કેળવણી મેળવવામાં અનેક રીતે સાધનભુત થશે. આર્ય સમાજનાં ગુરૂકુળ અને ઋષિકુળ અમુક પ્રકારનાં બોર્ડીંગ હાઉસ નહિ તો બીજું શું ? હિંદુસ્તાનના દરેક મુખ્ય શહેરોમાં નજર ફેરવતાં ઘણી પ્રગતી પામતી કોમોનાં બોર્ડીંગ હાઉસ શું આપણી દ્રષ્ટિએ પડતાં નથી ? આ રસાકસીના જમાનામાં જ્યાં " Survival of the Fittest " નું સુત્ર પ્રાધાન્યપદ ભોગવે છે, શારિરીક, માનસિક અને આર્થિક સંપત્તિમાં એક બીજાથી ચઢી જવાને જીવતોડ મહેનત કરવામાં આવે છે, જ્યાં કેળવણી દિવસે દિવસે મોંઘી થતી જાય છે, તેને મેળવવાનાં સાધનો ટુંકાં થતાં જાય છે અને તેની કીંમત વધી છે—આવે વખતે સંકુચીત દ્રષ્ટિ રાખીને બાપદાદાથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે થોડુ ઘણું અધરૂં શિક્ષણ મેળવવાથી આપણી ભવિષ્યમાં શી સ્થિતી થશે તેનો વિચાર કરવો પણ મુશ્કેલ છે. અન્ય કોમોની સાથે સાથેજ તેમનો હાથ ઝાલીને તેમનાં સારાં કાર્યોનું અનુકરણ કરીને, આપણે આપણા સારા સારૂં આગળ વધવુંજ જોઇએ. પોતાને એકાદ બે સંતાન હોય તેને કેળવણી આપીને સંતોષ ન માનતાં, જ્ઞાતિના અન્ય ગરીબ વિદ્યાર્થીઓ માટે જોગવાઇ અને સવડ કરી આપવીજ જોઇએ. આપણે ખસુસ યાદ રાખવું જોઇએ કે શરીરનું એક અંગ મજબુત અને તંદુરસ્ત બનાવવાથી કંઇ આખુ શરીર મજબુત અને તંદુરસ્ત બનતું નથી, શરીરના દરેક અંગો સરખી રીતે કેળવાવાં જોઇએ, અને ત્યારેજ શુભ પરિણામની આશા રાખી શકાય. જ્ઞાતિ સંબંધે પણ તેમજ છે. Co-operation પરસ્પર સહાય કરવાનો નિયમ જે જે સ્થળે અજમાવવામાં આવે છે, તે સર્વ સ્થળોએ દરેક બાબતમાં તે ફતેહમંદ નિવડયો છે. આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામાં પણ આપણે Co-operationનો ઉપયોગ કરવો જોઇએ. આપણે ભણતી વખતે જે જે મુશ્કેલીઓ વેઠેલી તે ભુલી જવાની નથી. તેથી અહીં વિશેષ હાડમારીઓ આપણા વિદ્યાર્થીઓને હાલમાં ભોગવવી પડે છે. જ્ઞાતિ પ્રત્યેનું અને દેશ પ્રત્યેનું આપણું ઋણ વાળવાનો સૌથી ઉત્તમ માર્ગ એ છે કે જ્ઞાતિમાં કેળવણી માટે જે જે ફંડો હોય, કેળવણી માટે જે જે સંસ્થાઓ સ્થાપવામાં આવી હોય, તેમાં આપણાથી બનતી મદદ કરવી, જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે કેળવણીની સવડ કરી આપવી, અને તેમને દરેક પ્રકારે ઉપયોગી થવું. આપણી ઉન્નતિનો આધાર આપણી જ્ઞાતિના હાલના વિદ્યાર્થીઓપર છે. તેઓ આપણા ભાવિ ઝગમગતા હિરાઓ છે. તેમને સુશિક્ષીત નાગરીક બનાવવા માટે આપણે જે ભોગ આપીએ તે ઓછોજ છે તેમને આપણે જેવા બનાવવા ધારીએ તેવા બનાવી શકીએ. માટે આપણું પ્હેલું કર્ત્તવ્ય તો એ છે કે તેમના માટે એક મ્હોટા પાયાપર બોર્ડીંગ હાઉસ ખોલવું. આ બોર્ડીંગ હાઉસના ફાયદા નિચે ગણાવવામાં આવ્યા છે. અત્રે મારા જ્ઞાતિ બંધુઓને હું એટલીજ વિનંતી કરીશ, કે જ્યારે આપની સમક્ષ ખડાયતા કેળવણી મંડળનું ડેપ્યુટેશન આવે ત્યારે આપ સર્વે તેને હૃદયના ઉમળકાથી સત્કારશો, શારિરીક, આર્થિક, અને માનસિક—જે પ્રકારની મદદ આપથી આપી

રકમ તે મદદ ખુલ્લે હાથે અને છુટ્ટે હાથે તેને આપશો; મનમાં સંકોચ રાખીને તેમ-નાથી જરા પણ ન્હાસી કે સંતાઇ જતા ના. કારણ કે આપની પાસેથી ત્હેર જુલમથી કંઇ લેવાનું નથી; જે કંઇ મદદ આપ કરશો તેનો લાભ અમે તે પ્રમાણે આપનાં સંતાનો, સંતાનો નહિ તો સગાં વ્હાલાં, અને વ્હોળા દ્રષ્ટિએ જોતાં આખી જ્ઞાતિ લેશે. જ્ઞાતિને તારવામાં અને ઉપાડવામાં આપનાથી બનતો ફાળો જરૂર આપશો; તે પ્રકારનું કર્તવ્ય ને આપની ફરજ જ છે એમ માનજો.

## બોર્ડીંગ હાઉસના ફાયદા.

પ્હેલો તો બોર્ડીંગ હાઉસમાં રહેતા વિદ્યાર્થીના અભ્યાસ ઉપર શી ફાયદાકારક અસર થાય છે તે આપણે જોઇશું:—

અન્ય વિદ્યાર્થીઓના સહવાસથી તેમને વાંચતા જોઇને પોતાને વાંચવાનું-અભ્યાસ કરવાનું મન થાય છે. મનુષ્યનો સ્વભાવ અનુકરણ કરવાનો છે, અને તે વિદ્યાર્થીઓમાં વિશેષ જોવામાં આવે છે. પોતાના કરતાં હોંશીયાર વિદ્યાર્થીઓનો નિયમીત અને સખત અભ્યાસ જોઇને પોતાની આળસાઇ ત્યજીને તેમના જેવો અભ્યાસ કરવાનું મન થાય છે. અને ફાયદાકારક હરીફાઇ થાય છે. કોઇ વિદ્યાર્થીના કરતાં સારા માર્ક કેમ મેળવું, તેના કરતાં હોંશિયાર અને ચતુર કેમ બનું, મ્હારા ઉપરીઓની મહેરબાની અને સ્નેહ કેમ પ્રાપ્ત કરું, સર્વને અનુકુળ અને વ્હાલસોયો કેમ નીવડું, વગેરે વિચારો બોર્ડીંગથી સ્ફુરે છે, તેનું પરિણામ સારું આવે છે બોર્ડીંગમાં જુદા જુદા વર્ગના વિદ્યાર્થીઓ રહેતા હોવાથી નીચેના વર્ગના વિદ્યાર્થીને જ્યારે પોતાના અભ્યાસમાં બરોબર સમજણ પડતી ના હોય, અમુક ગુંચ ઉકેલવી હોય, અમુક સવાલનું નિરાકરણ કરવું હોય, ત્યારે ઉપરના વર્ગના વિદ્યાર્થીની મદદ તે ઘણી સ્હેલાઇથી મેળવી શકે છે. અભ્યાસમાં આ પ્રકારની મદદ બોર્ડિંગના સેક્રેટરી કે સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી પણ જો તે લાયક હોય અને તેવા પ્રકારની ગોઠવણ કરવામાં આવી હોય તો મળી શકે છે. આવો લાભ ઘેર રહેવાથી વિદ્યાર્થીને મળી શકતો નથી. ફક્ત પૈસાદાર કુટુંબજ પોતાને ઘેર ખાનગી શિક્ષક રાખી આવા લાભને માટે ગોઠવી શકે. આ લાભ ઘણોજ અગત્યનો છે. વિશેષમાં બોર્ડિંગમાં રહેતા વિદ્યાર્થીના અભ્યાસ પર બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી દેખરેખ રાખવામાં આવે છે: અમુક અઠવાડીયામાં, પખવાડીયામાં, કે મહિનામાં વિદ્યાર્થીએ શો Progress કર્યો—કેટલું નવું શીખ્યો, તેને કયા કયા વિષયો સારા આવડે છે, અને કયા વિષયમાં તે કાચો છે, નિશાળમાં તેનો અભ્યાસ કેવો છે, તેની Rank—નંબર કેટલો છે. વગેરેનો અહેવાલ સુપ્રીન્ટેન્ડન્ટ મેળવે છે, અને પોતાને જે યોગ્ય લાગે તે સુચના વિદ્યાર્થીને કરે છે. તેના માટે જે પગલાં ભરવાં હોય તે તે ભરે છે, અને તેના વાલીને આ સંબંધી ખબર આપે છે. આવા પ્રકારની નિય-મીત દેખરેખથી વિદ્યાર્થીના અભ્યાસ ઉપર ઘણી સારી અસર થાય છે. આવો લાભ-આવા પ્રકારની દેખરેખ વિદ્યાર્થીનાં માબાપ રાખી શકતાં નથી, અથવા રાખતાં નથી, કારણ કે તેમના કાર્યબોજથી આ બાબત પ્રત્યે લક્ષ આપવા તેમને અવકાશ નથી, અથવા તેઓ આ પ્રત્યે બેદરકાર છે. અથવા તેમનું ધ્યાન તેમના સંતાન તરફ એટલું જાય છે કે આ સર્વ હકીકત અમુક ક્યાં આ સંબંધી તેઓ તેમને કંઇ પણ કહેતા નથી! આ પ્રકારની દેખ-

રેખથી વિદ્યાર્થીનું ચિત્ત પોતાના અભ્યાસમાં પરોવાય છે, અને તે પોતાનો અભ્યાસ નિયમીત કરે છે. આ લાભ કંઇ થોડો ના કહેવાય. વળી જો બોર્ડીંગમાં લાયબ્રેરી—પુસ્તકાલય હોય, તો તેનો લાભ પણ તે લેઇ શકે છે. ફક્ત પોતાના અભ્યાસનાંજ પુસ્તકો વાંચીને કેટલાક વિદ્યાર્થીઓ જેઓને " Book-worm " એટલે કે " ચોપડીના કીડા " કહેવામાં આવે છે, તેમના જેવા ન બનતાં તેઓ આ પુસ્તકાલયનાં પુસ્તકો પોતાના અવકાશે વાંચી દુનીયાદારીનું જ્ઞાન પણ મેળવી શકે છે. તેઓ Practical-વ્યવહારૂ બને છે. જો લાયબ્રેરીમાં માસિકો, અઠવાડીક, અને દૈનિક પત્રો રાખવામાં આવતાં હોય, તો તેનો પણ લાભ મેળવી શકે છે. પોતાના દેશમાં હાલમાં કેવા પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે, કયા વિચારો લોકોના મનમાં રમી રહ્યા છે, કયા બનાવો બને છે, વગેરે તે વિદ્યાર્થી જાણી શકે છે. પોતાના જાત ભાઇ માટે અને પોતાના દેશને માટે તેનામાં લાગણી પેદા થાય છે. આ ઉપરાંત બીજું ઘણું જ્ઞાન અને આનંદ તેને લાયબ્રેરીમાંથી પ્રાપ્ત થાય છે. આવો લાભ ઘેર બેઠાં બેઠાં કદી ન મળે. વળી જો મહિનામાં એક, બે, કે ચાર વખત વિદ્યાર્થીઓને ઉપયોગી વ્યાખ્યાન રાખવામાં આવે તો તેથી પણ તેમને ઘણો ફાયદો થાય. કોઇ કોઇ વખત શહેરના અથવા પરગામથી પ્રખ્યાત વિદ્વાન વક્તાઓને આમંત્રણ આપી તેમની દ્વારા, કે કોઇ વખત સુપ્રીન્ટેન્ડન્ટ જાતે, કે વિદ્યાર્થીઓમાંથી કોઈ અમુક વિદ્યાર્થી, વ્યાખ્યાન આપે એવો ક્રમ ગોઠવવામાં આવ્યો હોય, તો વિદ્યાર્થીનું જ્ઞાન વધે એટલુંજ નહિં, પણ તેનામાં જાહેરમાં બોલવાની અને વિવેચન કરવાની શક્તિ પણ આવે. આ સર્વ ફાયદા જે વિદ્યાર્થીના માનસિક વિકાસમાં ઘણા અગત્યના છે, તે ઘેર બેઠાં ન મળે એ સ્વાભાવિક છે.

બીજું બોર્ડીંગમાં રહેતા વિદ્યાર્થીના ચારિત્ર્ય ઉપર શી અસર થાય છે તે હવે આપણે જોઇએ. તેની દ્રષ્ટિ અને હ્રદય અહોળાં થઇને વિકાસ પામે છે. સ્વાર્થીપણું અને સંકુચિતપણુ દૂર થાય છે. તેના ગૃહમાં કુટુંબનાં પાંચ કે છ માણસ નહિં, પણ બોર્ડીંગમાં રહેતા સર્વ વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે. બોર્ડીંગમાં સર્વને સરખા હક્ક હોવાથી અને સર્વ સાથે એકજ પ્રકારની વર્તણુક રાખવાની હોવાથી, ભ્રાતૃભાવ અને સમાનતાનો ઉદય થઇ વિકાસ થાય છે. બીજા સાથે મળીને, સંપીને, કાર્ય કરવાની વૃત્તિ પણ અહીંજ ઉદ્‌ભવે છે. આવી રીતે Co-operation તેઓ અહીં શીખે છે. અહીં તેને પોતાને ઘણી જાતના અનુભવ મળે છે, અને તે અનુભવની ઠોકરોથી ઘડાઇને તે સારી રીતે લાયક અને દ્રઢ બને છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિ અને માનસિક શક્તિના વિદ્યાર્થીઓના સહવાસમાં તેને અહીં રહેવાનું હોવાથી, તેમનામાંથી પણ તેને ઘણું જાણવાનું અને શીખવાનું મળે છે. વળી અહીં તેને ઘણા પ્રકારની નિયમીત ટેવો પડે છે જે ભવિષ્યમાં તેની જીંદગી ફત્તેહમંદ બનાવવામાં ઘણી સહાય કરે છે. ઉદાહરણ તરીકે અમુક સમયે ઉઠવું, વાંચવું અને ખાવું, અમુક રીતે બોલવું અને વર્તવું વગેરે. આવા પ્રકારની બોર્ડીંગની અસરથી તેના ચારિત્ર્યનું એવું રસીક અને ઉત્તમ ઘડતર થાય છે કે તેવું ચારિત્ર્ય એક ઘેર રહેતા વિદ્યાર્થીનું ઘડાવું મુશ્કેલ પડે. વળી આપણામાં બાળલગ્નની બદીને લીધે વિદ્યાર્થીના શારિરીક અને માનસિક વિકાસમાં જે વિનાશક વિઘ્ન નડે છે તે બોર્ડીંગ હાઉસથી થોડે ઘણે અંશે દૂર થાય. આપણાં શાસ્ત્રોએ તો ચોખ્ખું ફરમાવેલું છે કે વિદ્યાર્થી અવસ્થા સુધી પૂરૂં બ્રહ્મચર્ય પાળવું જોઇએ અને ત્યાં સુધી પરણવું ના જોઇએ. પણ આવા સુગમ નિયમો જાળવવાની દરકાર કોણ કરે છે ?

વળી કૌટુમ્બીક કંકાસ અને કલેશ, નાતો વખતે થતી તકરારો અને એવી અન્ય વિદ્યાર્થી જીવનમાં વિઘ્ન નડનાર અસરોથી દૂર રહેવાનું પણ તેને બની શકે છે. બોર્ડીંગનું વાતાવરણ પવિત્ર, શાંત, નિર્દોષ અને આલ્હાદક હોય છે, અને તેમાં વિદ્યા પ્રાપ્તિ અને ચારિત્ર્ય બંધારણ માટે જીવન ગુજારતો વિદ્યાર્થી તેટલીજ પવિત્રતા, શાંતી, નિર્દોષતા અને આનંદમાં રહે છે. સાંસારિક ખટપટ, કુસંપ, કલેશ, દુર્ગુણો વગેરેને ત્યાં સ્થાન મળતું નથી. અભ્યાસમાંથી પોતાનું લક્ષ ખેંચનાર અભ્યાસમાં ખલેલ પાડનાર અને ચીંતા કરાવનાર, જે હાનીકારક તત્વો પોતાના કુટુમ્બમાં હોય છે, તે તત્વો બોર્ડીંગ હાઉસમાં મુદ્દલે હોતાં નથી. બોર્ડીંગના નિયમોને આધીન થઇ, સભ્યતા, સદ્ગુણ અને ભ્રાતૃભાવ શીખીને, નિયમીત ટેવો પાડી, પોતાના અભ્યાસમાં ફતેહમંદ થઇને એક ચારિત્ર્યવાન નાગરિક તરીકે પોતાના દેશમાં બહાર પડવાનું લક્ષ્યબિંદુ બોર્ડીંગમાં રહેતા દરેક વિદ્યાર્થીના મગજમાં રમી રહે છે. આવા વિદ્યાર્થીઓની જીંદગી ભવિષ્યમાં ફતેહમંદ કેમ ન થાય? જ્ઞાતિ અને દેશ માટે તેઓ ભવિષ્યમાં શું ન કરી શકે?

બીજું બોર્ડીંગમાં રહેતા વિદ્યાર્થીના શરીર અને તંદુરસ્તી ઉપર શી અસર થાય છે તે હવે આપણે જોઇએઃ—

ઘણી સારી બોર્ડીંગનાં સ્થળ શહેરથી થોડેક દૂર, કે શહેરમાં જ્યાં હવા અજવાળું પુષ્કળ હોય અને આસપાસનું વાતાવરણ સ્વચ્છ હોય ત્યાં રાખવામાં આવે છે. જો જોગવાઇ હોય તો બોર્ડીંગની આગળ પાછળ એક ન્હાનો બગીચો પણ હોય છે. વિશેષમાં વિદ્યાર્થીઓને ફુટબોલ, ક્રીકેટ વગેરે જુદા જુદા પ્રકારથી રમતો રમવા માટે બોર્ડીંગની પાસે ખુલ્લું મેદાન રાખવામાં આવે છે. ઘણા વિદ્યાર્થીઓને પોતાના ઘર કરતાં બોર્ડીંગમાં રહેવાથી વધારે ચોખ્ખી હવા અને અજવાળું મળે છે. જુદા જુદા પ્રકારની રમતો રમવાની હોવાથી તેમનું શરીર કસાયલું મજબુત અને સુંદર થાય છે. સ્હાંજે ફરવા જવાનો ઘણી બોર્ડીંગોમાં ફરજીઆત નિયમ હોય છે. કસરત કરવાને માટે તેમને જુદાં જુદાં સાધન પુરાં પાડવામાં આવે છે. તેમને નિયમીત ભોજન આપવામાં આવે છે, અને તેમનો ખોરાક સાત્વિક અને સાદો પણ પૌષ્ટીક સત્વવાળો હોય છે મગજ અને વીર્યને ઉશ્કેરે એવાં ખાણાં અને પીણાં તેમનાથી સદા દૂર રાખવામાં આવે છે. નિદ્રામાં અનિયમીતતા રાત્રીએ ઉજાગરો કરવો અને દિવસે ઉંઘવું જે કુદરતના નિયમ વિરૂદ્ધ છે, તેનું વર્તન અહીં કોઇપણ વિદ્યાર્થીથી રાખી શકાતું નથી. તેમને નિયમીત સુવાની અને ઉઠવાની ફરજ પાડવામાં આવે છે. પુષ્કળ ચોખ્ખી હવા અજવાળું, નિયમીત કસરત, સાદો અને પુષ્ટિકારક નિયમીત ખોરાક, નિયમીત નિદ્રા, આ સર્વથી વિદ્યાર્થીના શારિરીક બંધારણપર કેવી સારી અસર થાય? તેઓ તંદુરસ્ત અને મજબુત થાય એમાં શું આશ્ચર્ય? એટલી વાત ખસુસ યાદ રાખવી જોઇએ કે વિદ્યાર્થીના શારિરીક બંધારણપર તેના માનસિક વિકાશનો આધાર રહે છે. " A sound mind in a sound body. ' એટલે કે " તંદુરસ્ત શરીરમાં તંદુરસ્ત મગજ હોય છે." એ સૂત્ર અક્ષરશઃ ખરૂં છે. આપણે શારિરીક સંપત્તિના ભોગે માનસિક વિકાશ કરવાનો નથી. શારિરીક સંપત્તિ સૌથી વધુ અમુલ્ય છે. તે હશે તોજ સારો અભ્યાસ થઇ શકશે, વાકશક્તિ અને બુદ્ધિ ખીલશે. તેના અભાવે સર્વસ્વ નકામું છે. વળી ઉપર જણાવ્યું તેમ બાળલગ્નની બદીથી ઘણા વિદ્યાર્થીઓના શરીર અને તંદુરસ્તીપર જે

અસર થાય છે, તે વિદ્યાર્થી જીવન બોર્ડીંગમાં ગાળવાથી ઘણે અંશે દૂર થશે. બોર્ડીંગમાં રાખવાથી, તેમને શિક્ષણ આપવાની અને તેમના ચારિત્ર્યની ખીલવણી કરવા ઉપરાંત, તેમને આપણે શારિરીક સંપત્તિ મેળવવાનો માર્ગ પણ સ્હેલો કરી આપીશું.'

ઉપર જણાવેલા સર્વ લાભ અને ફાયદા દરેક સુજ્ઞ અને વિવેકી મા બાપ સ્હેલાઇથી સમજી શકશે. આપણા આર્યાવર્તમાં પ્રાચીન સમયે બોર્ડીંગ હાઉસ–ઋષીકુળ અને ગુરૂકુળનો રીવાજ પ્રચલીત હતો. જો આપણા ભારતવર્ષને આપણે તેની પ્રાચિન ઉન્નતિના માર્ગે પુનઃ ફરી લાવવા ઇચ્છતા હોઇએ, તો બોર્ડીંગ હાઉસની યોજના આપણે જરૂર આપણામાં દાખલ કરવી જોઇએ. યૂરોપ અને અમેરીકાના ઉન્નત્ત દેશો તરફ નજર કરીશું તો પણ આ યોજના ત્યાં સર્વ સ્થળે પ્રચલિત છે એ જણાઇ આવશે. ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, યૂનાઇટેડ સ્ટેટસ, અને જાપાન વગેરે દેશોમાં ત્યાંના લોકો પોતાનાં સંતાનો અમુક વયે આવતાં તેમને જાહેર બોર્ડીંગ હાઉસોમાં મૂકે છે. મન, બુદ્ધિ અને શરીરની ખીલવણી તેમનાં સંતાનો ત્યાંજ કરે છે. પરિણામ કેવું આવ્યું છે તે આપણે સર્વે જોઇ શકીએ છીએ તેમનાં સંતાનો તંદુરસ્ત બુદ્ધિવાન, બળવાન, અને પોતાના દેશને દિપાવે એવાં નીવડે છે, અને પોતાની ઉન્નતિ અને શ્રેય સાધે છે. આવાં સારાં પરિણામ લાવવા માટે બોર્ડીંગહાઉસ સ્થાપવું એ આપણી પ્હેલી અને ઘણી અગત્યની ફરજ છે. આ બોર્ડીંગહાઉસ મ્હોટા પાયા ઉપર સ્થાપવામાં આવે અને સારી રીતે નીભી શકે, અને આપણી બહોળી જ્ઞાતિના ઘણા વિદ્યાર્થીઓ લાભ લેઇ શકે, તેને માટે એક મ્હોટા ફંડની જરૂર છે. આ ફંડની જરૂર છે. આ ફંડમાં આપણી સ્થિતી અનુસાર આપણે જેટલું ભરીએ એટલું ઓછુંજ છે. આપણી ફરજજ છે કે આપણાથી બનતું તેમાં ભરવું જોઇએ. આપણું જ્ઞાતિ પ્રત્યેનું ઋણ વાળવાનો આ સૌથી શ્રેષ્ઠ માર્ગ છે. બોર્ડીંગહાઉસની યોજના ફત્તેહમંદ બનાવવા માટે આપણે ઘણા પ્રકારે–શારિરીક, આર્થિક અને માનસિક, ફાળો આપી શકીએ. મ્હારા વ્હાલા જ્ઞાતિ બંધુઓ! ખડાયતા, કેળવણી મંડળનું ડેપ્યુટેશન જ્યારે આપની સમક્ષ, આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓના શ્રેય માટે, નિખાલસ હૃદયે સ્વાર્થભોગ આપીને, આપની પાસે ભિક્ષા માંગતું આવે, ત્યારે આપના સંતાનોની ખાતર, આપનાં વિદ્યા તરસ્યાં જ્ઞાતિ ભાંડુઓની ખાતર, જ્ઞાતિના ભવિષ્યના આશારૂપી તારાઓને અજ્ઞાનના અંધકારમાંથી તારવાને, આપ આપના ક્ષુદ્ર સ્વાર્થને વિસારી દેઇ, આપના હૃદયને હરિશ્ચન્દ્ર જેવું બહોળું અને દાનાત્મક બનાવી, "વિદ્યાદાન તે શ્રેષ્ઠદાન છે," "જાતીભાઇની સેવા એ પ્રભુનીજ સેવા છે" એ ગૂઢ સુત્રો લક્ષમાં રાખી, આપનાથી બને તેટલું દ્રવ્ય આનન્દિત હૃદયે બોર્ડીંગ હાઉસના ફંડમાં આપવા કૃપા કરશો એ આ લેખકની નમ્ર વિનંતી છે.

(અપૂર્ણ.)

(હવે પછીના અંકોમાં આ વિષય પૂર્ણ કરવામાં આવશે, અને તેમાં નીચેના વિષયો ચર્ચાશેઃ બોર્ડીંગ હાઉસ અમદાવાદમાં શામાટે? બોર્ડીંગ હાઉસનું ફંડ એકઠું કરવા સંબધી કેટલીક સુચનાઓ. બોર્ડીંગ હાઉસને મદદ કરવાના કેટલાક માર્ગો. આપણું લક્ષ્યબિંદુ કેવું બોર્ડીંગ હાઉસ બનાવવા તરફ હોવું જોઇએ? તેની વ્યવસ્થા સંબંધી કેટલીક સુચનાઓ વગેરે.)

## વટવાના એકડાની હકીકત.

પ્રારંભ—આ એકડો સંવત ૧૯૦૮ ના અરસામાં એટલે લગભગ ૬૦-૬૫ ઉપર બાંધવામાં આવ્યો હતો તે પહેલાં સામાન્ય રીતે અમદાવાદ સાથે કન્યાની આપ-લેનો સંબંધ હતો. પણ અમદાવાદમાં કન્યાઓ જતી તે પ્રમાણે બીજીરૂપ ઉતરતી નહિ એટલે આપવાની અમદાવાદમાં અને લેવાની માત્ર વટવા અને તેના આસનાં ગામડાંમાં એટલે એકંદર રીતે નુકશાન થતું હોવાથી પોતાનું હીત સાચવવા ખાતર આ એકડાનું બંધારણ થએલું હોય એમ અનુમાન થાય છે.

વસ્તી—આ એકડામાં ઓપુરૂષો નાનાં મોટાં મળી કુલ ૨૭૬ માણસની વસ્તી છે. કુલ ઘરાણાંની સંખ્યા ૮૬ છે એટલે દરેક ઘરાણાં દીઠ સરેરાસ (૩.૨) લગભગ ત્રણ માણસની વસ્તી આવે છે, એટલે વસ્તી ઘણીજ ઓછી છે એમ કહેવાય છે કે આજથી ૨૫-૩૦ વર્ષ ઉપર ઘરાણાંની સંખ્યા લગભગ આટલીજ હતી જ્યારે વસ્તી આનાથી બેવડી હતી. હાલ દસ માણસની વસ્તીવાળું ભાગ્યે એકાદ કુટુંબ નીકળે. વસ્તીનો આંકડોમાંથી ઘટાડો એ જ્ઞાતિનું એક પડતીનુંજ ચિન્હ કહી શકાય.

| કુલ ઘરાણાં. | કુલ વસ્તી ૨૭૬ તેમાં | | કુંવારા છોકરાઓની સંખ્યા | કુંવારી છોકરીઓની સંખ્યા | અભ્યાસ કરતાં વિદ્યાર્થી. | છોકરીઓ. |
|---|---|---|---|---|---|---|
| | પુરૂષ. | સ્ત્રી. | | | | |
| ૮૬ | ૧૩૫ | ૧૪૧ | ૬૬ | ૩૯ | ૩૩ | ૧૬ |

ઉપરના ટેબલમાં કુલ વસ્તીનો આંકડો ૨૭૬ બતાવ્યો છે તેમાં ૪૩ વીધવાઓ સમાઇ જાય છે જેમાંથી ૧૨ તો ૨૦-૨૨ વર્ષની અંદરની બાળવીધવાઓ છે એકંદર વસ્તીની બાબતમાં આ એકડાની સ્થિતિ બહુ શોચનીયજ છે.

સંસારનું બંધારણ—આ એકડાના બંધારણમાં અને લગ્ન મરણની ક્રિયાઓ અને સારે નરસે કરવી પડતી નાતો વગેરેમાં કાંઇ ખાસ જાણવા જેવું કશું નથી લગ્નની બાબતમાં આપણી સમગ્ર ખડાયતા કોમમાં પરણાની રસમ બીજી નાતોના પ્રમાણમાં ઘણીજ નાની છે. હાલ વધતી જતી હાજતો અને મોંઘવારીના સમયમાં જમાના સાથે આપણી નાતે પણ ફેરફાર કરવો જોઇએ કારણ વધતી જતી બાળવિધવાઓની સંખ્યા સાથે ખુબજ રાખવું પડશે ધ્યાનમાં લેતાં કુટુંબ વિનાની કે સાધન વિનાની વીધવાની દશા કેટલી ખરાબ થતી હોવી જોઇએ તે સહજ સમજાય તેમ છે. લગ્ન કે મરણ પાછળ નાત તરાનો ઠરાવ્યા લોકો કાંઇ ખાસ નથી પણ એકડાના લગ્નમાં બે નાતો તેમજ મરણ પાછળ એક નાત કરવાનો રીવાજ પડી ગયો છે, અને હવે લગભગ ફરજીઆતનું રૂપ લીધું છે:—

વ્યવસ્થા—આપણે જાણીએ છીએ તેમ આપણી જ્ઞાતિઓની વ્યવસ્થા રાખવાને કોઇ ખાસ ડિપાર્ટમેન્ટ રાખવાની જરૂર પડતી નથી. સામાન્યરીતે આપણા .કાંકરેજી ઠાકોર પ્રભુના ઉત્સવના નિમિત્તે એટલે પ્રતિક સાવના કારતક સુદ ૧૨ ના રોજ નાત મળે છે અને ઉજવણી જમે છે. ત્યારે કોઇને કાંઇ ખાસ ફરીઆદ કરવી હોય અમારતો નાતના કોઇ પુરૂષે નાતના ધારા નીયમો વિરૂદ્ધ કાંઇ વર્તન કર્યું

હોય તો તેની નોંધ લેવાય છે. અને તે બાબતમાં તપાસ થઇ પછી ન્યાય કરવામાં આવે છે. જ્યારે ફર્યાદી, ગુન્હેગાર, ન્યાય કરનાર અને પંચ બધા એકબીજાના સગાંસંબંધી અને હિતસ્વીઓ હોય ત્યારે કેવો ન્યાય થાય તે સમજવું મુશ્કેલ નથી એતો આપણો સામાન્ય અનુભવ છે. બ્રીટીશ જેવી અદલ ઇન્સાફી કોર્ટમાં કે જ્યાં કોઇપણ પક્ષને એકબીજામાં કશું હિત હોતું નથી ત્યાં પણ જે પક્ષનો વકીલ વધારે બુદ્ધિશાળી હોય છે, તે કોઇ વખત બીજી પક્ષવાળા ઉપર ગેરઇન્સાફથી ફાવી જાય છે તો આપણી જ્ઞાતિમાં તો દરેક પક્ષ એકબીજાના હિતાહિતમાં રાજી કે નારાજ હોય ત્યાં કેવી જાતનો ન્યાય મળી શકે? ઘણા ભાગે તો દરેક નાતના એકડામાં મુળથીજ બે પક્ષ હોય છે અને કદાચ સદ્ભાગ્યે ના હોય તો આવી તપાસ વખતે નવા ઉભા થાય છે અને પછી ( Tug of war ) એટલે દોરડું ખેંચવાની કસરત જેવું નાટક ભજવાય છે. જે પક્ષમાં જુથ અને બળ વધારે તે પક્ષ જીતે છે. નાત જેમ વધારે મોટી તેમ પક્ષાપક્ષ અને અન્યાય થવાનો સંભવ ઓછો અને જેમ નાની તેમ વધારે. અમારો એકડો પણ આ સામાન્ય નિયમના અપવાદમાં આવતો નથી. વધારામાં કેટલાક વખતથી બે પક્ષ પડી ગયા છે. અને મતભેદ પણ એવો પડી ગયો કે ગમે તેવી ન્યાતના હિતની વાત હોય તોપણ એક પક્ષની હા એ બીજા પક્ષની ના. એકડાની આંતર વ્યવસ્થા આવી કમનસીબ છે. એટલે દુર્દશા કેવી થઇ છે તે આપણે જોઇએ. મુળથીજ એકડો નાનો અને દિનપ્રતિદિન એક બીજાની સાથે સગાઇ સંબંધ વધતો ગયો છે. હવે કોકડું એટલું બધું ગુંથાઇ ગયું છે કે એક મોટા કુટુંબ જેવી સ્થીતિ થઇ ગઇ છે આવી સ્થીતિમાં દરેક માણસને કન્યા આપવી અને લેવી પણ એટલામાં એટલે સાધારણ સગાઇ હોય છે ત્યાં તો આંખ મીંચામણી થાય છે પણ હિંદુ શાસ્ત્રોના પ્રતિબંધો ( ગોત્ર અને એક લોહીના સંબંધ જેવા ) કાંઇ તોડી શકાય તેમ છે? એટલે કુંવારા છોકરા છોકરીઓની સંખ્યા ગમે તેટલી હોય પણ જરૂર વાળાને વર કે કન્યા કામમાં આવતાં નથી. જેમ જેમ આવી સ્થિતિ વધતી જાય છે, તેમ તેમ એકડાની ઉપયોગિતા ઘટતી જાય છે. અને મોટા જ્ઞાનવાળા ગૃહસ્થોને તો એકડો કોઇ રીતે ઉપયોગમાં આવતો નથી. અને વર કુંવારા હોય તેનું તો ઠીક પણ ઉમર લાયક કન્યા થઇ એટલે જાણે મોટી ઉપાધી આવી પડી હોય તેમ ચિંતા થાય છે. અને નાતો જે આપણા સામાજીક જીવનની સરસ પ્રણાલિકા જેવી બાંધવામાં આવી છે. તે એક જાતના ત્રાસદાયક બંધન જેવી થઇ પડે છે. આવી સ્થિતિ દરેક ગૃહસ્થના સમજવામાં સારી રીતે છે અને હવે એકડો વધાર્યા શીવાય છુટકો નથી એમ સમજે છે તેમજ બધા પક્ષવાળા ભેગા મળી એક બીજાની સલાહથી કાંઇ રસ્તો કાઢવો ધારેતો કાઢી શકે તેમ છે પણ જ્યાં કુસંપ હોય ત્યાં સુખ હોય ક્યાંથી? જે પક્ષવાળો સંકટમાં આવે છે તેના સામા પક્ષવાળા ખુશી થાય છે પણ વારા ફરતી વારો બધાનો આવે છે. વધારે દીલગીરી ભરેલું તો એ છે કે આપણા કષ્ટદેવની ઉન્નતી લગભગ ત્રણ ચાર વર્ષથી કાંઇપણ ખાસ કારણ શિવાય બંધ છે અને એક રીતે દેવ ઋણ માથા ઉપર ચઢાવવામાં આવ્યું છે આ બાબત તાકીદે હાથ ધરવાની નાતના આગેવાનોની ફરજ છે:—

**કેળવણી**—આ એકડામાં કેળવણીની સ્થીતિ તદન શોચનીય છે આ એકડાની મુખ્ય વસ્તી વટવા અને તેના આજુબાજુના ગામડામાં આવેલી હોવાથી માત્ર ગુજરાતી સાત ધોરણ સિવાય બીજું વધારે સગવડ કોઇ પણ ગામડામાં નથી. તેમ વટવાને સામાન્ય રીતે સારૂં અને વસ્તીમાં મોટું ગામ કહેવાય કે જેમાં મુખ્ય તાલુકા સ્કુલ છે ત્યાં પણ ઇંગ્લીશ કેળવણીના માટે કંઇ પણ સાધન નથી એટલે સામાન્ય રીતે ગુજરાતી પાંચમાં કે સાતમા ધોરણ સુધી છોકરાઓ અભ્યાસ કરે છે અને આર્થિક સ્થીતિ પણ સાધારણ રીતે નબળી હોવાથી આપસાધનથી અમદાવાદ જેવા શહેરમાં ભણાવવા મોકલવાનું બની શકતું નથી. કદાચ કોઇ ઉત્સાહિ હોય અને પોતાનું કોઇ સગુ વહાલું અમદાવાદમાં હોય અને તેને ત્યાં સમાસ કરી ગમે તેમ કરી આગળ અભ્યાસ કરવાનો ઉત્સાહ કરે છે પણ પછી કંટાળીને મુકી દે છે એવા કેટલાક વિદ્યાર્થિ જોવામાં આવેલા છે કે જો તેઓને ઘરનું પૈસાનું અને શહેરમાં રહેવાનું સારૂ સાધન હોયપતો કરવા ધારે તેટલો અભ્યાસ કરી શકત છતાં માલિકથી આપણે એવું સારૂ ફંડ ઉભુ કરી કોઇ મધ્યસ્થ ઠેકાણે બોર્ડીંગ કરીને અને સારા છોકરાઓને સ્કોલરસીપ આપીને વિદ્યાને ઉત્તેજન આપવા તરફ પ્રયત્ન થતા હોય એમ સમજવામાં આવે છે અમારા એકડાને આવાં સારાં સાધન થાયતો સેથી વિશેષ લાભ થાય એમ અમારૂં માનવું છે. આ એકડાના કેટલાક ઘર અમદાવાદમાં આવી વસેલાં છે અને મુળ ગામડામાં કામ ધંધાના અભાવને લીધે હજુ બીજાં ઘણાં ઘર ધીરે ધીરે આવી વસશે. એ નિઃશંક છે તે વખતે કેળવણીનો વધારે પ્રચાર થાય તો પ્રભુ જાણે બાકી હાલ તો કંઇ સારી મદદ (ફી ચોપડીઓ અને રહેવા માટે બોર્ડીંગનું સાધન) સિવાય સ્થીતિ કંઇ પણ આગે સુધરે એમ જણાતું નથી. લોકલ બોર્ડ સ્કુલમાં માત્ર આઠ બે આના જેટલી નજીવી ફી આપવી પડે અને ચોપડીઓ પણ નવી જુની ઉપલા ધોરણના છોકરાઓની ઘણા ભાગે મળી શકે છે એટલે મા બાપને કેળવણી ભારે પડતી નથી પણ પછી ઇંગ્રેજી ભણાવવા કેળવણીનો બોજો માથે ઉઠાવવો પડે છે ત્યારે સ્વભાવિક માબાપનું મન છોકરાને કાંઇ ધંધે લગાડી કમાતો કરવાની ઇચ્છા થાય છે જેથી ગુજરાતી ધોરણ પુરા કર્યા પછી ૧૪-૧૫ વર્ષની ઉમરનો છોકરો કાંઇ ખાસ ઉપયોગમાં આવતો નથી અને વખત કાંતો નવરાશમાં કે કાંતો દુરપયોગમાં જાય છે આ બધું આર્થિક સ્થીત સારૂં નહિ હોવાનું અને બીજી બહારની મદદના અભાવનું પરિણામ છે. ઉપર જણાવ્યા પ્રમાણે ભણતા છોકરાઓની સંખ્યા ૩૩ અને છોકરીઓની સંખ્યા ૧૬ છે પણ આમાંથી માત્ર બે વિદ્યાર્થીઓ સિવાય બીજા બધા ગુજરાતી ધોરણોમાં અભ્યાસ કરે છે એક વિદ્યાર્થી મેટ્રીકમાં છે અને એક ઇંગ્રેજી ચોથા ધોરણમાં છે. કોઇને એમ લાગે કે છોકરાના પ્રમાણમાં છોકરીઓની સંખ્યા ઠીક છે પણ અમે કહેવું જોઇએ કે આ છોકરીઓને નિશાળે મોકલવામાં તેમના માબાપનો હેતુ તેમને કેળવણી આપવા કરતાં ઘર આગળ તોફાન કરતાં અને હેરાન કરતા અટકાવવાનો વધારે હોય છે એટલે ઘર ખાતે ઉપયોગી થઇ પડે એવી ૯-૧૦ વર્ષની ઉમરે આવતાં તમામ છોકરીઓને ઉઠાડી લેવામાં આવે છે. પ્રાથમિક કેળવણીની જ સ્થીતિ આવી શોચનીય છે તો પછી ઉચ્ચ કેળવણીની વાતજ કરવી નહિ. બધા મળીને મેટ્રીક સુધી ચારેક વિદ્યાર્થિઓ થયા હશે પણ તેમાંના બે ત્રણ વખત પરીક્ષામાં નાપાસ થવાથી અગર તો બીજા સાધનની ખામીને લીધે અભ્યાસ મુકી દીધેલો અને જુદા જુદા ધંધામાં વળગી ગયા છે.

**આર્થીક સ્થિતિ**—આ એકડાની આર્થીક સ્થીતિ કાંઇ આશાજનક નથી. વસ્તીનો મોટો ભાગ વટવા અને તેના અંગનાં ગામડામાં વસે છે એટલે ખેડુત લોકો સાથે ધીરધાર કરવાનો અને નેસ્તીનો ધંધો મુખ્ય છે, તેમાં ખેડુત સાથે ધીરધાર કર્યા પછી પૈસા પુરે પુરા પતવાંની આશા સારા પાક ઉપર હોય છે. તેમાં સંવત્ ૧૯૫૬ના ત્રાસદાયક દુકાળ પછી અને ત્યાર પછી ચોમાસું વખતોવખત નિષ્ફળ જવાથી, ખેડુત લોકોની સ્થીતિ દિનપ્રતિદિન માઠી થતી ગઇ છે અને તેની માઠી અસર તે લોકોની સાથે લેવડ દેવડ કરનાર શાહુકારો ઉપર થયા વિના રહી નથી. એક ખેડુતને અમુક રકમ ધીર્યા પછી તે પાછી લેવાની આશાએ તેની જરૂરે તેને પૈસા ધીરવા પડે છે, અને વધુ ધીરતા નથી તો મુળ પૈસા પાછા મળવાની આશા રહેતી નથી એટલે એમને એમ ધીરધારમાં મુદ્દલ વ્યાજ સાથે રકમ વધતી જાય છે અને પછી ખેડુત આટલી મોટી રકમનું દેવું સમજીને ગભરાય છે અને દાનત બગડે છે અને શાહુકારને રોવડાવે છે. ખેડુત સાથે ધીરધારમાં સામાન્ય રીતે આવીજ રીતે બને છે એટલે આ એકડાના ગૃહસ્થોના મુખ્ય બે વેપાર કહ્યા તેમાંનો એક લોના સાફ કરનાર નીકળ્યો. હવે બીજો વેપાર નેસ્તીનો રહ્યો. આ ધંધામાં પણ હરીફાઇની સાથે કસ ઘટવા લાગ્યો છે, ગામડા ગામમાં ત્યાંના રહીસોના ઘરની સામાન્ય જરૂરીઆતો પુરી પાડવાનો આ ધંધો છે. તેમાં એક ગામમાં વીસ વાણીયા હોય તો વીસ નેસ્તીની દુકાનો થાય અને વસ્તી બહુ બહુ તો હજારથી બારસો ઘરની હોય એટલે પ્રત્યેક દુકાને કેટલો વકરો અને તેના અંગે કમાણી રહી તે તરત સમજાય તેવું છે. આ ઉપરાંત વળી એક ઘરમાં બે દિકરા હોય અને એ બે જુદી દુકાનો કરે એટલે નફામાં ભાગ પડાવનારની સંખ્યા વધે અને નફો એનો એજ રહે. ટુંકામાં આ ધંધામાં પણ કાંઇ કસ જણાતો નથી આમ જ્યારે એક તરફ ધંધો અને કમાણી પુરતી નહિ ત્યારે બીજી તરફ સારી રીતે કુટુંબ નિર્વાહ કરવા ઉપરાંત બે પાંચ વર્ષે અને વસ્તારી હોય તો એક બે વર્ષે સારા માઠા અવસર ઉપર ખર્ચ કરવા પડે તેનો બોજો વધારામાં એટલે કમાણી કરતાં મુડીમાંથી ખર્ચ કેટલેક ઠેકાણે થાય છે, અને સ્થીતિ ઘસાતી જાય છે. પરંતુ હવે સદ્ભાગ્યે આ સ્થીતી સમજવામાં આવી છે અને કેટલાક ગૃહસ્થો અમદાવાદમાં આવી વસ્યા છે. અમદાવાદ જેવા મોટા શહેરમાં કામ ધંધાની ખોટ નથી એટલે જેને જે અનુકુળ આવે છે તે ધંધે લાગ્યા છે અને સુખી છે. હજુ પણ ઘણા ગૃહસ્થો અમદાવાદ આવવા વિચાર રાખે છે, અમદાવાદમાં જેને જે ધંધો અનુકુળ આવે તે ધંધો મળી આવે છે, તેમાં ખાસ કરીને દાણાનો વેપાર મોટા પાયા ઉપર ચાલે છે, એવા કેટલાક દાખલા છે કે જેમાં રૂ. ૧૫–૨૦ ની માસિક નોકરી કરનાર એક સામાન્ય માણસ નોકરી મુકી દઇ બહાર દેસાવર ફરી ત્યાંની જે કાંઇ ચીજનું અમદાવાદમાં પોસાણ હોય તેનો વેપાર કરી સારી રીતે કમાય છે. આવા વેપારમાં કાંઇ નાઃ આવડે તેવું કે મુશ્કેલ કશુ નથી. મુશ્કેલી માત્ર, ઘર છોડવાની અને નવરા બેસી ગપ્પાં ટપ્પામાં અને બીજાની નિંદા કુથલીમાં વખત ગાળવાની ટેવ પડી હોય છે તે ટેવ છોડવાની છે.

**સુચનાઓ**—હાલની પક્ષાપક્ષી અને જુની તકરારો ભુલી જઇ આ એકડાના ગૃહસ્થોએ પ્રતિદિન તરફ લક્ષ આપવું એ ખાસ જરૂરનું છે. તેમ કરી શ્રી ઇષ્ટદેવની ઉજાણી સાધુકરી જોઇએ—તેનજ બીજા એકડા સાથે જોડાવાની ઇચ્છા માત્ર દર્શાવવામાં આવી છે તે તેટલેથી નહી અટકતાં તેને અમલમાં મુકવા તાત્કાલિક પગલાં ભરાવાં જોઇએ. બીજા પણ

મે ત્રણ એકડાવાળા તરફથી અમને એજ પ્રમાણે જણાવવામાં આવ્યું છે કે અમારે બીજા સાથે જોડાવાની જરૂર છે. છતાં આવી ઇચ્છા દર્શાવનાર પોતે અરસપરસ કેમ કંઇ વ્યવહાર પગલાં ભરતા નથી તે નહિ સમજાય એવી બાબત છે. અમને તો તેનો ખુલાસો માત્ર એટલોજ થાય છે કે પોતાના સ્વાર્થનો ભોગ આપી જ્ઞાતિહિતનું આ કાર્ય પહેલું હાથ ધરવું જોઇએ એવી નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરનાર કોઇ બહાર આવતા નથી. તે જ્યાં સુધી નહી થાય ત્યાં સુધી જ્ઞાતિ કે એકડાનું ભલું થવાની આશા રાખવી વ્યર્થ છે. એમ આશા રાખીએ છીએ કે આ બાબતમાં હવે કંઇ જલદી પગલાં ભરવામાં આવશે ને પહેલી શરૂઆત કોઇર્ફ્રન્સની ઉજાણી કરવાના ઠરાવ સાથે કરવામાં આવશે તો તે જાણી અમને અત્યન્ત આનંદ થશે.

(૨) કેળવણીને માટે બીજે ગામ અને એકડામાં થયાં છે તેવા એક મોટા ફંડની જરૂર છે. તો અમદાવાદમાં વસતા આ એકડાના સાધનસંપન્ન માણસો ગામડાવાળા સાથે મળી આવી કંઇ હીલચાલ કરવા પ્રયત્ન કરશે તો અમે ધારતા નથી કે તેમાં કંઇ અડચણ આવે. અમે પહેલી સૂચનામાં જણાવ્યું તેમ દરેક બાબતમાં ફક્ત કામ કરનારનીજ ખોટ છે. કામ કરનાર જ્યાં જ્યાં ઉભા થાય છે ત્યાં ત્યા નાણાંની ખોટ કોઇ વખત પડતીજ નથી એ સીદ્ધાન્ત છે. કામ કરનારની ભાવના ફક્ત વિશુદ્ધ જોઇએ. ફંડ થયા પછી તેની વ્યવસ્થા કેમ કરવી તેને માટે તો બીજા એકડાના દાખલા મોજુદ છે એટલે અમે તે બાબતમાં વધારે લખવાના જરૂર જોતા નથી. છતા આ અગર બીજી કોઇપણ બાબતમાં આ માસિકની મદદ માગવામાં આવશે તો તે ઘણી ખુશીથી આપવામા આવશે કારણ કે માસિકનું જીવન ફક્ત જ્ઞાતિહિતાર્થેજ છે.

---

## શ્રી લુણાગામ તરફના ખડાયતા જ્ઞાતિબંધુઓ માટે.

મહેરબાન "ખડાયતા મિત્ર" પત્રના અધિપતી જોગ,

આપના માસિકના ગત ચૈત્ર મહીનાના અંકમાં "શ્રી લુણાગામ તરફના પંચભાઇઓને વિનંતી." એ મથાળા નિચે આ બંધારણના એક "અમર" ની સંજ્ઞાથી લખનારે કેટલીક હકિકત લખી છે તે માંહે જણાવેલી હકિકતથી જોઇ શકાય છે કે, અંહીઆં તારા કે પંચ તરીકેનો વહિવટ જાણતી રાખનાર માત્ર ૭-૮ ગામોજ છે અને તેનો સમાવેશ માત્ર લગભગ ૨૦ ઘરમાંજ પુરો થાય છે આટલા ટુંકા બંધારણમાં પણ લખનારના મત મુજબ પંચના વહીવટની બાબતમાં મરજી માફક આવતા રીવાજ સાથે કેટલાક વખતથી તારામાં ભાવથી એકબીજાના હીત ઠુસંપે વાસ કરેલો જોવામાં આવે છે અને તેથી નાતમાં પ્રતિવર્ષે કરવામાં આવતા ઓચ્છવો બંધ પડવાનું જણાઇ આવે છે તારામાં મુખ્ય ઓચ્છવને ફક્ત થવાનું અને તેવા ઓચ્છવો નિભાવે ખરચવામાં આવતી રકમ જુદી જુદી જાતના સંજોગો વચ્ચેજ રહેલી છે પણ તે તરફ વિશેષ લક્ષ નહી બેસવાને માટે માત્ર એજ જણાવવાનું છે કે તારામાં જે રીતે કુસંપ જેવો થયેલો જોઇ શકાય છે તે દૂર થવા માટે તારાના સઘળા ભાઇઓએ મળીને યોગ્ય વિચાર વેળાસર કરવો જોઇએ. હું ધારું છું તેમ આવી જાતના કુસંપનું મુખ્ય કારણ તારાના વહીવટમાં ચાલતા આવતા રીવાજ અને વહિ-

વટમાં ખોટી રીતે બીજાઓ માથું મારવા જવાની કોશીષ કરતા આવતા હોવાનુંજ કારણ જોઇ શકાય છે જો આ ખરૂંજ હોયતો ચાલતા આવેલા વહિવટમાં અમુક ફેરફાર કરવો જરૂરનો છે કે કેમ તેનો નીર્ણય તડના બધા ભાઇઓએ એક સંપથી વિચાર કરીને કરવો જોઇએ.

આ પ્રસિદ્ધ થયેલા લેખમાં એક વિચારવા જેવો. અને મહત્વનો સવાલ આ લેખ માટે ખાસ પ્રયોજનવાળો થઇ પડેલ છે અને તે એજ છે કે લગભગ ૪-૫ વર્ષથી તડમાં આ બાકી રહેલા ઓચ્છવોનાં જમણો ફરીથી એકી સાથે શરૂ કરીને મહીના કે બે મહીના સુધી નાનો જમવી તેવું લખવામાં આવ્યું છે તે ખરૂં નથી. હું માનુ છું કે તડના મોહેનો આખો ભાગ અને ઘણું ખરૂ સઘળાઓ પોતીકા વેપાર માટે એવા ગુંથાયેલા છે કે જેમને માત્ર આવી જાતનાં જમણો જમવામાં વખત કહાડવો પાલવી શકતો હોય અને પસંદગી હોય તે માની શકાતું નથી.

આ બાકી રહેલા ઓચ્છવોની વ્યાજની રકમ લગભગ આઠસો રૂ. જેટલી ભેગી થયેલી છે આ અને બીજી નાતોની ઉપજની રકમ જો ઉમેરી લેવામાં આવે તો આટલી રકમમાંથી પણ આ જ્ઞાતિના કેળવણી લેનારં વિદ્યાર્થીને કેટલેક મદદનો યોગ્ય ફાળો આપી શકાય અને તેને માટે ભાઇ " ભ્રમર "ની કરેલી સૂચના માન રાખવા જેવી જણાય છે.

આશા છે કે આ સબંધમાં તડનું પંચ ભેગુ થવાથી તેનો યોગ્ય વિચાર કરવામાં આવશે; અને કેળવણીની બાબતમાં આ બંધારણની સ્થિતિ પાછળ છે તેને આગળ લાવવાનો ઉત્સાહ વધારવામાં આ તડના ભાઇઓ સદરહુ ઓચ્છવ નિમીત્તે વ્યાજની ભેગી થયેલી રકમ અને બીજી રીતે, તેમાં ઘટતો વધારો કરીને આ બંધારણના લાયક વિદ્યાર્થીઓને સ્કોલરશીપ કે, તેવી બીજી કોઇ ઘરતી મદદ આપવાનું નક્કી કરશે તો આ બંધારણના જ્ઞાતિભાઇઓમાં આ તેમના વખાણવા લાયક કામ માટે ઘણું ઉચું મત બંધાશે અને આ શુભ દાખલાના અંગે આ બંધારણમાં જે કંઇ સારી હીલચાલ ઉભી થશે તે આ તડના ભાઇઓની પ્રેરણાશક્તિનેજ આભારી ગણાશે.

લી૦

જ્ઞાતિબંધુ.

---

## જોઇએ છે.

અમદાવાદ ખડાયતા બોર્ડીંગ હાઉસ માટે એક સુપીન્ટેન્ડેન્ટ અથવા દેખરેખ રાખનાર. ખાવા પીવાનું તથા રહેવાનું બોર્ડીંગમાં છે, પગાર વગેરે વધુ વિગત માટે મળો યા લખો:—

પ્રી. માણેકલાલ મણીલાલ રણછોડદાસ.
માણેકચોક—અમદાવાદ

# નવીન આવકારદાયક સૂચના.

અમારા કેટલાક મિત્રો તરફથી અમને એમ સૂચના કરવામાં આવી છે કે કેટલાક વખત પર Review of Reviewsના બાહોશ એડીટરે દુનિયાના મોટા માણસોની તપસીલ માગી લોક હિતાર્થે તેમનું જીવન ચરિત્ર પ્રસિદ્ધ કરવાનો વિચાર દર્શાવ્યો હતો. તેને પગલે ચાલી ગુજરાતના એક માસિકે ગુજરાતના આગેવાન માણસોનાં નામ માગ્યાં હતાં તેજ ધોરણ પર આપણી જ્ઞાતિના હિતાર્થે અમે એ આવકારદાયક સૂચના સ્વીકારીએ છીએ કે અમને પણ અમારા ગ્રાહકો કે અન્ય જ્ઞાતિબંધુઓ તરફથી હાલ હયાત તેમજ પડેલાં થઇ ગયેલાં જ્ઞાતિબંધુમાંથી ખરેખરા આગેવાન કે જેમને હાથે કંઇ કામની લોકસેવા થઇ હોય ને જેમનું હૃદય સિવાય કોઇ ખરેખર પરોપકારાર્થે પોતાનું જીવન ગાળી બીજાને અનુકરણીય થયા હોય તેવામાંથી ૨૫ ગૃહસ્થોના નામ સાથે તેમના જીવનની ઘણી ટુંકી નોંધ મોકલવામાં આવશે તો અમને તે મળેલી તપસીલોમાંથી જેને માટે વધારે મત પડ્યા હશે તેવા ૨૫ ગૃહસ્થોનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કરવાની પહેલી તક હાથ ધરીશું: અમે આશા રાખીએ છીએ કે અમારા જ્ઞાતિબંધુઓ આ પત્રોના અંક બાહાર પડતાં પહેલાં અમને તેવા નામની તપસીલ મોકલવા ચુકશે નહિ, જેથી અમે સત્વર તે કામ હાથ ધરી શકીએ.

અમે જણાવવાની રજા લઇએ છીએ કે આને માટે મોટા ગામમાં આગળ પડી કામ કર્યું હોય તેજ કંઇ જરૂરનું નથી. નાના ગામમાં પણ જે જ્ઞાતકાઓને હાથે તેમનીજ સભામાં લોકસેવા થઇ હોય તો પણ તે બસ છે માટે ગામડાના અમારા જ્ઞાતિબંધુઓ બીજા જ્ઞાતિબંધુઓના જાણ તથા લાભ માટે તેમના તરફથી તપસીલો મોકલવા ચુકશે નહીં. જ્ઞાતિ તે ફક્ત એક કુટુંબજ છે એ ભાવના અમે આ રસ્તે ઉદ્ભવ કરવા માગીએ છીએ ને કોઇ ઉત્સુક હૃદયોમાં તેવી ભાવના દીપન થાય તો આગળ વધતાં વાર લાગે નહી ને અમારી લીધેલી મહેનત પણ સાર્થક થાય અમે આશા રાખીએ છીએ કે અમારા સુજ્ઞ બંધુઓ જરૂર આ કાર્યને ઉપાડી લઇ બનતી મદદ કરશે. જેટલા બોલાણા ક્ષેત્રમાંથી અમને માહિતી મળશે તેટલું અમારૂં કાર્ય વધારે ફતેહમંદ ઉતરશે માટે દૂર વસતા બંધુઓને અમારી ખાસ વિનંતિ છે કે તેમણે પોતાની તરફથી તપસીલ મોકલવા ચુકવું નહી. જેટલા આપણે વધારે સંબંધમાં આવીશું તેટલું જ્ઞાતિહિત આપણે વધારે પ્રમાણમાં સાધી શકીશું માટે આ માસિક કોઇ અમુક સભા કે ગામ કે એકડા કે વ્યક્તિને માટે છે એમ નહી ધારતાં સમસ્ત ખડાયતા કોમનું છે એમ ધારી દરેક ખડાયતા બંધુ આ કીમતી સુચનાનો લાભ લેવા ચુકશે નહી.

---

## ખડાયતા વણિક વિદ્યાર્થીઓ માટે બોર્ડીંગ.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદમાં અંગ્રેજીનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને માટે એક બોર્ડીંગ હાઉસ ઉઘાડવાનું નક્કી થયું છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ તેમની અરજીઓ ધી. મણિલાલ રણછોડદાસ, માણેકચોક અમદાવાદને સિરનામે તા. ૨૦ મી જુલાઇ પહેલાં મોકલવી. વિદ્યાર્થી પાસેથી માસિક રૂ. ૭ લેવામાં આવશે. તા. ૪–૭–૧૯૧૧.

# શ્રી કપડવણજ ખડાયતા સમાજની
# છ માસીક સભા,–

તા૦ ૨૯—૫—૧૯૧૬ સોમવારે રાત્રે નવ વાગે દશા ખડાયતાની વાડીમાં અત્રેની શ્રી ખડાયતા સમાજની છ માસીક સભા એકઠી થઇ હતી તેમાં ઘણા ખરા મેમ્બરો તથા કેટલાક બીજા ગૃહસ્થોએ હાજરી આપી હતી. પ્રથમ શ્રી ઇષ્ટ દેવનો જય ધ્વની થયા બાદ રા. રા. સાંકળચંદ દલસુખરામ ગાંધીએ ચાલુ મીટીંગને માટે પ્રમુખસ્થાને બીરાજવા રા. રા. મથુરદાસ બહેચરદાસને માટે દરખાસ્ત મુકી હતી તેને રા. રા. જેઠાલાલ કાદરભાઇએ ટેકો આપ્યા બાદ પ્રમુખે બેઠક લીધી હતી. ત્યારબાદ સેક્રેટરીએ સમાજના છ માસના કામ કાજ સબંધી ટુંક રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. સદરહુ રીપોર્ટમાં અદ્યાપી સુધીમાં સમાજ તરફથી વિદ્યાર્થીઓને ઉત્તેજન માટે શું શું કરવામાં આવ્યું હતું તે દર્શાવી સમાજે ધારેલા આશય પાર પાડવા સમાજના તમામ મેમ્બરો તથા અન્ય જ્ઞાતી બન્ધુઓ અને ખાસ કરીને સમાજના આગળ પડતા સજ્જનોને બનતો શ્રમ લઇ તેમની સમાજ તરફની ફરજો સતત્ પ્રયાસથી અદા કરવા ખાસ વિનંતી કરી હતી. બાદ અત્રેના નડીઆદ હાઇ સ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓએ અજ્ઞાન બ્રાહ્મણ, ભટ, (ગોર) યજમાનોને કેવા ખોટા શાસ્ત્રાર્થ કરી બતાવે છે તે બાબત તથા હાલમાં શાળાઓમાં અપાતી કેળવણીજ ફક્ત બસ નથી તે બાબત દરેકના મનપર છાપ બેસાડવા યોગ્ય આકર્ષક ચિતાર કરી બતાવ્યા હતા તથા 'કેળવણીથી થતા ફાયદા' અને 'આપણી ઉન્નતી' એ વિષયો ઉપર રા. રા. જેઠાલાલ કાદરભાઇએ તથા શા. ઓચ્છવદાસે તથા શા. મથુરદાસ શંકરલાલે ભાષણ કર્યા હતાં. ઉપરના બન્ને વિષયો ઉપર રા. રા. ગોકળદાસ દલસુખરામ ગાંધીએ લંબાણથી અનુકુળ દૃષ્ટાન્તો સાથે દરેકના મગજપર અસર થાય તેવી રીતે સરળતાથી રૂચીકર ભાષણ કર્યું હતું. બાદ રા. રા. સાંકળચંદ દલસુખરામ ગાંધીએ ચાલુ વિષયો ઉપર ટુંક વિવેચન કર્યાબાદ તેમના ચી. ચિમનલાલ સાંકળચંદ પ્રીવીયસની પરિક્ષામાં ફતેહ પામ્યા તે બાબત ખુશાલીના સમાજમાં રૂ. ૫) બક્ષીસ આપવા તથા તેમના ભાઇ ગોકળદાસ દલસુખરામ બી. એ. ની પરીક્ષામાં ઉત્તિર્ણ થાય તો બીજા રૂ. ૬) સમાજમાં બક્ષીસ આપવા પોતાની ઉદાર વૃત્તિ દર્શાવી અનુકરણીય દાખલો આપ્યો છે. ત્યાર બાદ પ્રમુખના સમાપ્તીના ભાષણ બાદ વિદ્યાર્થીઓને પતાસાં વહેંચી પાન સોપારી થયા બાદ સભા વીસરજન થઇ હતી. જ્ઞાતીના શુભ ચાન્હે રા. રા. ગોકળદાસ દલસુખરામ બી. એ. ની પરિક્ષામાં ઉંચા વર્ગમાં ઉત્તિર્ણ થયા છે. મજકુર મીટીંગમાં નડીઆદ હાઇ સ્કુલના ઉપર જણાવેલા જ્ઞાતી વિદ્યાર્થીઓએ જે ઉમંગથી કાર્ય બજાવ્યું છે તેને માટે તેમનો તથા ખાસ ઉત્સાહથી દેખરેખ રાખી ચાલુ સમાજનું કામ સારા પાયાપર લાવી રા. રા. ગોકળદાસ દલસુખરામે સમાજની જે સેવા બજાવી છે તેને માટે તેમનો, સમાજ અંતઃકરણથી આભાર માને છે.

## ઉમરેઠ ખડાયતા યુવકમંડળનો રીપોર્ટ.

અત્રે તા. ૨૩ મી મે સને ૧૯૧૬ના રોજ અત્રેની ખડાયતા જ્ઞાતિમાં એક મંડળ "ખડાયતા યુવકમંડળ" ના નામથી સ્થપાયું છે તેમાં આજ દિન સુધીમાં ૭૬ મેમ્બરોએ પૈસા ભરેલા છે એકંદરે ૫૦ ઉપરાંત બંધુઓએ પોતાને હાથે સહિઓ કરી આપી મેમ્બર તરીકે નામ દાખલ કરાવેલાં છે. બાકીના પૈસા આવવાના બાકી રહેલા છે. સ્થળ અત્રેના શ્રીગોસાંઇજી મહારાજના મોટા મંદિરના પુસ્તકાલયવાળા ઓરડામાં રાખવામાં આવેલ છે. મંડળ દરેક રવીવારે સાંજના ૫ વાગતાં ભરાય છે તથા તેની અંદર ગામમાં હોય તેમાંથી ૨૫ ઉપરાંતની સંખ્યા હાજરી આપે છે. આજ સુધીમાં સામાન્ય બેઠકો ૬ તથા અસાધારણ ૨ મળી એકંદરે ૮ બેઠકો થયેલી છે. સામાન્ય બેઠક સાતમી અત્રે પધારેલ ગોસ્વામી શ્રીવિઠ્ઠલેશ્વરજી મહારાજના પ્રમુખપણા નિચે મળેલી. ધર્મ ઉપર શેઠ પુરૂષોત્તમદાસ પ્રેમચંદ તરફથી અસરકારક વિવેચન થયેલું. શ્રોતાઓ એકંદરે ભસો ઉપરાંતની સંખ્યામાં મંદિરમાં તા. ૨૫-૬-૧૬ ને રવીવારના રોજ સાંજના પાંચ વાગતાં ભરાયેલા મંડળ સંબંધી તેઓશ્રીએ અભિપ્રાય આપેલો કે આજનું મંડળનું કામ જોઇ અમો ઘી બહુજ ખુશ થયા છે. અને દરેક પોતાની ફરજ ઘણીજ સારી રીતે અદા કરી છે. અને જો વડિલ જ્ઞાતિજનો પોતાના તનમન અને બને તેટલા ધનની મદદ આ સંસ્થાને કરી પોતાના ઉમદા વિચારોનો લાભ પ્રસંગોપાત મંડળ સાથે મળી મંડળને આપી ઉત્તેજન આપશે તો ખરેખર આ મંડળ બીજાને દાખલા રૂપ થઇ પડશે એટલુંજ નહિ પણ યાવત્ચંદ્ર દિવાકરૌ આ મંડલ બને એવી છેવટ પ્રભુ પ્રાર્થના છે. અને સેક્રેટરી માણેકલાલ નારણલાલ તથા ખંતિલા અને ઉત્સાહી કાર્યવાહકો નીસ્વાર્થપણે કામ કર્યા જાય છે તો જરૂર તેમાં જય થયા વિના રહેશેજ નહિ વિગેરે કહી બતાવ્યું.

ત્યાર બાદ આવતા રવીવારે મિટિંગ રાખવી જોઇએ પણ રથયાત્રા હોવાથી શનીવાર ઉપર મુલતવી તે પ્રસંગનો નિતિનો વિષય રા. જમનાદાસ ગીરધરલાલને આપી વિસર્જન કરેલી પણ આચાર કે એટલે બીજે દિવસે સોમવારે અસાધારણ મિટિંગ ભરવી પડેલી તે નિચે પ્રમાણે છે:—

કાંકરોલી વાળા ગોસ્વામી શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ શુક્રવારને રોજ લીલા વિસ્તાર્યા તે સંબંધી દિલગીરી દર્શાવવા ગોસ્વામી શ્રીવિઠ્ઠલેશજી મહારાજ ચાંપાસેની વાળાએ એક અસાધારણ મિટિંગ ભરવા યુવકમંડળને આજ્ઞા કરવાથી અસાધારણ સભા સોમવાર તા. ૨૬-૬-૧૬ ને રોજ સાંજના ૫ વાગતાં મંદિરમાં મહારાજશ્રીના પ્રમુખપણા નીચે યુવકમંડળ તરફથી મહારાજશ્રીની આજ્ઞા મુજબ ભરાએલી તે.

સદરહુ સભામાં લગભગ બસો ઉપરાંત વૈષ્ણવો તેમજ યુવકમંડલના મેમ્બરોએ હાજરી આપેલી. અને તેમાં તેઓશ્રીએ ઘણીજ દીલગીરી પ્રદર્શીત કરેલી. અને ભરાયલાઓએ તેમજ મંડળે પણ દીલગીરી દર્શાવી તેમજ સદરહુ વર્તાંત પેપરમાં આપવા સેક્રેટરી માણેકલાલને ફરમાવેલું. ત્યાર બાદ સંધ્યા આરતીનો વખત થવાથી સભા વિસર્જન કરેલી.

લી. જ્ઞાતિસેવક,
(સહી) પા. માણેકલાલ નારણલાલ.
ઓ. સેક્રેટરી,
ખડાયતા યુવકમંડળ ઉમરેઠ.

## મરહુમ રા. મણીલાલ જેઠાલાલ દેસાઈ.

માતરના વતની ને અમદાવાદના પોલીસ ઇન્સ્પેક્ટર રા. મણીલાલ જેઠાલાલ દેસાઇના અકાલ મૃત્યુની નોંધ લેતાં અમને અત્યન્ત ખેદ પેદા થાય છે ! તેમના પિતાશ્રી સરકારી નોકરીમાં હતા ને તેમણે મરહુમ મણીલાલને મેટ્રીક્યુલેશન સુધી કેળવણી આપી આગળ ન લઇ જતાં તેમને સરકારી નોકરીમાં જોડી દેવાનું ઉચિત ધાર્યું હતું. ત્યાં પોતાની ચાલાકી તથા બાહોશીથી મરહુમ મણીલાલ પોતાના ઉપરીઓના સારા અભિપ્રાય મેળવી પોતાનો રસ્તો ઘણો સરળ કરી શક્યા હતા. તેનાજ પરિણામે તેમને ડીટેક્ટીવ ખાતા માટે ખાસ પસંદ કરી પુને મોકલવામાં આવ્યા હતા ત્યાં પણ કેટલાક સારા કેસમાં ઘણું ઉંચુ કામ કરી બતાવી સારી નામના મેળવી હતી. તેથી તેઓ શાડી તેમજ રેલવે પોલીસ ખાતામાં ઇન્સપેક્ટરના હોદ્દા સુધી પહોંચી શકયા હતા. આપણી જ્ઞાતિમાં ઇન્સ્પેક્ટરના દરજ્જા સુધી પહોંચનાર પોતે પહેલાજ ગૃહસ્થ હતા ને અમારી પુરી ખાત્રી છે કે ઇશ્વરે જો એમને લાંબુ આયુષ્ય બક્ષ્યુ હોત તો તેઓ સુપ્રીન્ટેન્ડેન્ટ કે ડેપ્યુટી તો જરૂર થઇ શકત. પણ આપણી જ્ઞાતિના કમનશીબે ઇશ્વરની મરજી તેથી વિરૂદ્ધ નીવડી એટલે તેની મરજીને આધીન થયા સિવાય બીજો ઉપાય નથી.

મરહુમ મણીલાલ જ્ઞાતિ સુધારાની બાબતમાં ઘણા ઉગ્ર વિચાર ધરાવતા હતા, અયોગ્ય ધરજીયાત ન્યાત વરા બંધ કરવાના તેઓ સખ્ત હીમાયતી હતા તથા કન્યા તેમજ સ્ત્રી કેળવણી તેઓ બહુ આગળ વધેલી જોવા ઇચ્છતા હતા જે બાબત આ માસિકમાંજ તેમના છપેલા લેખ પરથી બહુ સ્પષ્ટ રીતે જણાઇ આવતી હતી. તેમજ પોતાના વતનમાં પણ કેળવણી સારૂ કંઇ સંસ્થા સ્થાપવા આગ્રહપૂર્વક વીચાર ધરાવતા હતા. અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે મરહુમની ઉપરોક્ત ઉચ્ચ ધારણાઓ તેમની સાથે દબાઇ નહીં જતાં તેમના સુજ્ઞબંધુ દ્વારા કંઇ યોગ્ય સ્વરૂપ પકડશે કારણ કે મરનારની ખરેખરી યાદગીરી જાળવી રાખવાનો એજ ખરેખરો રસ્તો છે. જેથી મરનારના આત્માને પણ શાંતિ મળે. તેમના ભાઇઓ પૈકી એક રા. નાનાલાલ અસારવા મિલના મેનેજર છે તથા મિત્રમંડળના મેમ્બર છે ને બીજા મરહુમનાજ ખાતામાં સબ ઇન્સ્પેક્ટર છે તથા ત્રીજા મુંબાઇમાં ઓફીસ ઉઘાડી દેશાવર સાથે વેપાર કરે છે. એ પ્રમાણે બધાજ ભાઇઓ સારી સ્થિતિમાં ને સુજ્ઞ હોવાથી અમારી કરેલી સુચના ઉપર ધ્યાન આપ્યા સિવાય નહીં રહે, એવી અમને પૂર્ણ ખાત્રી છે. મરનાર પોતાની પાછળ વિધવા તથા બે પુત્રીઓને શોક કરતી મુકી ગયા છે. જેને અમે અંતઃકરણપૂર્વક દીલાસો આપીએ છીએ ને ઇશ્વરને એટલીજ અરજ ગુજારીએ છીએ કે મરહુમના આત્માને ચિરકાલ શાંતિ અર્પે.

## નડીઆદ વિદ્યોત્તેજક મંડળ.

શ્રી.દશા ખડાયતા વિદ્યોત્તેજક મંડળનો સને ૧૯૧૫-૧૬ નો વાર્ષિક રીપોર્ટ અમને મળ્યો છે જે પરથી જણાય છે કે આ મંડળવાળા નાનાં તડના માણસો પણ ઘણું સારૂં કામ કરે છે પહેલી મીટીંગ ચોકસી પરસોતમ સાકરચંદ એલ. સી. ઇ.ના પ્રમુખપણા નીચે ભરી ફંડની શરૂઆત તા. ૭-૧-૧૫ થી કરવામાં આવી હતી. છતાં આ બીજાજ વર્ષોમાં જ્ઞાતિબંધુઓની ફંડ તરફની લાગણી તથા વિદ્યા તરફના ભાવને લીધે એન્ડાઉમેન્ટ ફંડ તરીકે રૂા. ૪૫૨ એકઠા થયા હતા ને ફંડનો વહીવટ સંતોષકારક રીતે થવાથી ઘણી મદદ મળી હતી. આ વખતનો વાર્ષિક મેળાવડો પરીખ કેશવલાલ મોતીલાલના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યો હતો જે વખતે બહારના સંભાવિત ગૃહસ્થોએ પણ હાજરી આપી મેળાવડાની શોભામાં વૃદ્ધિ કરી હતી ને વિદ્યા દેવીની ઉપાસના કરવામાં પોતાનો ફાળો આપ્યો હતો. તે વખતે કેટલાક ગૃહસ્થો તેમજ વિદ્યાર્થીઓએ ઘણાં સારાં ને અસરકારક ભાષણો કર્યાં હતા. વિદ્યાર્થી પૈકી ઠાકોરદાસ દેસાઇ તો નડીઆદવાસી તેમજ બહારનાને એક સારા વક્તા તરીકે જાણીતા છેજ તે ઉપરાંત હવે પોતે વિદ્યાર્થી મટી ગૃહસ્થ તરિકે પોતાની કારકીર્દી નડીઆદમાંજ શરૂ કરવાના છે. તે જાણી અમને ઘણો આનંદ થાય છે. કારણ કે તેથી કરી તેઓ જ્ઞાતિની કીમતી સેવા બજાવી શકશે ને નડીઆદની જ્ઞાતિને જરૂર પોતાના પ્રયાસ તેમજ જ્ઞાતિબંધુઓની મદદથી આગળ લાવી શકશે. પણ બધા કરતાં આ મેળાવડા વખતે જે વધુ આનંદક બનાવ બન્યો હતો ને એ હતો કે આ મંડળના કાર્યવાહકોએ પોતે નાના તડના હોવા છતા પોતાનો પક્ષાપક્ષ દૂર કરી પોતાના તડમાથી બી. એ. માં પાસ થએલા પરીખ જગમોહનદાસ લાલભાઇની સાથે બી. એ. એલ. એલ. બી. માં પાસ થએલા ઉપર જણાવેલા અમારા મિત્ર ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇને પણ પ્રમુખને હસ્તે પાઘડી બંધાવી હતી. ને બન્નેને હાર ગોટા પહેરાવવામાં આવ્યા હતા. મંડળના કાર્યવાહકોનું આ કાર્ય અત્યંત પ્રશંસનીયને ધન્યવાદને પાત્ર હોવા ઉપરાંત બીજા જ્ઞાતિબંધુઓ તેમજ ૪૬ કે તડને એકડાના કાર્યવાહકોને ખાસ અનુકરણ કરવા જેવું છે. અને વિદ્યાને ઉત્તેજન આપવા જેવા કાર્યમાં આ પ્રમાણે પક્ષાપક્ષ દૂર કરવાની શરૂઆત કરવામાં આવશે તો બધા જ્ઞાતિબંધુઓને એકઠા કરી રહેવા રહેલા બંધુઓ નહી પણ ખરા બંધુઓ તરિકે એક બીજાના સમાગમમાં લાવી પરસ્પર મદદ કરવાનો અમારો આશય દૂર નહીં પણ નજદીકનાજ ભવિષ્યમાં ફળીભૂત થશે એમ માનવાને વધા બઇએ. સજ્જાઉને અમને દરેક કારણ મળે છે અમારા જ્ઞાતિબંધુઓ હવે કેટલે અંશે તે પાર પાડે છે તેજ ફક્ત હવે અમારે જોવાનું રહે છે. આજ પ્રમાણે એ નાના તડ વાળા પોતાનું કાર્ય આગળ વધારે જશે તો થોડા વખતમાં મોટા તડ વાળાને પણ પાછળ મુકી દેશે એમાં શક નથી આવા શુભ કાર્યોમાં જ હરિફાઇ કરવાની સદબુદ્ધિ આપી શ્રી ઇશ્વર પ્રભુ આપણી જ્ઞાતિનું કલ્યાણ કરો.

## જુદી જુદી યુનીવરસીટી પરીક્ષાનાં પરિણામ.

(૧) બી. એ. પરિક્ષાનું પરિણામ.

| | |
|---|---|
| ૧. તલાટી. રણછોડદાસ મથુરાંદાસ | ઉમરેઠ. |
| ૨. જગમોહનદાસ લાલભાઇ પરીખ | નડીઆદ. |

(૨) ઇંટર મીડીએટ પરિક્ષાનું પરિણામ.

| | |
|---|---|
| ૧. રમણલાલ હરીલાલ પરીખ | નડીઆદ. |
| ૨. ચીમનલાલ સાંકળદાસ પરીખ | |
| ૩. ચીમનલાલ ભોગીલાલ દેસાઇ | નડીઆદ |
| ૪. હીરાલાલ માણેકલાલ પરીખ | |

(૩) મેટ્રીકયુલેશનનું પરિણામ.

| | |
|---|---|
| ૧. રમણલાલ મણીલાલ કોઠારી | અમદાવાદ |
| ૨. ચીમનલાલ સાંકરલાલ દલાલ | નડીઆદ. |
| ૩. માણેકલાલ રણછોડદાસ પરીખ | માતર. |
| ૪. છગનલાલ નારણદાસ ગાંધી | નડીઆદ. |
| ૫. પરીખ કાન્તિલાલ ગોકલદાસ | ,, |
| ૬. રતીલાલ મોહનલાલ પરીખ | ખેડા. |
| ૭. હીરાલાલ કેશવલાલ શાહ | ખેડા. |
| ૮. તલાટી કેશવલાલ ત્રીભોવનદાસ | ઉમરેઠ |
| ૯. પરીખ ચીમનલાલ મનસુખભાઇ | ,, |
| ૧૦. ગીરધરદાસ છગનલાસ શાહ | ,, |
| ૧૧. મંગળદાસ ભોગીલાલ શાહ | કઠલાલ |
| ૧૨. અંબાલાલ છોટાલાલ શાહ | ,, |
| ૧૩. હીરાલાલ ચુનીલાલ | મહુધા |
| ૧૪. દામોદરદાસ નારણદાસ શાહ | ગામ્બટ |

## નવીન સમાચાર.

માતર—બીઓની મીટીંગ માતરમાં દેશાઇ પાનાચંદ મોહનલાલની વિધવા બાઇના પ્રમુખપણા નીચે એક નાની મીટીંગ ભરવામાં આવી હતી. જો કે તે મીટીંગને અંગે કેટલીક મોટી ઉંમરની બાઇ ઉપરાંત નાની કુમારિકા તેમજ કેટલીક બીજી સ્ત્રીઓ એકઠી થઇ હતી જો આવી મીટીંગો ભરાય તો સારી આશા બંધાય છે. અમો તો એટલુંજ ઇચ્છીએ છીએ કે આવી બીજી ઘણી મીટીંગો થાવ.

હલદરવાસ—તા. ૨૨–૬–૧૬ લખવાને ઘણી ખુશી ઉપજે છે કે મહેમદાવાદના શા. વીઠલદાસ જીભાઇ પોતાના દીકરા મોતીભાઇના લગનમાં હલદરવાસ જાન લઇ આવેલા વરસાદ તેજ રાત્રે મારો થવાથી તેમને કેટલીક અગવડ વેઠવી છતાં નીયમીતપણે જાનૈયા સાથે આવી ગયા હતા લગ્ન નીર્વિઘ્ને પસાર થયાં હતાં વરની ઉમ્મર ૨૨ ની હતી ત્યારે

# દવાઓ.

**ચંદ્રોદયરસ**—કસ્તુરી બરાસ વિગેરે અનુપાન સહીત, ક્ષય, અશક્ત, ઉધરસ, વાયુ, કફ વિગેરે રોગો મટાડી તાત્કાલિક પુષ્ટાતન આપનાર સાત દીવસની દવાના રૂ. ૨-૧૦-૦

**અભ્રક ભસ્મ**—આયુષ્ય, બળ, બુદ્ધીને વધારી તન્દુરસ્તી આપનાર, તથા દમ, ખાંસી વિગેરે મટાડનાર, ૧૦૦૦ પુટી કીં. તોલા ૧ ના રૂા. ૪૦-૦-૦ ૫૦૦ પુટી, રૂા. ૨૫-૦-૦ ૧૨૫ પુટી. રૂા. ૧૨-૦-૦

**સુવર્ણ વસંત માલતી**—જીર્ણ જ્વર, જુની ખાંસી તથા દમ, મગજની નિર્બળતા, વિગેરે મટાડી, અપુર્વ શક્તિ આપનાર-તોલા ૧ ના રૂા. ૧૬-૦-૦

**લોહ ભસ્મ**—પાંડુરોગ, ઉદર રોગ, તથા હરસ-મટાડી શક્તિ આપનાર ૫૦૦ પુટી તોલાના. રૂા. ૧૦-૦-૦ ૧૨૫ પુટી રૂ. ૫-૦-૦

**બંગેશ્વર રસ**—દરેક જાતના પ્રમેહ તથા ધાતુ સંબંધી દરદો મટાડી શક્તિ આપનાર દીવસ ૧૪ ની દવાના રૂા. ૨-૦-૦

**ચ્યવન પ્રાશ્ય અવલેહ**—બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષો, માટે સર્વોત્તમ, નિર્ભય, અને ખરૂં તત્વ આપનાર, બળ, બુદ્ધી, અને વિર્યને વધારનાર રતલ ૦। ના રૂા. ૦-૧૦-૦ અને રતલ ૧ ના રૂા. ૨-૪-૦

**બાલમિત્ર**—દરેક જાતના બાલરોગને મટાડી શક્તિ આપનાર તથા લોહીને વધારનાર કીં. રૂા. ૧-૪-૦

**ખદીરારિષ્ટ**—આ સ્વાદીષ્ટ આસવ પિવાથી સર્વે જાતના લોહી બીગાડના રોગ મટી શક્તિ આવે છે. કીં. શીશીના રૂા. ૧-૦-૦

**દ્રાક્ષારિષ્ટ**—સર્વે પ્રકારના છાતીના દરદ-ખાંસી, હાંફણ, કંઠરોગ, મટાડી શાન્તિ આપનાર કીં. શીશીના રૂા. ૦-૧૨-૦

**હીંગ સમક**—વાયુ, ખાટા ઓડકાર, શુળ, વિગેરે મટાડી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે શીશીના. રૂા. ૦-૧૨-૦

**લવંગાદી ચૂર્ણ**—ક્ષય, સંગ્રહણી, ખાંસી, હાંફણ, વિગેરે દરદો મટાડી શક્તિ આપે છે. શીશીના. રૂા. ૦-૧૦-૦

આ સીવાય બીજી ઘણી જાતના આસવો, ભસ્મો, તેલો, ઘૃત, ચૂર્ણ, વિગેરે મળશે. વધુ માટે સુચીપત્ર મંગાવો.

પ્રાપ્ય—
વૈદ્ય હીરાલાલ મોતીલાલ
સોમ પીપલી-દલાલ પોળ.
નડીઆદ.

મોતીલાલ દુલભ એન્ડ સન્સ.
લલ્લુભાઇનું

# ખેતીમાટે પાણીનું સસ્તું સાધન.



ઊંડા તેમજ નજીક કુવામાંથી પાણી કાઢવાના દરેક જાતના પંપ અને નળીઆ રેટ



હાથની ચાલતા, બળદની ચાલતા, તેમજ ઓઈલ એન્જીનથી ચાલતા, તદ્દન નવી ઢબના, જેની લોધ મુજબના દરેક જાતના ઊંડા કુવામાંથી પાણી કાઢવાના પંપો અને નળીઆ રેટો તથા ઓઈલ એન્જીનો દમો ખાસ કીફાયત ભાવથી વેચીએ છીએ, તેમજ ગોઠવી આપીએ છીએ તથા દુરસ્ત કરી આપીએ છીએ

કીમત અને વધુ ખુલાસા માટે નીચેના સરનામે રૂબરૂ મળો અથવા લખો.—

અંબાલાલ એમ. પટેલની કંપની

દરીઆપુર—ગાની માતેપરી—અમદાવાદ


ચાખા ચોખા

# દવાઓ.

**ચંદ્રોદયરસ**—કસ્તુરી બરાસ વિગેરે અનુપાન સહીત, ક્ષય, અશક્ત, ઉધરસ, વાયુ, કફ વિગેરે રોગો મટાડી તાત્કાલિક પુષ્ટબલ આપનાર સાત દીવસની દવાના રૂ. ૨-૧૦-૦

**અભ્રક ભસ્મ**—આયુષ્ય, બ, બુદ્ધીને વધારી તન્દુરસ્તી આપનાર, તથા દમ, ખાંસી વિગેરે મટાડનાર, ૧૦૦૦ પુટી કીં. તોલા ૧ ના રૂ. ૪૦-૦-૦ ૫૦૦ પુટી, રૂ. ૨૫-૦-૦ ૧૨૫ પુટી. રૂ. ૧૨-૦-૦

**સુવર્ણ વસંત માલતી**—જીર્ણ જ્વર, જુની ખાંસી તથા દમ, મગજની નિર્બળતા, વિગેરે મટાડી, અખુટ શક્તિ આપનાર-તોલા ૧ ના રૂ. ૧૬-૦-૦

**લોહ ભસ્મ**—પાંડુરોગ, ઉદર રોગ, તથા હરસ-મટાડી શક્તિ આપનાર ૫૦૦ પુટી. તોલાના. રૂ. ૧૦-૦-૦ ૧૨૫ પુટી રૂ. ૫-૦-૦

**બંગેશ્વર રસ**—દરેક જાતના પ્રમેહ તથા ધાતુ સંબંધી દરદો મટાડી શક્તિ આપનાર દીવસ ૧૪ ની દવાના રૂ. ૨-૦-૦

**ચ્યવન પ્રાશ્ય અવલેહ**—બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરૂષો, માટે સર્વોતમ, નિર્ભય, અને ખરૂં તત્વ આપનાર, બલ, બુદ્ધી, અને વિર્યને વધારનાર રતલ ૧ ના રૂ. ૦-૧૦-૦ અને રતલ ૧ ના રૂ. ૨-૪-૦

**બાલમિત્ર**—દરેક જાતના બાલરોગને મટાડી શક્તિ આપનાર તથા લોહીને વધારનાર કીં. રૂ. ૧-૪-૦

**ખદીરારિષ્ટ**—આ સ્વાદીષ્ટ આસવ પિવાથી સર્વે જાતના લોહી બીગાડના રોગ મટી શક્તિ આવે છે. કીં. શીશીના રૂ. ૧-૦-૦

**દ્રાક્ષારિષ્ટ**—સર્વ પ્રકારના છાતીના દરદ-ખાંસી, હાંફણ, કંઠરોગ, મટાડી શાન્તિ આપનાર કીં. શીશીના રૂ. ૦-૧૨-૦

**હીંગ રસક**—વાયુ, ખાટા ઓડકાર, શુંક, વિગેરે મટાડી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. શીશીના. રૂ. ૦-૧૨-૦

**લવંગાદી ચૂર્ણ**—ક્ષય, સંગ્રહણી, ખાંસી, હાંફણ, વિગેરે દરદો મટાડી શક્તિ આપે છે. શીશીના. રૂ. ૦-૧૦-૦

આ સીવાય બીજી ઘણી જાતના આસવો, અરગો, તેલો, ધૂપ, ચૂર્ણ, વિગેરે મળશે. વધુ માટે સુચીપત્ર મંગાવો.


લખો—
વૈદ્ય હીરાલાલ મોતીલાલ
સાંથ પીપલી-દલાલ પોળ.
નડીઆદ.

મોતીલાલ દુર્લભ એન્ડ સન્સ.
લલ્લુભાઇનું

